ॐ

नमः श्रीसद्गुरुदेवाय

# પ્રસ્તાવના



શ્રી નિયમસાર પરમાગમના કર્તા શ્રીમદ્ભગવત્કુંદકુંદાચાર્યદેવ વિક્રમ સંવતની શરૂઆતમાં થઈ ગયા છે. નિર્ગ્રંથ આચાર્યભગવંતોમાં ભગવાન કુંદકુંદાચાર્યદેવ અગ્રપદે બિરાજે છે. તેઓશ્રી અત્યંત અધ્યાત્મલીન, વીતરાગદર્શનના પરમ મર્મજ્ઞ, શ્રુતજ્ઞાનના મહાસાગર સમા અને અનેક લબ્ધિઓના નિવાસભૂત મહામુનિ હતા. તેમણે ત્રિલોકપૂજ્ય ભગવાન મહાવીરથી ચાલ્યા આવતા મોક્ષમાર્ગના બીજભૂતજ્ઞાનને પરમપવિત્ર પરમાગમોમાં સંઘરી રાખીને ભવ્ય જીવો પર અપાર ઉપકાર કર્યો છે. તેઓશ્રીને ભગવાન મહાવીરનું જ્ઞાન આચાર્યોની પરંપરાથી મળ્યું હતું એટલું જ નહિ પણ આઠ દિવસ સુધી મહાવિદેહવાસી શ્રીસીમંધરભગવાનના દિવ્યધ્વનિને સાક્ષાત્ શ્રવણ કરવાનું મહાસુભાગ્ય પણ તેમને પ્રાપ્ત થયું હતું. એ રીતે તીર્થંકરદેવોનો ઉપદેશ પ્રાપ્ત કરનાર ભગવાન કુંદકુંદાચાર્યદેવે રચેલાં અનેક શાસ્ત્રોમાનું એક ઉત્તમ આધ્યાત્મિક શાસ્ત્ર શ્રી નિયમસાર છે. તેમા પરમ શાંતરસમય આધ્યાત્મિક ગૂઢભાવો ભર્યા છે. નયાધિરાજ નિશ્ચયનયનું એમાં અલૌકિક નિરૂપણ છે. શુદ્ધ જીવ, વ્યવહાર નિશ્ચય

ચારિત્ર, નિશ્ચય પ્રતિક્રમણ-પ્રત્યાખ્યાન-આલોચના-પ્રાયશ્ચિત, પરમ સમાધિ, શુદ્ધઉપયોગ વગેરેનું સ્વરૂપ એમાં સુંદર રીતે સમજાવવામાં આવ્યું છે કે જેથી મુમુક્ષુઓનું વલણ ક્ષણિકભાવો તરફથી છૂટી શુદ્ધદ્રવ્ય સન્મુખ થઈ નિજાનંદમાં લીન થાય.

આ શાસ્ત્રની મૂળ ગાથાઓ ૧૮૭ છે. એ ગાથાઓ પર નિર્ગ્રંથ મુનિવર શ્રી પદ્મપ્રભમલધારિદેવે વિસ્તૃત સંસ્કૃત ટીકા રચી છે ટીકાકાર મહાસમર્થ અધ્યાત્મરત મુનિ ભગવાન છે. તેમણે ટીકા કરતાં અધ્યાત્મરસને અદ્ભુત રીતે ઘૂંટયો છે; પરમપારિણામિકભાવ, કારણ પરમાત્મા વગેરેને અતિ અલૌકિક રીતે ગાયા છે ટીકા ગદ્યરૂપ છે તેમ જ તેમાં અનેક અધ્યાત્મરસઝરતાં મધુર પદ્યો પણ છે. ટીકાકાર મુનિભગવંતે મૂળ શાસ્ત્રકારના આશયને અતિ સ્પષ્ટ કરી પરમ ઉપકાર કર્યો છે.

સંસ્કૃત ટીકાના આધારે આ શાસ્ત્રનો હિંદી અનુવાદ બ્રહ્મચારી શ્રી શીતલપ્રસાદજીએ કર્યો છે મૂળ ગાથાઓ, સંસ્કૃત ટીકા અને હિંદી અનુવાદ વિ. સં. ૧૯૭૨ માં પુસ્તકાકારે પ્રકાશિત થયાં હતાં. તે પુસ્તક પર પરમપૂજ્ય અધ્યાત્મયોગી શ્રી કાનજીસ્વામીએ સોનગઢમાં સં ૨૦૦૦-૨૦૦૧ માં પ્રવચનો કર્યાં હતાં. તે પ્રવચનો યથાશક્તિ ઝીલવાની વ્યવસ્થા કરી પહેલી ૧૯ ગાથાઓનાં પ્રવચનો અમે આજે પુસ્તકાકારે પ્રગટ કરી મુમુક્ષુઓ સમક્ષ મૂકીએ છીએ.

ભારતવર્ષમાં અધ્યાત્મજાગૃતિ ફેલાવનાર, સ્વરૂપાનુભવી,

અધ્યાત્મયોગી શ્રી *કાનજીસ્વામીએ આ પ્રવચનોમાં સૂક્ષ્મ અધ્યાત્મની પરાકાષ્ઠાભૂત શુદ્ધકારણપર્યાય વગેરેનાં પરમ ગહન આધ્યાત્મિક રહસ્યો ખોલી અધ્યાત્મતૃષિત સુપાત્ર મુમુક્ષુઓ પર ઉપકારની અવધિ કરી છે. મુમુક્ષુઓ આ શાસ્ત્રનો અતિશય એકાગ્રતાથી અભ્યાસ કરી આત્મિક સુધારસને અનુભવો.

માગસર સુદ ૧૦<br>
વીર સં. ૨૪૭૨<br>
વિ. સં. ૨૦૦૨

**રામજી માણેકચંદ દોશી**<br>
પ્રમુખ,<br>
**શ્રી જૈન સ્વાધ્યાય મંદિર ટ્રસ્ટ.**<br>
**સોનગઢ**

---

* શ્રી જૈન સ્વાધ્યાય મંદિર ટ્રસ્ટ તરફથી 'સમયસાર પર પ્રવચનો' (ભાગ પહેલો તથા ત્રીજો) પ્રકાશિત થયેલ છે તેમાં અધ્યાત્મયોગી શ્રી કાનજીસ્વામીનો સંક્ષિપ્ત જીવનપરિચય છપાવવામાં આવ્યો છે.

# શ્રી નિયમસાર-પ્રવચનોની

## ગાથા તથા કલશ સૂચી



પરમ કૃપાળુ સદ્‌ગુરૂ દેવ શ્રી કાનજી સ્વામી



श्रीपरमात्मने नमः ।

श्रीसद्गुरवे नमः ।

પરમપૂજ્ય પરમ-ઉપકારી શાસનસમ્રાટ અધ્યાત્મયોગી

સદ્ગુરુદેવ શ્રી કાનજીસ્વામીનાં

# શ્રી નિયમસારશાસ્ત્ર પર પ્રવચનો.



વ્યાખ્યાન નં-૧ — તા. ૨૦-૪-૪૪ ગુરુ.

## હિંદી ટીકાકારનું મંગલાચરણ.

समयसार सतगुण पर्णमि, द्रव्य भाव हरषाय ।
'गौतम' गणधर गाय गुण, जिनवाणी उर ध्याय ॥१॥

'कुंदकुंद' मुनि चरण नमि, अनुभवके दातार ।
ज्ञानभानु-सम्यक्किरण, मिथ्यातमहरतार ॥ २ ॥

नियमसार गुण-रत्नको, प्रगटायो सुखदाय ।
प्राकृतभाषामय मधुर, निजरसअनुभवदाय ॥ ३ ॥

સમયસાર એટલે શુદ્ધ આત્મા, તેના છતા ગુણો તે સત્ છે અને રાગાદિ અસત્ છે. સમયસારરૂપ સત્‌ને પ્રણમિને (તે તરફ વિશેષ નમીને) દ્રવ્ય અને ભાવથી હરખ લાવીને-નમીને, ગૌતમગણધરના ગુણગ્રામ કરીને, જિનવાણી જે પરમ આત્મપદને બતાવનાર તેનું ધ્યાન કરીને, અનુભવના દાતાર એવા શ્રી કુંદકુંદાચાર્યદેવના ચરણમાં નમસ્કાર કરીને હું આ શાસ્ત્રનો અનુવાદ કરું છું.

પ્રશ્ન:—આપ તો કહો છો કે કોઇ કોઇને કાંઈ આપી શકે નહીં-તો અહીં કુંદકુંદાચાર્યને અનુભવના દાતાર કેમ કહ્યા છે?

ઉત્તર:—જેના નિમિત્તથી અનુભવ પામ્યો તેનામાં આરોપ કરીને તેને અનુભવના દાતાર કહ્યા છે.

કુંદકુંદાચાર્ય સમ્યગ્જ્ઞાનરૂપી સૂર્ય કિરણ આપનાર છે અને અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનાર છે. ગુણ-રત્નના ભંડારરૂપ નિયમસાર આત્માનો આનંદ દેવા માટે પ્રગટ કર્યું છે. આ શાસ્ત્રની ભાષા પ્રાકૃત-મધુર છે અને તે આત્માના આનંદનું દાતાર છે.

'पद्मप्रभ मलधारि' जे, मुनि निर्ग्रन्थस्वरूप ।
वर संस्कृत टीका रची, पद अरु शब्द अनूप ॥ ४ ॥

ताकी छाया लेयकर, तुच्छ बुद्धि अनुसार ।
प्राकृतकी भाषा करूं, बालबोध हितकार ॥ ५ ॥

જેના શરીરની કાંતિ પદ્મ (કમળ) જેવી હતી એવા શરીરને ધરનારા અને નિર્ગ્રંથસ્વરૂપ એટલે અંતરમાં રાગદ્વેષ રહિત અને બાહ્ય પરિગ્રહ રહિત એવા નિર્ગ્રંથ મુનિ શ્રી પદ્મપ્રભમળધારીદેવે આ શાસ્ત્રની સંસ્કૃત ટીકા કરી છે. જેવી અદ્‌ભુત ટીકા અમૃતચંદ્રાચાર્યે શ્રી સમયસારની કરી છે તેના જેવી જ અદ્‌ભુત ટીકા પદ્મપ્રભદેવે આ નિયમસારની કરી છે.

निज अनुभवके कारणें, पर अनुभवके काज ।
चाह दाह जग छाँडकर, भजि मन वच जिनराज ॥ ६ ॥

હું-પોતાના અનુભવને કારણે અને પરજીવોને શાંતિ અનુભવ મળે એ અર્થે, જગતની ચાહ અને દાહ (રાગ અને દ્વેષ) છોડીને, મન-વચનથી વીતરાગનું ભજન કરીને આ ટીકા કરૂં છું.

આ પદ્મપ્રભમળધારીદેવ ૯૦૦ વર્ષ પહેલાં થયા હતા, તેમણે આ ટીકા રચી છે; તેમાં કારણ પરમાત્માનું (પરમ પારિણામિકભાવનું) ઘણી ઘણી અદ્‌ભુત રીતે વર્ણન કર્યું છે.

## ટીકાકારના મંગલાચરણનો ભાવાર્થ.

પહેલાં દેવ-ગુરુની શુદ્ધિ બતાવનાર સ્વરૂપ કહ્યું છે.

त्वयि सति परमात्मन्मादृशान्मोहमुग्धान्
कथमतनुवशत्वान्बुद्धकेशान्यजेऽहम् ?

હે પરમાત્મા! આપ તો શુદ્ધ આનંદના જ ભોગવનાર છો, જગતમાં કોઈ કર્તા-હર્તા નથી. આપના જેવા વીતરાગ જિનદેવ હોવા છતાં મોહમુગ્ધ એવા બ્રહ્મા, વિષ્ણુ, મહેશ કે બુદ્ધ આદિ જે કતૃત્વને ભજે છે-અર્થાત્ જગતનું કર્તાપણું માને છે તેને હું કેવીરીતે ભજી શકું? પરનું કર્તાપણું માનવામાં રાગ છે; જગતનું કરી શકવાનું માન્યું ત્યાં પરનું અભિમાન આવ્યું, તેથી હું તો વીતરાગ જિનેન્દ્રદેવને નમસ્કાર કરૂં છું.

વસ્તુનો સ્વભાવ જ ઉત્પાદ-વ્યય-ધ્રુવ સ્વરૂપ છે, તેને વળી બીજો ઉત્પન્ન કરે કે નાશ કરે એમ બને નહીં. જે મોહમાં મૂર્છાયેલા છે અને વિષયને વશ છે તે પરનું કર્તૃત્વ માને છે; કર્તાપણું માનવું તે રાગ છે; જો રાગ ન હોય તો પરનું કરવાનો ભાવ કરે શા માટે? તેથી એવા મોહમુગ્ધ પ્રાણીને નહિ નમતાં, જેણે રાગ-દ્વેષને હણીને વીતરાગતા મેળવી છે એવા જિનેન્દ્રદેવ સૂર્યને નમસ્કાર કરૂં છું.

सुगतमगधरं वा वागधीशं शिवं वा
जितभवमभिवन्दे भासुरं श्रीजिनं वा ॥

જિનેન્દ્રદેવ કેવા છે ?

૧–જેણે સંસારને જીતી લીધો છે એટલે કર્મના સંયોગે થતા રાગ–દ્વેષના વિકારીભાવોને જીતીને વીતરાગભાવની પ્રાપ્તિ કરી છે.

૨–મોક્ષમાર્ગના નેતા ( નિમિત્તથી દોરનાર ) છે.

૩–વાણીના સ્વામી છે એટલે કે વીતરાગ ભગવાનની વાણી જ સર્વોત્કૃષ્ટ છે જેમાં એક સમયમાં પૂર્ણ રહસ્ય આવે એવી દિવ્ય ધ્વનિ વીતરાગને જ હોઇ શકે, તે અપેક્ષાએ કહ્યું કે વાણીનું ધણીપણું તો જાણે આપને જ વર્તતું હોય ! એટલે કે તમે પણ ઊંચા અને તમારી વાણી પણ ઊંચી !

૪–આનંદરૂપે છે; આત્માનો સ્વભાવ જે એકલા આનંદરૂપ છે તેવો આનંદ પ્રગટ છે, આનંદરૂપ જ સ્વરૂપ છે.

પૂર્ણતાના ભાન પછી હજી પોતાને પૂર્ણતા પ્રગટી ન હોય ત્યાંસુધી વીતરાગ પ્રભુને અંતરથી ઓળખીને વાણી-દ્વારા બરાબર લડાવે. વીતરાગના ભક્ત જ વીતરાગને બરાબર ઓળખીને તેનાં ગાણાં ગાઇ શકે !

વળી ટીકાકાર કહે છે કેઃ—

वाचं वाचंयमीन्द्राणां वक्त्रवारिजवाहनाम् ।
वन्दे नयद्वयायत्तवाच्यसर्वस्वपद्धतिम् ॥

'તથા હું જિનવાણીને નમસ્કાર કરૂં છું, વીતરાગની વાણીને નમું છું.'

પ્રશ્ન:—વાણી તો જડ છે, તો જડને નમસ્કાર કેમ કર્યા ?

ઉત્તર:—વીતરાગની વાણી નિમિત્તથી પૂર્ણ સ્વરૂપને બતાવનાર છે તેથી વાણીને નમસ્કાર કર્યા છે. જડને જડ તરીકે ઓળખીને, તે આત્માને ઓળખવામાં નિમિત્ત છે તેથી તેને નમસ્કાર કરૂં છું એમ બોલાય છે. ત્યાં ખરેખર તો પોતાના ભાવને નમે છે.

તે વાણી કેવી છે ?

જે મુનીશ્વરોના ઇન્દ્ર એવા જિનેશ્વર–વીતરાગદેવના મુખકમળથી નીકળી છે, આત્મપદાર્થને બતાવનાર છે, તથા તે વાણીમાં સ્વપદાર્થ આશ્રયે કથન અર્થાત્ નિશ્ચયનય અને પરપદાર્થ આશ્રયે કથન અર્થાત્ વ્યવહારનય એ બન્ને નયદ્વારા વસ્તુનું પૂર્ણ સ્વરૂપ કહ્યું છે. નિશ્ચય અને વ્યવહારદ્વારા વાચ્ય જે પૂર્ણ સ્વરૂપ તેનું કથન કર્યું છે. ભગવાનની વાણીમાં અધૂરાશ હોય નહીં.

પ્રશ્ન:—વાણીદ્વારા આત્માનું પૂર્ણ સ્વરૂપ આવી શકે નહિ એમ કહ્યું છે ને ?

ઉત્તર:—પોતાના ભાવમાં પૂરૂં સમજાયું છે એટલે તેનો ઉપચાર કરીને વાણીમાં પણ પૂરૂં આવી ગયું

એમ કહ્યું; તે વ્યવહાર છે. વ્યવહાર વસ્તુ જ નથી એમ નથી અર્થાત્ વ્યવહાર સર્વથા અભાવરૂપ નથી. વ્યવહાર છે ખરો-પણ તે આદરણીય નથી. જે કહેવા યોગ્ય પદાર્થ (આત્મા) તેનું પૂર્ણ સ્વરૂપ ભગવાનની વાણીમાં કહેવાયું છે. આ રીતે દેવ અને વાણીને નમસ્કાર કર્યા તથા તેમનું સ્વરૂપ કહ્યું.

હવે સંતો-મુનિઓને સંભારે છે:—

सिद्धान्तोद्धयश्रीधवं सिद्धसेनं
तर्काब्जार्कं भट्टपूर्वाकलंकम् ।
शब्दाब्धीन्दुं पूज्यपादं च वन्दे
तद्विद्याढ्यं वीरनन्दिं व्रतीन्द्रम् ॥

સિદ્ધાંત સાગરના પારગામી અને પવિત્ર સિદ્ધાંત અર્થાત્ ત્રણકાળમાં ન ફરે એવા સિદ્ધાંતરૂપી શ્રેષ્ઠલક્ષ્મીના ધણી શ્રી સિદ્ધસેન મુનિને નમસ્કાર કરૂં છું; તર્કરૂપી કમળને પ્રફુલ્લિત કરવામાં સૂર્યસમાન એવા શ્રીમદ્‌ભટ્ટાકલંકદેવને નમસ્કાર કરૂં છું; શબ્દરૂપી સમુદ્રની વૃદ્ધિ કરવામાં ચંદ્ર સમાન શ્રી પૂજ્યપાદ સ્વામીને તથા વિદ્યાના પારગામી મહાવ્રતીઓમાં ઇન્દ્ર સમાન એવા શ્રી વીરનન્દિ આચાર્યને નમસ્કાર કરૂં છું.

અહીં બધા સંતોને સંભાર્યા છે, મોક્ષના માંડવે કોઇ બાકી ન રહી જાય. ભાવથી બધાને બોલાવ્યા છે અંતરથી

તાર કર્યો છે કે " હું આ શાસ્ત્ર લખું છું, હે ભગવાન, હે વાણી, હે સંતો-મુનિઓ! સર્વે હાજર થાઓ;" અહીં આચાર્યનો પોતાનો ભાવ છે.

હવે "આ શાસ્ત્ર શા માટે રચું છું" તે કહે છે:—

अपवर्गाय भव्यानां शुद्धये स्वात्मनः पुनः ।
वक्ष्ये नियमसारस्य वृत्तिं तात्पर्य्यसंज्ञकाम् ॥

ભવ્યજીવોને મોક્ષમાર્ગમાં નિર્મળ આત્મશાંતિના પંથમાં લગાડવા માટે અને મારા આત્માની નિર્મળતા માટે આ નિયમસારની 'તાત્પર્યવૃત્તિ' નામની વૃત્તિની રચના કરું છું. તાત્પર્યવૃત્તિ એટલે કે તેમાં કહેવાનો શું હેતુ છે તે હું કહીશ.

હવે શાસ્ત્રની પ્રમાણતા તથા પોતાની નિર્માનતા બતાવે છે:—

किं च—

गुणधरगणधररचितं श्रुतधरसन्तानतस्तु सुव्यक्तम् ।
परमागमार्थसार्थं वक्तुममुं के वयं मन्दाः ॥

આ શાસ્ત્ર પરમાગમ છે, ગુણના ધરનારા ગણધરદેવથી તે રચાયેલું છે તે જ ભાવશ્રુતના ધારણ કરનારા આચાર્યોએ પરિપાટી દ્વારા પ્રગટ કર્યું છે; આ રીતે અવિચ્છિન્નધારા

તૂટી નથી. જે ધારા ગણધરદેવથી આવી છે તે જ ધારાવડે શ્રી કુંદકુંદાચાર્યે રચ્યું છે અને તેની પછી સમ્યક્-શ્રુતના ધરનાર શ્રી ગુરુઓએ પરંપરા કહ્યું છે; એવા આ પરમ શાસ્ત્રના અર્થને કહેવામાં હું પાછળથી થયેલ અને અલ્પ બુદ્ધિવંત કેમ સમર્થ થઈ શકું?

अपि च—

अस्माकं मानसान्युच्चैः प्रेरितानि पुनः पुनः ।
परमागमसारस्य रुच्या मांसलयाऽधुना ॥

તો પણ આ પરમાગમના સારની જે પૂષ્ટ રુચિ મારામાં ઉત્પન્ન થઈ છે તેનાથી મારા મનને વારંવાર પ્રેરણા થાય છે, મારી રુચિ તેમાં જ પોષાય છે. એ રુચિના જોરે જ હું આ કહીશ. અહીં "મારા મનને પ્રેરણા થાય છે" એમ કહ્યું છે, કારણ કે આ પણ શુભભાવ છે, તે શુભભાવ આત્માના સ્વરૂપમાં નથી, પણ મનના અવલંબને છે.

पंचास्तिकायषड्द्रव्यसप्ततत्त्वनवार्थकाः ।
प्रोक्ताः सूत्रकृता पूर्वं प्रत्याख्यानादिसत्क्रियाः ॥

મૂળ સૂત્રકર્તા શ્રી કુંદકુંદાચાર્યે પાંચ અસ્તિકાય, છ દ્રવ્ય, સાત તત્ત્વો અને નવ પદાર્થો તથા પાછળના ભાગમાં પ્રત્યાખ્યાન આદિ સત્ક્રિયાઓનું વર્ણન કર્યું છે; પુણ્ય–

પાપના શુભાશુભભાવ બન્ને અસત્ ક્રિયા છે-ક્ષણિક છે, એટલા જ્ઞાનની ક્રિયા સત્ છે એ સત્ ક્રિયાનું વર્ણન કર્યું છે. હવે વધારે વિસ્તાર ન કરતાં મૂળ ગ્રંથનું વિવેચન કરે છે.

## મૂળ ગ્રંથકર્તા કુંદકુંદાચાર્યનું અસાધારણ મંગલાચરણ.

णमिऊण जिणं वीरं अणंतवरणाणदंसणसहावं ॥
वोच्छामि णियमसारं केवलिसुदकेवलीभणिदं ॥१॥

नत्वा जिनं वीरं अनन्तवरज्ञानदर्शनस्वभावम् ।
वक्ष्यामि नियमसारं केवलिश्रुतकेवलिभणितम् ॥१॥

આ શાસ્ત્રની શરૂઆતમાં શાસ્ત્રના કર્તા શ્રી કુંદકુંદાચાર્યદેવે અસાધારણ મંગળિક કર્યું છે, અવિચ્છિન્ન અખંડ મંગળિક કર્યું છે. મંગળિક તેને કહેવાય કે જે પાપનો (બંધનનો-પુણ્ય-પાપ બન્ને બંધન છે તેનો) નાશ કરે અને આત્માની શાંતિને આપે. આ મંગળિકને અસાધારણ કેમ કહ્યું? કારણ કે આ મંગળિક સાધારણ નથી. લૌકિક મંગળિક જેવું આ મંગળિક નથી પણ વિશેષ છે; આ મંગળિકમાં જ એવી શક્તિ છે કે જે, જીવ સ્વરૂપને અનાદિથી લાગેલા કર્મમળ-પાપનો (આઠે કર્મો પાપ છે, તીર્થંકર પ્રકૃતિનો સમાવેશ પણ તેમાં થઇ જાય છે.) નાશ કરી આત્માની પવિત્રતાને-સ્વરૂપના આનંદરૂપી સુખને

પ્રાપ્ત કરાવી શકે છે, તેથી અસાધારણ છે. અર્થાત્ આ મંગળિક એક જ પ્રકારનું છે કે જે આત્માના સુખને જ આપે, આ સિવાય બીજું મંગળિક આત્મસુખ આપી શકે નહીં.

ગાથાનો સંક્ષેપ અર્થ:—આ ગાથામાં કુંદકુંદાચાર્ય નમસ્કાર કરે છે. કોને નમસ્કાર કરે છે? કે અનંત કેવળજ્ઞાન અને અનંત કેવળદર્શન જેને પ્રગટ્યાં છે એવા શ્રી જિનેન્દ્ર વીર ભગવાનને પહેલાં નમસ્કાર કર્યા છે અને પ્રતિજ્ઞા કરી છે કે કેવળી તથા શ્રુતકેવળીઓએ કહેલા આ નિયમસાર પરમાગમને હું કહીશ.

વિશેષ અર્થ:—જિન એટલે શું? જેમાં જન્મમરણરૂપી ઝાડ ઉત્પન્ન થાય છે એવા સંસાર વનમાં રખડાવનાર રાગ–દ્વેષ–મોહ આદિ સમસ્ત વિભાવ ભાવને જેણે જીત્યા છે તે જિન છે 'જિન' એ શબ્દ ગુણવાચક છે, કોઇનું નામ જિન આપી દીધું હોય તેથી તે ખરેખર 'જિન' નથી.

'વીર':—(વીરયતે) કર્મરૂપી શત્રુઓનો વીર્યદ્વારા જે પરાસ્ત (નાશ) કરે તે વીર છે. અહીં કર્મનો નાશ કરે છે એમ નિમિત્તથી બોલાય, ખરેખર ભાવકર્મનો નાશ કરે છે અને ભાવકર્મ નાશ થતાં દ્રવ્ય કર્મ તેના કારણે સ્વયં નાશ પામે છે.

ચોવીસમા તીર્થંકરના પાંચ નામો પ્રસિદ્ધ છેઃ-

૧—શ્રી વર્દ્ધમાન = પુરુષાર્થદ્વારા જેણે ગુણની વૃદ્ધિ કરી છે;

૨—સન્મતિનાથ = ખોટી બુદ્ધિનો નાશ કરી જેણે સુમતિ પ્રગટ કરી છે;

૩—અતિવીર = વીરતામાં ( પુરુષાર્થમાં ) અતિશયપણું છે;

૪—મહાવીર = પુરુષાર્થમાં મહાનપણું છે;

૫—વીર = પુરુષાર્થદ્વારા રાગાદિને જીતી લીધા છે;

એવા શ્રી વર્ધમાનસ્વામી જ પરમેશ્વર છે, મહાદેવાધિદેવ છે. પુણ્યના ફળરૂપી સ્વર્ગના દેવો, તેના દેવ શ્રી ગણધર અને તેના પણ દેવ એટલે મહાદેવાધિદેવ એવું વિશેષણ વાપર્યું છે.

પોતાના કેવળજ્ઞાન-કેવળદર્શનથી નિર્મળ અવસ્થારૂપે પૂર્ણ થઇને ( સ્વભાવે તો બધા પૂર્ણ છે, પણ તેનાથી પૂર્ણ જણાય નહીં; તેથી કહ્યું કે પર્યાયમાં પૂર્ણ થઇને ) ત્રણકાળ ત્રણલોકના ચરાચર* પદાર્થોની બધી પર્યાયોને એક સાથે એક સમયમાં જાણનાર છે. આ કહેવાનો અહીં

* આકાશ, ધર્માસ્તિ, અધર્માસ્તિ અને કાળ એ ચાર અચર ( સ્થિર ) છે અને જીવ તથા પુદ્ગલ ચરાચર છે.

એવો આશય છે કે જે બધું જાણનાર-દેખનાર તથા વીતરાગ હોય તે જ આપ્ત પુરુષ આગમના ધણી અને સત્ય વક્તા હોઈ શકે; એવા વીતરાગનું જ કથન સત્યકલ્યાણકારી છે; એ સિવાય જે આત્માને સર્વજ્ઞપણું કે સર્વદર્શીપણું પ્રગટયું નથી તે સાચી વાત-પૂરૂં સ્વરૂપ કહી શકે નહીં. જે ઓછા જ્ઞાનવાળો હોય કે કોઇ પણ પ્રકારે રાગાદિનો પક્ષ હોય તે કદાપિ સાચો કલ્યાણકારી ઉપદેશ આપી શકે નહીં. આત્માના કલ્યાણ સ્વરૂપનું ઉપદેશકપણું (પરમ હિતોપદેશીપણું) તો પરમ ઔદારિક શરીરના ધારણ કરનારા એવા શ્રી કેવળજ્ઞાનીને જ હોઇ શકે. જે લોકભય કે લોક અપમાનથી ડરી જાય તે આત્માના નિર્ભય સ્વરૂપમાં કેમ ઊભો રહી શકશે?

કોઇ કહે કે-પહેલાં રોટલાની સગવડ કરીને પછી ધર્મ કરીશું-તો સાતમી નરકે અસંખ્ય અબજવર્ષ સુધી ચોખાનો દાણો કે પાણીનું ટીપું નથી મળતું તથા બધી બાહ્ય અગવડતાનો પાર નથી, છતાં ત્યાં ધર્મ (આત્મભાન) પામી શકે છે. અને અહીં તો કહે-પહેલાં રોટલા વગેરેની બધી સગવડતા કર્યા પછી ધર્મ કરૂં! પણ અગવડતામાંય ધર્મ થઇ શકે છે. આત્માને અગવડતા કેવી?

હવે તીર્થંકર કેવા હોય? તેનું સ્વરૂપ કહેવાશે.



પણ જે સકલ પ્રત્યક્ષ-પૂર્ણ પ્રત્યક્ષ કેવળજ્ઞાનીઓ અને દ્વાદશાંગના પારંગામી એવા શ્રુતકેવળીઓ કહી ચૂકયા છે તેમાંથી મળ્યું છે તે જ હું કહીશ, મારા ઘરનું નથી કહેતો. હું જે પરમાગમને કહીશ તે મારા મનની કલ્પનાથી નહિ કહું પણ જેવું મારા ગુરુએ મને કહ્યું છે તે જ હું કહીશ, એમ કહીને પોતાની નિર્માનતા અને ગુરુ પરંપરાની અવિચ્છિન્નતા ઠેઠ સુધીથી ચાલી આવેલી પ્રણાલિકાથી આ શાસ્ત્રનું પ્રમાણિકપણું સિદ્ધ કર્યું; આ પરમાગમ સમસ્ત ભવ્ય જીવોના સમૂહને હિતકારી છે. આ પ્રમાણે શ્રી કુંદકુંદાચાર્ય મહારાજે પોતાના ઈષ્ટદેવ શ્રી અરિહંતની સ્તુતિ કરીને નિયમસાર કહેવાની પ્રતિજ્ઞા કરી.

હવે ટીકાકાર શ્રી પદ્મપ્રભમળધારીદેવ કહે છે કે:-

जयति जगति वीरः शुद्धभावास्तमारः
त्रिभुवनजनपूज्यः पूर्णबोधैकराज्यः ।
नतदिविजसमाजः प्रास्तजन्मद्रुबीजः
समवसृतिनिवासः केवलश्रीनिवासः ॥

આ જગતમાં આત્મશક્તિમાં જે વીર છે એવા શ્રી મહાવીર ભગવાન સદાય જયવંત વર્તો! જે મહાવીરે શુદ્ધ આત્મરમણતાથી કામદેવનો સંહાર (પરાજય) કર્યો છે. (આત્માના સુખની મીઠાશ વગર ઇન્દ્રિયના સુખની

મીઠાશ જાય નહીં. પદ્મપ્રભમળધારી આચાર્ય નિર્ગ્રંથ મુનિ હતા, તેમને બ્રહ્મચર્યની લીનતા ઘણી હતી, તેથી બ્રહ્મચર્યનું વર્ણન ઠેકાણે ઠેકાણે કર્યું છે; ) બધામાં મુખ્ય જે વિષયવાસના તેને આત્મભાવનાથી નિર્મૂળ કરી છે, એવા મહાવીર ભગવાન ત્રિલોકવંદ્ય છે, પૂર્ણ પરમાત્મદશા ખીલી છે તેને ત્રણલોક પૂજે છે; અહીં કોઇ ન પૂજે એની ગણતરી જ નથી, આચાર્ય પોતે અને બીજા બધા મોટા ( ઇન્દ્ર, ચક્રવર્તી વગેરે ) નમે છે તેમાં બધા આવી જાય છે. મોટા પુરુષો નમે છે તેની જ ગણતરી છે, અજ્ઞાનીને તો નમસ્કાર શું એ જ ખબર નથી. ભગવાનના જન્મકલ્યાણકમાં બધા જ દેવો નથી આવતા પણ ઇન્દ્ર વિગેરે મોટા આવે છે તેથી બધા આવે છે એમ કહેવાય છે. અહીં આચાર્યને પોતાની દૃષ્ટિમાં પૂજ્યભાવ જાગ્યો છે તેથી દૃષ્ટિની વ્યાપકતાથી કહ્યું છે કે "ત્રણ લોક પૂજે છે."

વળી ભગવાન પાસે પૂર્ણ જ્ઞાનનું એક રાજ છે. રાજા તેના રાજમાં શું કરે છે? કોઇ પરને ભોગવતો નથી પણ માત્ર "આ મારૂં" એમ માને છે, ત્યાં ખરેખર તો તે રાજને જાણે છે તથા અજ્ઞાની તેમાં મારાપણાનું અભિમાન કરે છે. ભગવાન પાસે જ્ઞાનનું એવું સ્વ-રાજ્ય ( જ્ઞાનમાં પરની જરૂર ન પડે એવું રાજ્ય ) છે કે જ્ઞાનમાં કોઇ પર દ્રવ્ય જાણવામાં બાકી ન રહે—અર્થાત્ બધું જણાય. જેવું અહીં ( સર્વજ્ઞના જ્ઞાનમાં ) જણાય

વ્યાખ્યાન નં. ૨ તા. ૨૧-૪-૪૪ શુક્ર.

ગાથા ૧ ચાલુ.

તીર્થંકર કેવા હોય ? કે તેને જ વંદન કરવાયોગ્ય છે અને તે જ અસાધારણ મંગળિક છે ? તેનું સ્વરૂપ કહે છે:- જે હિતોપદેશના કર્તા છે અને જીવન્મુક્તદશા અર્થાત્ ભાવ મુક્તિ પ્રાપ્ત કરી છે; આયુકર્મ બાકી હોવા છતાં અંતર મુક્ત થઈ ગયા છે; ( ચાર અઘાતિ કર્મ વર્તે છે ) અને સર્વજ્ઞતા તથા વીતરાગતા એવા ગુણોથી સુશોભિત છે, ક્ષુધા નથી, ક્ષુધાની ઇચ્છા પણ નથી. કોઈ કહે ઇચ્છા વગરનો આહાર ( કવળ આહાર ) તો હોય ને ? તો તેમ પણ નથી; અંતરમાં આહારની ઇચ્છા નથી અને બહારમાં પણ આહાર નથી, તૃષા નથી સ્વરૂપના અમૃતનું પાન કરી રહ્યા છે તેમાં તૃષા જ નથી-પાણીની ઇચ્છા નથી, શરીરમાં જરા ( વૃદ્ધાવસ્થા ) ન હોય, અસાતા ન હોય, ( સાતાના અનંતમે ભાગે અસાતા હોય છે પણ તે બહાર દેખાતી નથી. જેમ મીઠા પાણીથી ભરેલા સમુદ્રમાં એક નાની મીઠાની કાંકરી નાખવાથી સમુદ્રના જળમાં તેની કાંઇ ગણતરી નથી તેમ કેવળીને અનંતમે ભાગે અસાતા છે તેની ગણતરી નથી ) ભગવાનને જન્મ-મરણ ન હોય, દેહ છૂટ્યા પછી મુક્ત જ છે તેથી તે મરણ ન કહેવાય. દેહથી છૂટવું તે મરણ નથી પણ એક દેહ પછી બીજો દેહ ધારણ કરવો પડે તે મરણ છે, કેવળીને બીજો દેહ ધારણ કરવા-

પણું નથી તેથી તેને મરણ નથી પણ મુક્તિ જ છે, ભય નથી, જે પ્રમાણે બનવાનું છે તે તો પોતે જાણી લીધું છે પછી ભય શેનો? વિસ્મયતા નથી જ્યાં કાંઇક ન જણાયું હોય એટલે નવું લાગે ત્યાં આશ્ચર્ય હોય-કેવળીને તો કાંઈ પણ જાણવાનું બાકી નથી, એક સાથે ત્રણકાળ ત્રણલોકનું જ્ઞાન વર્તે છે તેથી તેમને વિસ્મયતા નથી, રાગ નથી, દ્વેષ નથી, મોહ નથી, પરસેવો નથી, ખેદ નથી, મદ નથી, ચિન્તા નથી, રતિ નથી, અરતિ નથી અને નિદ્રા નથી; એ પ્રમાણે કેવળી ભગવાન અઢાર દોષ રહિત છે. આવા જ દેવ કલ્યાણ કરનાર છે. આત્માની ઉપાસનાના કામીએ પોતાના હિત માટે આવા આપ્તને જ દેવ (પવિત્રતામાં પૂરા), પૂજ્ય ( પૂજવા યોગ્ય ), માનનીય, સકલ ( શરીર સહિત ) પરમાત્મા અને પરમસુખી સમજવા; અને તે જ દર્શનયોગ્ય તથા વદનયોગ્ય છે.

**ટીકાઃ**—આ નિયમસાર ગ્રંથથી જરૂરનું એ છે કે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર એ જ નિયમ છે. સમ્યક્દર્શન-જ્ઞાન-ચારિત્ર એ રૂપ જે નિયમ તેનો સાર એટલે શુદ્ધ રત્નત્રય સ્વરૂપ આત્મા તેનું વર્ણન કરીશ. અહીં "સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ" એમ કહીને આત્મા સાથે તેનું અભેદપણું બતાવ્યું છે; શુદ્ધ આત્મામાં દર્શન-જ્ઞાન-ચારિત્રના ભેદ પણ નથી.

**નિયમસારની પ્રમાણતા**—આ મારૂં જ કથન નથી

પણ જે સકલ પ્રત્યક્ષ-પૂર્ણ પ્રત્યક્ષ કેવળજ્ઞાનીઓ અને દ્વાદશાંગના પારંગામી એવા શ્રુતકેવળીઓ કહી ચૂકયા છે તેમાંથી મળ્યું છે તે જ હું કહીશ, મારા ઘરનું નથી કહેતો. હું જે પરમાગમને કહીશ તે મારા મનની કલ્પનાથી નહિ કહું પણ જેવું મારા ગુરુએ મને કહ્યું છે તે જ હું કહીશ, એમ કહીને પોતાની નિર્માનતા અને ગુરુ પરંપરાની અવિચ્છિન્નતા ઠેઠ સુધીથી ચાલી આવેલી પ્રણાલિકાથી આ શાસ્ત્રનું પ્રમાણિકપણું સિદ્ધ કર્યું; આ પરમાગમ સમસ્ત ભવ્ય જીવોના સમૂહને હિતકારી છે. આ પ્રમાણે શ્રી કુંદકુંદાચાર્ય મહારાજે પોતાના ઇષ્ટદેવ શ્રી અરિહંતની સ્તુતિ કરીને નિયમસાર કહેવાની પ્રતિજ્ઞા કરી.

હવે ટીકાકાર શ્રી પદ્મપ્રભમળધારીદેવ કહે છે કેઃ-

जयति जगति वीरः शुद्धभावास्तमारः
त्रिभुवनजनपूज्यः पूर्णबोधैकराज्यः ।
नतदिविजसमाजः प्रास्तजन्मद्रुबीजः
समवसृतिनिवासः केवलश्रीनिवासः ॥

આ જગતમાં આત્મશક્તિમાં જે વીર છે એવા શ્રી મહાવીર ભગવાન સદાય જયવંત વર્તો! જે મહાવીરે શુદ્ધ આત્મરમણતાથી કામદેવનો સંહાર (પરાજય) કર્યો છે. (આત્માના સુખની મીઠાશ વગર ઇન્દ્રિયના સુખની

મીઠાશ જાય નહીં. પદ્મપ્રભમળધારી આચાર્ય નિર્ગ્રંથ મુનિ હતા, તેમને બ્રહ્મચર્યની લીનતા ઘણી હતી, તેથી બ્રહ્મચર્યનું વર્ણન ઠેકાણે ઠેકાણે કર્યું છે; ) બધામાં મુખ્ય જે વિષયવાસના તેને આત્મભાવનાથી નિર્મૂળ કરી છે, એવા મહાવીર ભગવાન ત્રિલોકવંદ્ય છે, પૂર્ણ પરમાત્મદશા ખીલી છે તેને ત્રણલોક પૂજે છે; અહીં કોઇ ન પૂજે એની ગણતરી જ નથી, આચાર્ય પોતે અને બીજા બધા મોટા ( ઇન્દ્ર, ચક્રવર્તી વગેરે ) નમે છે તેમાં બધા આવી જાય છે. મોટા પુરુષો નમે છે તેની જ ગણતરી છે, અજ્ઞાનીને તો નમસ્કાર શું એ જ ખબર નથી. ભગવાનના જન્મકલ્યાણકમાં બધા જ દેવો નથી આવતા પણ ઇન્દ્ર વિગેરે મોટા આવે છે તેથી બધા આવે છે એમ કહેવાય છે. અહીં આચાર્યને પોતાની દૃષ્ટિમાં પૂજ્યભાવ જાગ્યો છે તેથી દૃષ્ટિની વ્યાપકતાથી કહ્યું છે કે " ત્રણે લોક પૂજે છે."

વળી ભગવાન પાસે પૂર્ણ જ્ઞાનનું એક રાજ છે. રાજા તેના રાજમાં શું કરે છે? કોઇ પરને ભોગવતો નથી પણ માત્ર " આ મારૂં " એમ માને છે, ત્યાં ખરેખર તો તે રાજને જાણે છે તથા અજ્ઞાની તેમાં મારાપણાનું અભિમાન કરે છે. ભગવાન પાસે જ્ઞાનનું એવું સ્વ-રાજ્ય ( જ્ઞાનમાં પરની જરૂર ન પડે એવું રાજ્ય ) છે કે જ્ઞાનમાં કોઇ પર દ્રવ્ય જાણવામાં બાકી ન રહે-અર્થાત્ બધું જણાય. જેવું અહીં ( સર્વજ્ઞના જ્ઞાનમાં ) જણાય

તેવું સામે (જ્ઞેયમાં) પરિણમન થાય અને જેવું સામે પરિણમન થાય છે તેવું જ પોતાના જ્ઞાનમાં જણાય છે ચક્રવર્તિને પણ અંતરથી ન માનનારા હોય છે. પણ ભગવાનના પૂર્ણ જ્ઞાનની સત્તા કોઈથી ફરે નહીં અર્થાત ભગવાનના જ્ઞાનમાં જેમ જણાયું તેમ ન થાય એમ બને નહીં.

વળી ભગવાન મહાવીરને દેવો કે જે પુણ્યનાં પૂતળાં છે તેઓનાં ટોળાં નમસ્કાર કરે છે, તેથી પુણ્ય કરતાં ધર્મ જુદી ચીજ છે એ પણ સિદ્ધ થાય છે. જેણે સંસારવૃક્ષના બીજ રાગ-દ્વેષ-મોહનો નાશ કર્યો છે અને કેવળજ્ઞાન, કેવળદર્શન, અનંત આનંદ અને અનંતવીર્યની લક્ષ્મીનું સ્થાન છે તથા જે સમવસરણમાં બિરાજમાન છે-એવા મહાવીર ભગવાનને આ પહેલી ગાથામાં નમસ્કાર કર્યા છે ।૧।

## હવે મોક્ષમાર્ગ અને તેના ફળનું વર્ણન કરે છેઃ-

मग्गो मग्गफलंति य दुविहं जिणसासणे समक्खादं ।
मग्गो मोक्खउवायो तस्स फलं होइ णिव्वाणं ॥ २ ॥

मार्गो मार्गफलमिति द्विविधं जिनशासने समाख्यातम् ।
मार्गो मोक्षोपायः तस्य फलं भवति निर्वाणम् ॥ २ ॥

સામાન્ય અર્થઃ—વીતરાગની શીખામણરૂપે વીતરાગના શાસનમાં માર્ગ અને માર્ગનું ફળ (ઉપાય અને

ઉપેય ) એવા બે ભેદ કહ્યા છે. જે આત્માની પૂર્ણ શુદ્ધતાની પ્રાપ્તિનો ઉપાય તે માર્ગ છે અને નિર્વાણની પ્રાપ્તિ તે માર્ગ સેવનનું ફળ છે. ચૌદમા ગુણસ્થાનના છેલ્લા સમય સુધી માર્ગ છે અને તે પર્યાયનો વ્યય અને ત્યાર પછીની પર્યાયનો ઉત્પાદ ( માર્ગનો અભાવ અને માર્ગ-ફળની ઉત્પતિ અર્થાત્ સિદ્ધદશાનો ઉત્પાદ ) એ બન્નેનો એક જ સમય છે.

વિશેષાર્થ:—અહીં માર્ગ કહેતાં શુદ્ધરત્નત્રય જરૂરનું છે, આ ત્રણ રત્ન ( સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્-ચારિત્ર ) થી આત્માની પૂર્ણદશારૂપ ફળ મળે છે. આચાર્યે સ્ત્રી સંબંધી વિકલ્પ છેદવા "મુક્તિરૂપી સ્ત્રી" એવો અલંકાર કર્યો છે. રત્નત્રયના ફળમાં પૂર્ણ નિર્મળ પરિ-ણતિરૂપી સ્ત્રી તેના સ્થૂળ લલાટ પર ( સંકૂચિત લલાટ નથી પણ વિશાળ છે કે જેની વચમાં તીલક સરખું થઇ શકે ) લીલાસહિત અલંકારરૂપ તીલકપણાની પ્રાપ્તિ અર્થાત્ મોક્ષની પ્રાપ્તિ થાય છે. અહીં આચાર્યે વિકલ્પ તોડવા સંસારની બધી ભાષાને મોક્ષભાષામાં ફેરવી નાંખી છે. અંદર જે જાતનો વિકલ્પ જાગ્યો તેનો નકાર કરીને તે જ જાતનો અલંકાર કર્યો છે. દુનિયા સ્ત્રીના વિષયમાં અટકી છે જ્યારે ધર્માત્માઓ મોક્ષરૂપી સ્ત્રીના ભવ્ય લલા-ટમાં તીલક કરે છે. તેને ધોખ વીર્ય—આત્મબળની પ્રાપ્તિ છે. ચાંદલો કરવામાં પણ ચાંદલો કરનારની હોશીયારી

અને એકાગ્રતા જોઇએ, નહિતર ચાંદલો આડો અવળો થાય છે; તેમ મોક્ષરૂપી સ્ત્રીના લલાટમાં લીલાસહિત તીલક કરવામાં પણ એકલી એકાગ્રતા અને પુરુષાર્થની જરૂર છે, તેમાં આડા અવળા વિકલ્પનો નકાર જોઇશે જો વિકલ્પ હશે તો ચાંદલો થઇ શકશે નહીં. ટીકાકારે મોક્ષ-દશાનું એવી અલૌકિક ઝળક સહિત વર્ણન કર્યું છે કે જાણે એક મોક્ષદશામાં જ આખા આત્માનો અલંકાર આવી ગયો હોય! આચાર્યને મોક્ષમાર્ગમાં એવી એકાગ્રતા છે કે તે સિવાય બીજો વિકલ્પ આવે તેને મોક્ષ તરફ ફેરવી નાંખે છે. વિકલ્પ આવે તે નાશ ખાતે છે અને મોક્ષ પર્યાય જ ઉત્પન્ન થાય એવું જોર છે.

જિનશાસનમાં એ ઉપદેશનું પ્રયોજન છે કે જે ઉપ-દેશ પરમ વીતરાગ સર્વજ્ઞ ભગવાને અને ચાર જ્ઞાનના ધારણ કરનાર એવા ગણધરાદિ પૂર્વાચાર્યોએ કહેલ છે. સમ્યક્પ્રતીતિ, સમ્યગ્જ્ઞાન અને આત્મરમણતા એ ત્રણેની એકતા તે મોક્ષમાર્ગ છે-ત્રણે જુદા નથી.

કેવો છે મોક્ષમાર્ગ?

જેમાં મોક્ષ કે મોક્ષમાર્ગની કોઇ પણ અપેક્ષા નથી એવા પરમ શુદ્ધ પરમાત્મ સ્વરૂપની પરમ નિરપેક્ષનિશ્ચય-નયદ્વારા યથાર્થ શ્રદ્ધા, પરિજ્ઞાન અને અનુભવ તે સ્વરૂપ શુદ્ધ રત્નત્રય, તે મોક્ષમાર્ગ છે. આત્મા કાયમી વસ્તુ છે, તેમાં ગુણના ભેદ પરમાર્થે નથી, એકરૂપ જ સ્વભાવ છે.

બંધ–મોક્ષની અપેક્ષા ક્ષણિકરૂપ છે ખરી, કેમકે વસ્તુ તદ્દન ( એકાંત ) સામાન્ય નથી; વિશેષ પણ છે ખરું. એકલું નિરપેક્ષ જ કહે તો નય જ ન રહે. જ્ઞાનમાં ગૌણ-પણે વિશેષની અપેક્ષા છે, દૃષ્ટિમાં વિશેષનું લક્ષ જ નથી. દૃષ્ટિ નિરપેક્ષ થઈ ક્યારે ? કે જ્યારે પર્યાય–ભેદનું લક્ષ છોડીને એકરૂપ અભેદ સામાન્ય વસ્તુનું લક્ષ કર્યું ત્યારે દૃષ્ટિ નિરપેક્ષ થઈ છે. વર્તમાન દૃષ્ટિના લક્ષમાં પર્યાયનું લક્ષ જ નથી. બંધ–મોક્ષના ભેદ છે ખરા પણ દૃષ્ટિના અભેદ વિષયમાં ભેદ ગૌણ છે.

આત્મા જ્ઞાનાદિ અનંત ગુણનો પિંડ એકરૂપ અપેક્ષા વિનાનો છે, તેમાં " હું આવો છું કે આવો છું " એવા ભેદનો આશ્રય નથી. સમ્યગ્દર્શનનો આશ્રય મોક્ષમાર્ગ નથી પણ સામાન્ય એકરૂપ નિરપેક્ષ દ્રવ્ય તે સમ્યગ્દર્શનનો આશ્રય છે. મોક્ષમાર્ગની જે નિર્મળ પર્યાય ઊઘડે છે તે તો સદ્ભુત વ્યવહાર છે, તે સમ્યગ્દર્શનનો આશ્રય નથી, સમ્યગ્દર્શનનો વિકલ્પ સમ્યગ્દર્શનનો આશ્રય નથી, પુણ્ય–પાપ પણ સમ્યગ્દર્શનનો આશ્રય નથી તથા સમ્યગ્દર્શન પોતે પણ સમ્યગ્દર્શનનો આશ્રય નથી; પરમ શુદ્ધ અખંડ તત્ત્વ એ જ સમ્યગ્દર્શનનો આશ્રય છે. શ્રદ્ધા કોની ? અર્થાત્ શ્રદ્ધાનો વિષય ( ધ્યેય ) શું ? એકરૂપ પરમાર્થ તત્ત્વ એ શ્રદ્ધાનો વિષય છે. સમયસારની અગીઆરમી ગાથામાં પણ આ શુદ્ધનયની વાત છે.

પરમાર્થ તત્ત્વની શ્રદ્ધા, જ્ઞાન અને અનુષ્ઠાન (સ્થિરતા, ચારિત્ર) તે રત્નત્રયીસ્વરૂપ મોક્ષમાર્ગ છે. મોક્ષમાર્ગ સદ્‌ભુત વ્યવહાર છે અને વચ્ચે શુભ વિકલ્પ આવે તે અસદ્‌ભુત વ્યવહાર છે. તે વચ્ચે આવે છે ખરો પણ તેનો આશ્રય નથી

એ માર્ગના મનન અને સેવનથી (તેની શ્રદ્ધા, જ્ઞાન અને તેમાં સ્થિરતાથી) મોક્ષફળની પ્રાપ્તિ થાય છે તે પોતાના આત્મસ્વરૂપની સંપૂર્ણ પ્રાપ્તિ છે. અહીં શુદ્ધ પર્યાયની પ્રાપ્તિ થઇ તેને આત્માની ઉપલબ્ધિ કહી. નવી પર્યાય પ્રગટી એ અપેક્ષાએ દ્રવ્ય પ્રાપ્ત થયું એમ કહી દીધું છે. ત્યાં ખરેખર આત્માની પાપ્તિ નથી, આત્મા તો નિત્ય છે જ; પણ પર્યાયમાં દ્રવ્યનો આરોપ કરીને શુદ્ધ પર્યાય પ્રાપ્ત થતાં દ્રવ્ય પ્રાપ્ત થયું એમ કહ્યું છે. જેવો શુદ્ધ સ્વભાવ હતો તેવો જ પર્યાયમાં પ્રગટ થયો તેથી કહ્યું કે "મોક્ષમાર્ગના સેવનથી આત્માના પૂર્ણ સ્વરૂપની પૂર્ણ પ્રાપ્તિ થાય છે." મોક્ષ થતાં પૂર્ણ નિર્મળ અવસ્થા અને વસ્તુમાં ભેદ રહેતો નથી, જેવી વસ્તુ છે એવી જ તેની પ્રગટરૂપ પર્યાય થઈ જાય છે તેથી "આત્મા જ પ્રાપ્ત થયો" એમ કહેવાય છે.

ભાવાર્થ:—નિર્વાણમાં કેટલાક આત્માની નાસ્તિ અથવા શૂન્યરૂપ અવસ્થા માને છે, અને દલીલ આપે છે કે—"જેમ દીવામાંથી ધૂમાડાનો નાશ કરવા માટે દીવાનો

પણ નાશ કરવો પડે તેમ આત્મામાંથી અશુદ્ધતાનો નાશ કરતાં આત્માનો પણ નાશ થાય છે" તો એ દલીલ ખોટી છે. નિર્વાણથી આત્માનો નાશ નથી પણ પૂર્ણ શુદ્ધ પર્યાયની પ્રાપ્તિ છે. અવસ્થામાં વિકારનો નાશ થતાં આત્મા પોતે જ પરમાત્મા થાય છે, પરમાત્મ દશામાં એક આત્મા બીજા આત્મામાં ( જેમ જ્યોતમાં જ્યોત મિલાય તેમ ) ભળી જતો નથી પણ પોતાની સત્તામાં કાયમ જુદો રહે છે. મોક્ષદશામાં આત્મા શૂન્ય થઇ જતો નથી પણ સત્ જ રહે છે, અને પોતાના સ્વરૂપના અતીન્દ્રિય પરમ સ્વાદનો અનંતકાળ સુધી ભોક્તા રહે છે.

**પ્રશ્ન:**—આત્મામાં કઇ જાતનો સ્વાદ હશે ? સ્વાદ તો કુંવપાક વગેરેમાં હોય, પણ આત્મામાં કોનો સ્વાદ આવે ?

**ઉત્તર:**—કુંવપાક વગેરે પરવસ્તુ છે, પરનો સ્વાદ આત્મામાં નથી, પણ આત્મા તો તેનો જાણનાર જ છે. રસને જાણનારો પોતે જ અરૂપી રસસ્વરૂપ છે, આત્માનો રસ અરૂપી–અતીન્દ્રિય છે, મોક્ષદશામાં આત્મા પોતાના પૂર્ણાનંદ સ્વરૂપનો અનુભવ કરે છે.

ટીકાકાર આચાર્ય કહે છે કે:—

क्वचिद्व्रजति कामिनीरतिसमुत्पन्नसौख्यं जनः
क्वचितद्द्रविणरक्षणे मतिमिमां च चक्रे पुनः ।

क्वचिज्जिनवरस्य मार्गमुपलभ्य यः पंडितो
निजात्मनि रतो भवेद्व्रजति मुक्तिमेतां हि सः ॥

અજ્ઞાની પ્રાણી આ દુર્લભ મનુષ્યપણું લક્ષ્મીની પ્રાપ્તિ, સ્ત્રીની પ્રાપ્તિ, કુટુંબ, આબરૂ વિગેરેમાં ગૂમાવી ફરી ક્યાંય ( ચાર ગતિના ભ્રમણમાં ) ચાલ્યા જાય છે. અને જે ડાહ્યા પુરુષો છે તેઓ વીતરાગ ધર્મની ઓળખાણ કરી, આત્મ સ્વરૂપની શ્રદ્ધા કરી તેમાં લીન થાય છે અને એવા ધર્માત્મા જ આત્માની સંપૂર્ણ નિર્મળ મોક્ષદશાની પ્રાપ્તિ કરે છે.

—( વ્યાખ્યાન બાદ )—

વસ્તુ આશ્રય કરવાયોગ્ય છે અને પર્યાય આશ્રય કરનાર છે. આશ્રય કરનાર પર્યાય ભેદવાળી છે પણ જેનો આશ્રય કરે છે તે ( દ્રવ્ય ) અભેદ છે. પર્યાય પોતે દ્રવ્યના આશ્રયે છે; દ્રવ્યમાં ભેદ નથી; તેથી દ્રવ્યના લક્ષે નિર્મળ પર્યાય પ્રગટી જાય છે.



તા ૨૧-૪-૪૪ શુક્ર

## — સવારની ચર્ચામાંથી —

પ્રશ્નઃ—આત્માનું સ્વરૂપ જાણ્યા પછી તેમાં સ્થિરતા કેવી રીતે થાય ? સ્થિરતાનું કારણ શું ?

ઉત્તરઃ—નિઃશંક સ્વભાવને લક્ષમાં લીધો તે દૃષ્ટિનો વિષય (વસ્તુ) પોતે જ સ્થિરતાનું કારણ છે. સ્વરૂપમાં નિશંકતા એ જ બધાનું (દર્શન, જ્ઞાન, ચારિત્રનું) મૂળિયું છે. દૃષ્ટિથી જે દ્રવ્યસ્વભાવ લક્ષમાં લીધો તે દ્રવ્ય જ સ્થિરતાનું કારણ છે, અને ચારિત્ર તે કાર્ય છે. દૃષ્ટિ ચારિત્રનુ કારણ છે, તો જેને કારણ પ્રગટ્યું છે તેને કાર્ય કેમ આવશે એવી શંકા જ નહિ રહે. જેને સ્થિર સ્વભાવની નિશંકતા થઇ તેને સ્થિરતા કેમ થશે એવો પ્રશ્ન જ નહીં રહે! જ્યાં સ્થિરતાનો પ્રશ્ન છે ત્યાં નિશંકતાની ખામી છે.

સ્થિર થવાનો તો આત્માનો સ્વભાવ જ છે, તેથી જેને સ્વભાવ સમજાય તેને સ્થિર થવાનો પ્રશ્ન રહે નહીં. લોકો ઝટ ધ્યાન અને સ્થિરતા કરવા માગે છે, પણ ધ્યાન અને સ્થિરતાનું કારણ જે દ્રવ્ય તેનું સ્વરૂપ જાણતા નથી, ના વસ્તુનું સ્વરૂપ જાણ્યા વિના ધ્યાન કોનું અને સ્થિરતા શેમાં? માટે પહેલાં વસ્તુનું સ્વરૂપ જાણવું. વસ્તુનુ સ્વરૂપ જાણ્યા પછી સ્થિરતા કેમ થાય એવો પ્રશ્ન જ નહીં રહે. કેમકે સ્થિરતા તો વસ્તુનો સ્વભાવ છે.

(પારિણામિક ભાવ કહો કે દ્રવ્યત્વગુણ કહો—બન્ને એક જ છે) જે જે સાધક છે તે જ બાધક છે. (સમયસાર નાટક) નય, પ્રમાણ અને નિક્ષેપથી સમજવું તે પણ બાધક છે, કેમકે તેમાં ભેદ આવે છે અને ભેદ તે અભેદમાં બાધક છે.

શ્રી જયધવલા પાનું-૨૫ :—પાંચ પ્રકારના જ્ઞાનાવરણનો નાશ થતાં કેવળજ્ઞાન પ્રગટે છે તેથી સિદ્ધ થાય છે કે આત્મા કેવળજ્ઞાન સ્વરૂપ છે. છતાં તેમાં (જ્ઞાનમાં) જે મતિ-શ્રુત વગેરે પાંચ પ્રકારના ભેદ બતાવવામાં આવે છે તેનું કારણ એ છે કે કેવળજ્ઞાનાવરણકર્મ કેવળજ્ઞાન સ્વરૂપને સંપૂર્ણપણે ઢાંકી શકતું નથી; કેમકે જો જ્ઞાનમાં સંપૂર્ણ આવરણ માનવામાં આવે તો જ્ઞાનરહિત આત્માને જડત્વ પ્રાપ્ત થવાનો પ્રસંગ આવી જાય છે, તેથી જ્ઞાનનો જેટલો અંશ ઉઘાડો છે તે ઉઘાડની અપેક્ષાએ જ્ઞાનના મતિ વગેરે ભેદ છે અને પૂર્ણ ઉઘાડ તે કેવળજ્ઞાન છે. ॥ ૨ ॥

વ્યાખ્યાન નં. ૩ તા. ૨૨-૪-૪૪ શનિ.

### ગાથા ૩ જી

પહેલી ગાથામાં અસાધારણ મંગળિક કર્યું અને શ્રમણનો મહિમા બતાવ્યો, તથા અનંતદર્શન-અનંતજ્ઞાનના ધરનાર વીરપ્રભુને નમસ્કાર કર્યા.

બીજી ગાથામા માર્ગ શું અને માર્ગફળ શું તેનું સ્વરૂપ બતાવ્યુ. હવે 'નિયમ' શબ્દ સાથે 'સાર' શબ્દનો સંબંધ કેમ છે તે બતાવે છેઃ—

णियमेण य जं कज्जं तण्णियमं णाणदंसणचरित्तं ।
विवरीयपरिहरत्थं भणिदं खलु सारमिदि वयणं ॥ ३ ॥

नियमेन च यत्कार्यं स नियमो ज्ञानदर्शनचारित्रम् ।
विपरीतपरिहारार्थं भणितं खलु सारमिति वचनम् ॥ ३ ॥

સહજ પરમપારિણામિકભાવમાં સ્થિત અનંત ચતુષ્ટયાત્મક સ્વભાવ એટલે સહજ અનંતજ્ઞાન સહજ અનંત દર્શન સહજ અનંતઆનંદ અને સહજ અનંતવીર્ય એ અનંતચતુષ્ટયસ્વરૂપ જે શુદ્ધજ્ઞાનચેતનાનો પરિણામ તે નિયમ છે.

મનુષ્ય અવતારમાં જે ખાસ કરીને (ચોક્કસ) કરવા જેવું તેનું નામ નિયમ છે. સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર એ જ નિયમ છે; સમ્યગ્દર્શન એ પહેલામાં પહેલો નિયમ છે. સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર એ પોતે જ નિયમ –નિયમ બીજી ચીજ નથી. બાહ્ય વ્રતાદિ નિયમ નથી. વ્રતાદિ તો સમ્યગ્દર્શન સહિત હોય તો શુભવ્રત કહેવાય. સમ્યગ્દર્શન વગર તો નિયમ હોઇ શકે જ નહીં. સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રને નિયમ કહ્યાં, તેનાથી વિરુદ્ધ હોય તે કોઇ નિયમ નથી.

પહેલો શરૂઆતનો નિયમ સમ્યગ્દર્શન છે. પછી સ્વરૂપમાં સ્થિરતા તે વિશેષ નિયમ છે. સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર સિવાય વચ્ચે વ્રત, તપ આવે તે કોઇ નિયમ નથી–મોક્ષમાર્ગ નથી.

નિર્મળ સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર એ જ નિશ્ચયથી

નિયમ છે, એનાથી વિરુદ્ધ શુભ વિકલ્પ પણ નિયમ નથી; તેથી "નિશ્ચય કરીને સાર" એવું વચન કહ્યું છે. પુણ્ય-પાપ બધા અસાર છે. સમ્યગ્દર્શન પછી વ્રત અને મહાવ્રત આવે ખરા-પણ તે સાર નથી. સાર તો સ્વરૂપની શ્રદ્ધા-જ્ઞાન અને તેમાં સ્થિરતા એ જ છે તેથી 'સાર' એવું વિશેષણ કહ્યું છે.

આ ગાથામાં 'નિયમ' શબ્દનું 'સારપણું' બતાવવા માટે સ્વભાવરત્નત્રયનું સ્વરૂપ કહ્યું છે. વ્રત-મહાવ્રત એ સ્વભાવરત્નત્રય નથી પણ વિભાવ છે કેમકે તેમાં રાગ છે, રાગ તે સ્વભાવ નથી. નિયમસાર કહેતાં સ્વાશ્રય નિર્મળ શુદ્ધ સ્વભાવ છે, તેના આધારે શ્રદ્ધા-જ્ઞાન અને સ્થિરતા એ જ સ્વભાવરત્નત્રયી-નિયમ છે.

કર્મના નિમિત્તે થતા પુણ્ય-પાપના ભાવો કૃત્રિમ છે. તે કૃત્રિમ ભાવોથી રહિત જે સહજ સ્વાભાવિક ભાવ (પોતાનો ઉત્કૃષ્ટ પારિણામિક ભાવ) તેમાં ઠર્યો છે અને જે સ્વભાવથી અનંતદર્શન-જ્ઞાન-આનંદ અને વીર્ય એવા સ્વચતુષ્ટય સંપન્ન છે (અનંત ચતુષ્ટયસ્વરૂપ સ્વભાવ છે) તથા જ શુદ્ધ ચેતનના પરિણામ (નિર્મળ જ્ઞાનની અવસ્થા) તે નિયમ છે.

આચાર્યદેવને હજી કેવળજ્ઞાન થયું નથી, પણ પૂર્ણ સ્વરૂપની ભાવના ભાવીને કેવળ લેવા માગે છે, અંશે

ઊણાની પણ વાત લીધી નથી, પરમ સહજ પારિણામિક ભાવમાં ઠરવામાં ઊણાનું લક્ષ છે જ નહીં.

મોક્ષમાર્ગ છે તે પરિણામ (નિર્મળ અવસ્થા) છે, શુદ્ધ નિર્મળ ચેતનાની અવસ્થા તે નિયમ છે. ખરેખર પ્રયોજનભૂત કાર્ય (વિશેષે જોડાવું, વ્યવસ્થા કરવી તે પ્રયોજન) દર્શન, જ્ઞાન, ચારિત્ર જ છે.

અનંત ચતુષ્ટય પ્રગટવાનું કારણ જે દર્શન–જ્ઞાન–ચારિત્રવીર્ય તે અનંતચતુષ્ટયસ્વરૂપ જ છે. અહીં પ્રગટી ગયેલાની વાત નથી પણ પ્રગટવાનો જે ઉપાય તે લઈને અહીં કહ્યું છે. કારણમાં કાર્ય આવી જ જાય છે. માર્ગ લીધો ત્યાં અનંતચતુષ્ટય તેમાં સમાઈ ગયા છે. અહીં મોક્ષ અને મોક્ષમાર્ગ બન્ને અભેદ લીધા છે.

'શુદ્ધ દ્રવ્યનું પરિણામ તે નિયમ' એમ નહિ લેતાં 'શુદ્ધ ચેતનાનું પરિણામ તે નિયમ' એમ લીધું છે. નિર્મળ શ્રદ્ધા, જ્ઞાન, ચારિત્ર એ જ કાર્ય છે અને એ જ નિયમ છે.

દર્શનનું નિશ્ચયસ્વરૂપ એવું છે કે–ભગવાન પરમાત્મસ્વભાવના અતીન્દ્રિય સુખની રુચિ કરવાવાળા જીવમાં શુદ્ધ અંતરંગ આત્મિક તત્ત્વના આનંદને ઉપજવાનું ધામ એવા શુદ્ધ જીવાસ્તિકાયનું (પોતાના જીવ સ્વરૂપનું) પરમ શ્રદ્ધાન, દૃઢ પ્રતીતિ અને સાચો નિશ્ચય એ જ દર્શન છે.

પહેલી વાત જ સુખની છે. જેને ઇન્દ્રિયના વિષયોમાં સુખ-બુદ્ધિ ટળી ગઈ છે તેને જ આત્માના અતીન્દ્રિય સુખની રુચિ છે. જેને પરમાં સુખબુદ્ધિ છે તેનો આહ્લાદ પરમાં જાય છે અને તેનાં બધાં કાર્યો (સુખને માટે) નિષ્ફળ જાય છે. પોતાનો નિર્મળ સ્વભાવ એવો શુદ્ધ જીવાસ્તિ એ જ આનંદ ઊપજવાનું સ્થાન છે અને તેની દૃઢ પ્રતીતિ એ જ સમ્યક્‌ત્વ છે.

જ્ઞાનની વ્યાખ્યા:—જ્ઞાન જ્ઞાન જ કરે; પરને જાણવામાં પણ જ્ઞાન જ્ઞાનનું જ અવલંબન કરે છે, પરનું અવલંબન જ્ઞાનને નથી. અનંત આત્મા યાદ કર્યા તે પણ જ્ઞાનની પર્યાય છે, એટલે પરનું અવલંબન કર્યા વગર અંતરંગમાં જ પોતાનો વ્યાપાર રાખીને અંતરમુખ જોડાણમાં ઉપયોગને વાળીને, પોતાના જ્ઞાનની અવસ્થામાં નિકટ (પોતાની પર્યાયથી દૂર ન જઈને) પોતાના આત્મિક પરમતત્ત્વનું "આ જ ઉપાદેય વસ્તુ છે" એવું જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન છે. પોતે જાણનાર સ્વભાવી છે તેનાથી જ જ્ઞાન થાય છે. કાનદ્વારા શબ્દો સાંભળે વગેરે પાંચ ઇન્દ્રિય કે શરીરથી જ્ઞાન નથી. પરના અવલંબન વગરનો જે જ્ઞાનસ્વભાવ છે તે પરમજ્ઞાન એ જ પરમ ઉપાદેય છે, એ સિવાય કોઇ પરદ્રવ્ય કે શુભવિકલ્પ પણ ગ્રહણ કરવા યોગ્ય નથી.

ચારિત્રની વ્યાખ્યા:—નિશ્ચય દર્શનજ્ઞાનમય (દ્રષ્ટા-જ્ઞાતાસ્વરૂપ) કારણપરમાત્મા (જેમાં દૃષ્ટાજ્ઞાતા શક્તિ

કાયમ છે એવું દ્રવ્ય ) તેમાં અવિચળ દૃઢતાથી લવલીન (ન ચળે એવી રીતે તન્મય ) થઈ જવું તે ચારિત્ર છે. અહીં 'સમ્યગ્દર્શન–જ્ઞાનની પર્યાયમાં લવલીન ' એમ નથી કહ્યું પણ વસ્તુ જે કારણપરમાત્મા તેમાં લવલીન થઈ જવું તે ચારિત્ર છે; દ્રવ્ય કારણ છે, દર્શન–જ્ઞાન–ચારિત્ર કાર્ય છે. ' દર્શન–જ્ઞાનમય ' વસ્તુને અહીં કારણ કહ્યું છે. દ્રવ્ય તે કાયમી–ત્રિકાળી એકરૂપ કારણ છે અને ચારિત્ર તે કાર્ય છે; નિશ્ચયથી ચારિત્રરૂપ કાર્યનું કારણ દ્રવ્ય છે સમ્યગ્દર્શન કે સમ્યગ્જ્ઞાન નથી. સમ્યગ્દર્શન કે સમ્યગ્જ્ઞાનની પર્યાય ઉપર લક્ષથી ચારિત્ર પ્રગટે નહીં, પણ કાયમી દ્રવ્ય જે ત્રિકાળ એકરૂપ કારણ છે તેમાં લીન થવાથી ચારિત્ર પ્રગટે છે.

સમ્યગ્દર્શન–જ્ઞાનમાં જેટલી શુદ્ધતા ઉઘડી છે તેમાં હજી અધૂરાશ છે, ૧ અધૂરાશમાંથી પૂર્ણતા કેમ આવે ? દર્શન–જ્ઞાનમાંથી ચારિત્રની વિશેષ સ્થિરતા આવે નહીં, પણ દર્શન–જ્ઞાનમય દ્રવ્યમાં એકાગ્ર થતાં ચારિત્ર પ્રગટે છે. સમ્યગ્દર્શનની પર્યાય તો એક સમય પૂરતી છે, એક સમયની પર્યાયમાં બીજી પર્યાય નથી, જે પર્યાય બીજે સમયે નથી તે શુદ્ધતાનું કારણ કેમ થાય ? ત્રણેકાળની પર્યાય એક સમયમાં આવી શકે નહીં, એક પર્યાયનો નાશ ( વ્યય ) થયા પછી બીજી અવસ્થા થાય. પર્યાયનો અર્થ જ ક્રમવર્તીપણું ( એક પછી એકપણું ) છે, એટલે

પર્યાય તો એક સમયે એક જ હોય; જો એક સમયે ત્રણ-કાળના પર્યાય સાથે આવી જાય તો પછી બીજે સમયે પર્યાય ન રહે અને પર્યાય વગર દ્રવ્ય શૂન્ય થઇ જાય.

નિર્મળ કાયમી એકરૂપ ટકતા સ્વભાવથી ભરેલા દ્રવ્યની રુચિ, જ્ઞાન અને તેમાં એકરૂપથી ઠરી જવું તે નિયમ છે, અને એ નિયમ જ મોક્ષનું કારણ છે. લોકો બહારમાં નિયમ-નિયમ કરે છે, પણ સમ્યગ્દર્શન એ જ પહેલામાં પહેલો નિયમ છે, ત્યારપછી જે જ્ઞાન અને ચારિત્ર તે વિશેષ નિયમ છે, બહારના નિયમ તે નિયમ જ નથી. આ જે નિયમ કહેવાય છે તે જ આત્માની પૂર્ણ શુદ્ધતાનું કારણ છે. કારણ સદૃશ (સમાન, જેવું) કાર્ય હોય છે. સ્વરૂપ સ્થિરતાનો વારંવાર અભ્યાસ જ વાસ્તવમાં અનંતકાળસુધી વસ્તુસ્વરૂપમાં સ્થિર રહી જવાનો ઉપાય છે.

જે સ્વરૂપમાં સ્થિરતા થઈ તે સ્વરૂપ પોતે ત્રિકાળી છે તેથી તેમાં સાદિ-અનંત સ્થિર રહી જશે. આ જ સાર છે, આ જ ઊંચામાં ઊંચું (સારું, હિત) કરવાનો ઉપાય છે; આ સિવાય બધું અસાર છે. વિકલ્પ છે તે અપેક્ષાએ બધું અસાર છે. સાર તો આત્મામાં કાયમ રહે તે છે. પાપ-ભાવ તો અસાર (છોડવા જેવા) છે જ. જ્યાં પુણ્યભાવ પણ છોડવાનું કહ્યું ત્યાં પાપ રાખવાની વાત તો હોય જ શેની? અહીં તો કહે છે કે-બાર વ્રત કે પંચ મહાવ્રતના

એવા વિકલ્પ તે પણ મોક્ષમાર્ગથી વિપરીત છે–અસાર છે, ત્યાગવાયોગ્ય છે. અને શુદ્ધ આત્મા જ સારભૂત છે તેથી અહીં 'નિયમ' સાથે 'સાર' શબ્દ રાખેલ છે. સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર સિવાય બધું મોક્ષમાર્ગથી વિપરીત છે. નિયમ એટલે સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર તરફની વલણ દશા–એ જ સાર છે, અને પર તરફનો ભાવ બધો અસાર છે એવા પ્રયોજનથી નિયમ સાથે સાર શબ્દ મૂકયો છે.

હવે ટીકાકાર પદ્મપ્રભ આચાર્ય કહે છે:—

इति विपरीतविमुक्तं रत्नत्रयमनुत्तमं प्रपद्याहम् ।
अपुनर्भवभामिन्यां समुद्भवमनंगशं यामि ॥

વિપરીત સ્વરૂપથી રહિત, અનુપમ, સર્વ શ્રેષ્ઠ દર્શન–જ્ઞાન–ચારિત્રમય સ્વરૂપને પ્રાપ્ત કરીને મુક્તિરૂપી સ્ત્રી તેનાથી ઉત્પન્ન અતીન્દ્રિય સ્વાભાવિક આનંદના વિલાસને પ્રાપ્ત કરૂં છું. અહીં આચાર્યદેવ કારણમાં જ કાર્યની પૂર્ણતા ભાળી રહ્યા છે. અવસ્થા થાય છે તે વસ્તુ વગર હોતી નથી, તેથી વસ્તુદૃષ્ટિ અને વસ્તુમાં ભેદ ભાળતા નથી. સ્વરૂપમાં અતીન્દ્રિય આનંદની મોજ–વિલાસ–આહ્લાદને પ્રાપ્ત કરૂં છું એમ દૃષ્ટિમાં પૂર્ણ જ ભાળે છે. હજી પૂર્ણનો ઉત્પાદ નથી છતાં શ્રદ્ધામાં પૂર્ણનો જ આનંદ છે, દૃષ્ટિના વિષયમાં અધૂરાશ હોય નહીં. ॥ ૩ ॥

હવે કહે છે કે રત્નત્રય ( સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર ) ની જુદાઇ કરીને તેનું વર્ણન કરવું જરૂરનું છે:—

**णियमं मोक्खउवायो, तस्सफलं हवति परम णिव्वाणं।**
**एदेसिं तिण्हं पिय, पत्तेय परूवणा होइ ॥ ४ ॥**

नियमो मोक्षोपायस्तस्य फलं भवति परमनिर्वाणम्।
एतेषां त्रयाणामपि च प्रत्येकप्ररूपणा भवति ॥ ४ ॥

મોક્ષનો ઉપાય તે નિયમ છે, અને તે નિયમ ધારવાનું ફળ મોક્ષ છે-પરમ નિર્વાણ છે. ભાવ મુક્તિ તો તેરમા ગુણસ્થાને થઇ જાય છે અને સિદ્ધદશામાં પરમ-મુક્તદશા છે. નિયમ દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ છે તેથી તે ત્રણેનું જુદું જુદું વર્ણન હવે પછીની ગાથામાં કહેવાશે.

પ્રવાહરૂપે અનાદિ અને નવાં બંધાય તે અપેક્ષાએ આદિ એ રીતે અનાદિ તથા સાદિ કાળથી સંસારી જીવને લાગેલાં સમસ્ત કર્મોથી છૂટી જવાથી જે ઉપમારહિત-મહા-નિરૂપમ, અવિનાશી, અતીન્દ્રિય આનંદની પ્રાપ્તિ થાય છે તે જ સદા આનંદસ્વરૂપ પરમ નિર્વાણ અર્થાત્ મોક્ષ છે.

કોઇ પણ જાતની આકૂળતા-ખેદ-હર્ષ એ બધાનો નાશ અને અતીન્દ્રિય આનંદની પ્રાપ્તિ તે પરમનિર્વાણ છે. સુખગુણની મુખ્યતાથી વ્યાખ્યા કરી છે, જગતનું ધ્યેય જ સુખનું છે. પરમ આનંદસ્વરૂપ આત્મા જ છે

તેની રુચિથી માંડીને પરમાનંદની પ્રાપ્તિ સુધી મોક્ષમાર્ગ અને પરમ આનંદની પ્રાપ્તિ તે મોક્ષ. દ્રવ્યમાં ત્રિકાળ આનંદ હતો તે પર્યાયમાં પૂર્ણ થઇ ગયો તેનું નામ મોક્ષ. (અહીં આનંદ ગુણની મુખ્યતાથી કહ્યું છે. આનંદ ગુણ પૂર્ણ થતાં જ્ઞાનાદિ બધા ગુણો પણ પૂર્ણ થઈ જાય છે, જ્ઞાનનું ફળ આનંદ છે.) આનંદની પ્રાપ્તિનો લાભ એ જ મોક્ષ છે. તથા આત્માની અભેદ-રત્નત્રયરૂપ ( સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રની એકતારૂપ ) પરિણતિ તે જ મહા આનંદની પ્રાપ્તિનું ( મોક્ષનું ) કારણ છે.

આ રીતે, જો કે સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રની એકતા એ જ મોક્ષનો ઉપાય છે-પરંતુ-તે ત્રણેનું જુદું જુદું સ્વરૂપ જાણ્યા વિના તેની એકતારૂપ સ્વરૂપની એકાગ્રતા થઇ શકતી નથી, તેથી આચાર્ય મહારાજ દર્શન-જ્ઞાન-ચારિત્રનું જુદું જુદું સ્વરૂપ કહેવાની પ્રતિજ્ઞા કરે છે.

અહીં ( નિયમસાર પાનુ ૮ ) ટીકાકાર કહે છે કે—

मोक्षोपायो भवति यमिनां शुद्धरत्नत्रयात्मा
स्त्रात्मज्ञानं न पुनरपरं दृष्टिरन्यापि नैव ।
शीलं तावन्न भवति परं मोक्षुभिः प्रोक्तमेत-
द्बुद्ध्वा जन्तुर्न पुनरुदरं याति मातुः स भव्यः ॥

ધર્માત્મા મુનિને માટે શુદ્ધરત્નત્રયસ્વરૂપ પોતાના

આત્માનું થવું તે જ મોક્ષનો ઉપાય છે. અહીં 'આત્માનું થવું' એમ કહેવામાં પર્યાયને આત્મા ગણ્યો છે. સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર તે પર્યાય છે, પર્યાયનો વિકલ્પ થવો તે આત્મા નથી. સમ્યગ્દર્શન વગેરે આત્માની શુદ્ધ પર્યાય હોવાથી અહીં તેને આત્મા કહ્યો છે, ખરેખર તો તે રત્નત્રય પર્યાય છે અને આત્મા ધ્રુવ છે, પણ પર્યાય તે દ્રવ્યથી અભેદ છે તે અપેક્ષાએ "શુદ્ધ રત્નત્રયસ્વરૂપ પોતાના આત્માનું થવું તે મોક્ષનો ઉપાય છે" એમ કહ્યું છે.

શાસ્ત્રમાં કોઈ વાર કહે કે સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર તે પર્યાય છે તથા કોઈ વાર કહે કે સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર તે જ આત્મા છે; એ રીતે જુદી જુદી અપેક્ષાના વાક્યો આવે, ત્યાં નય પ્રમાણે સમજવું જોઈએ. અહીં 'સ્વ-પર્યાય' તે આત્મા જ છે, આત્માની નિર્મળ શ્રદ્ધા-જ્ઞાન-ચારિત્ર સિવાય બીજા દર્શન-જ્ઞાન-ચારિત્ર નથી. નવતત્ત્વની યથાર્થ શ્રદ્ધા તે દર્શન નથી, અગ્યાર અંગનું જ્ઞાન તે જ્ઞાન નથી અને પંચમહાવ્રત-૨૮ મૂળગુણ સહિત પાળે તો પણ તે ચારિત્ર નથી, એમ સંસારથી મુક્ત એવા શ્રી અરિહંત ભગવાને કહ્યું છે; તે જાણીને ભવ્ય જીવ-(લાયક પ્રાણી) કોઇ વાર નવી માતાના ઉદરમાં જન્મતો નથી-પુનર્જન્મ પામતો નથી અર્થાત તેને નવો જન્મ ધારણ કરવો પડતો નથી. આવો એકરૂપ સ્વભાવ જાણીને તેમા ઠરે તો તેને જન્મ મરણ કરવા પડે નહીં, એ એકજ ઉપાય કહ્યો છે. ॥ ૪ ॥

હવે વ્યવહાર સમ્યગ્દર્શનનું સ્વરૂપ કહે છેઃ—

अत्तागमतच्चाणं सद्दहणादो हवेइ सम्मत्तं ।
ववगयअसेसदोसो, सयलगुणप्पा हवे अत्तो ॥ ५ ॥

आप्तागमतत्त्वानां श्रद्धानाद्भवति सम्यक्त्वम् ।
व्यपगताशेषदोषः सकलगुणात्मा भवेदाप्तः ॥ ५ ॥

અહીં જો કે ભેદ પાડીને સમજાવે છે તો પણ અભેદ સમજાવવા માટે છે, અભેદ સમજાવતાં વચ્ચે શું આવે છે તે બતાવે છે......

—ઃ વ્યાખ્યાન બાદ ઃ—

પૂર્ણદશા થયા પહેલાં પૂર્ણની શ્રદ્ધાની વાત છે. પૂર્ણ થયા પછી તો કાંઇ કરવાપણું રહેતું નથી. આ તો સમકિતીને પૂર્ણ થયા પહેલાં પૂર્ણની આગાહી કેવી આવી જાય છે તેનું સ્વરૂપ બતાવે છે.

વ્યાખ્યાન નં. ૪ તા. ૨૩-૪-૪૪ રવિ.

ગાથા ૫ મી

પહેલી ગાથામાં અસાધારણ મંગળિક કર્યું, બીજી ગાથામાં માર્ગ અને માર્ગફળ કહ્યું, ત્રીજી ગાથામાં 'નિયમ'

સાથે 'સાર' શબ્દ કેમ મૂકયો છે તે બતાવ્યું, ચોથી ગાથામાં નિયમની વ્યાખ્યા કરી, હવે પાંચમી ગાથામાં વ્યવહાર સમકિતનું સ્વરૂપ બતાવે છે, કે જે નિશ્ચય શ્રદ્ધામાં નિમિત્ત નીવડે.

પહેલાં સતદેવ-ગુરુની યથાર્થ શ્રદ્ધારૂપ વ્યવહાર હોય. નિશ્ચય શ્રદ્ધા તો આત્માના સ્વભાવની છે. તેમાં સાચા દેવ અને સાચા ગુરુની શ્રદ્ધાનું નિમિત્ત હોય છે. સાચા દેવગુરુની શ્રદ્ધા તે પુણ્યનું કારણ છે.

વ્યવહાર સમ્યગ્દર્શન ક્યારે થાય તે કહેવાય છે: આપ્ત:—આગમના દેવ-તેની સાચી શ્રદ્ધા જોઇએ. જેમની વાણીદ્વારા શાસ્ત્રરચના થાય છે તે વીતરાગદેવ કેવા હોય તેની સાચી ઓળખાણ જોઇએ. આપ્ત એટલે આગમના ઇષ્ટદેવ તેને આપ્ત કહેવાય.

આગમ:—જિનવાણી, વીતરાગની વાણી. આગમમાં વર્ણન કરેલાં તત્ત્વોની શ્રદ્ધા કરવાથી વ્યવહાર સમકિત થાય છે, એટલે તે આત્માની શ્રદ્ધામાં નિમિત્ત થાય તેવી વ્યવહાર શ્રદ્ધા થાય છે. શાસ્ત્રના પૂર્ણ કથક એવા આપ્ત કેવા હોય? કે બધા દોષરહિત અને બધા ગુણસહિત હોય છે.

દેવના બે પ્રકાર છે. એક પુણ્યમાં મોટા તે લૌકિકદેવ છે, અને બીજા જેને આત્માની પૂર્ણ શક્તિ પ્રગટી છે તે

સાચા દેવ છે, તેની ઓળખાણ વગર સાચા આત્મદેવની (આત્મ-સ્વરૂપની) ઓળખાણ થાય નહીં. દરેક આત્માથીને પૂજવાયોગ્ય દેવ તે આપ્ત છે; અથવા પૂર્ણશાસ્ત્રને વાણીદ્વારા કહેનાર, સંપૂર્ણ મોહ-રાગ-દ્વેષ આદિ દોષોથી વિમુક્ત, ત્રણકાળ ત્રણલોકનું તથા આત્મ પદાર્થનું જેને જ્ઞાન છે એવા સર્વજ્ઞ અને આત્મગુણોથી જે શોભિત છે તે આપ્ત દેવ છે; વળી તે શંકારહિત છે, મોહ અને રાગ-દ્વેષને શંકા કહેવાય છે, તે જેને નથી તે દેવ છે. નિઃશંક આત્મ-સ્વભાવની શ્રદ્ધા અને સ્થિરતા પ્રગટી છે તથા દર્શનમોહ અને ચારિત્રમોહનો અભાવ થવાથી પૂર્ણ નિઃશંકતા છે, તે-જ પરમાત્મા-પૂજવાયોગ્ય છે.

સાચા વક્તા કેવા હોય:—આવા સંપૂર્ણ ગુણવાળા વક્તા જ પરને હિતરૂપ સાચો ઉપદેશ દઇ શકે છે. જેનામાં પોતામાં જ અવગુણ હોય તે સાચો ઉપદેશ આપી શકે નહીં. વીતરાગની વાણીમાં જ સંપૂર્ણ સત્ય ઉપદેશ આવે છે. સ્નેહ કે ભયવાળો સાચું કહી શકે નહીં. હાથમાં હથિયાર વગેરે હોય તે સાચા દેવ નથી. વળી કામ કે નિદ્રાવાળો સાચો વક્તા કહેવાય નહીં. જગતનું કર્તૃત્વ હોય તે આપ્ત નથી. નિદ્રા તે પ્રમાદ છે, પૂર્ણ દશામાં પ્રમાદ હોઇ શકે નહીં. જગતના જીવો પાપ કરે માટે તેને દંડ દેવો એવી કર્તૃત્વની માન્યતાના દોષથી જે લેપાયેલ છે તેના વચન નિર્દોષ હોઇ શકે નહીં. ભક્તોનો ઉદ્ધાર

કરવો તેમાં રાગ છે. ભગવાનને રાગ હોય નહીં. વાણીનો યોગ હોય તો સમજાવે અને સામો પોતાની યોગ્યતાથી સમજે તો વાણીને નિમિત્ત કહેવાય.

જેઓને મોહ-રાગાદિ સર્વ દોષો ટળી ગયા છે એવા વીતરાગનું જ વચન વીતરાગમય હોય, તેથી અરિહંત ભગવાન જ સાચા આપ્ત દેવ છે. આ તો હજી સાચા દેવનું સ્વરૂપ કહેવાય છે, તે યથાર્થ જાણે ત્યારે તો હજી વ્યવહાર શ્રદ્ધા થઈ કહેવાય. સાચાં નિમિત્તનું સ્વરૂપ પહેલાં જાણવું જોઈએ કુદેવાદિ સતનાં નિમિત્ત થઈ શકે નહીં, સતનાં નિમિત્ત પણ સત્ જ હોય. નિમિત્ત એટલે હાજરી, સાથ; નિમિત્ત કાંઈ કરી દેતું નથી. સાથીદાર હોય તે હિંમત આપી દેતો નથી, પણ પોતામાં હિંમત હોય ત્યારે સાથીદારને નિમિત્ત કહેવાય છે.

જેઓની શાંતમુદ્રા છે, માળા ફેરવતા નથી, હથિયાર નથી, વસ્ત્ર નથી-તદ્દન નિર્ગ્રંથ છે એવા તદ્દન નિર્દોષ વીતરાગની પ્રતિમાને દેખીને તથા ભક્તિ-પૂજન કરીને, પરમ વીતરાગરૂપ નિમિત્તના સંયોગની પ્રાપ્તિ થવાથી ભવ્યજીવ પોતાના ભાવોને ઉજ્જવળ, નિશુદ્ધ અને વૈરાગ્યમય કરે છે. વર્તમાનમાં આ ભરતક્ષેત્રે સાક્ષાત્ તીર્થંકર દેવ નથી, તેથી તેમની નિર્દોષ પ્રતિમાને ઓળખીને તેને દેવ માનવાનું કહ્યું છે. જેમને ભક્તિ કરનાર ઇન્દ્ર ઉપર રાગ નથી કે નિંદા કરનાર ઉપર દ્વેષ નથી એવા

આપ્તપુરુષ તે સાચા દેવ છે. એવા આપ્તપુરુષના સાક્ષાત્ મુખકમળથી નીકળેલી દિવ્યધ્વનિ (દિવ્ય = પ્રધાન; ધ્વનિ = અવાજ; ઊંચામાં ઊંચો અવાજ) તે જ સત્ય આગમ છે. તે જગતના બધા પદાર્થોનું દ્રવ્ય, ગુણ, પર્યાય, કાળ, ભાવ વગેરે અનેક રીતે વિસ્તાર કરીને યથાર્થ સ્વરૂપ સમજાવે છે. એક દ્રવ્યના અનંત ગુણ-પર્યાય અને તેના અવિભાગપ્રતિચ્છેદ કરીને વર્ણન કરે છે અને તે બધું વસ્તુનું સમર્થન કરે છે-જે રીતે છે તે રીતે જાહેર કરે છે -ગોટા નથી. જેમ જેમ વિસ્તાર કરે છે તેમ તેમ વસ્તુનું સમર્થન જ થાય છે. "આમ જોઇએ અથવા આમ જોઇએ" એમ શંકા સહિત વાણી નથી પણ "આમ જ સ્વરૂપ છે" એમ વસ્તુના સ્વરૂપને જેવું છે તેવું સમર્થન કરે છે. એક દ્રવ્યમાં અનંત ગુણ, એકેક ગુણની અનંત પર્યાય અને એકેક પર્યાયમાં અનંત અવિભાગપ્રતિચ્છેદ અને અવિભાગપ્રતિચ્છેદના એક અંશમાં અનંત શક્તિ; આ રીતે બધું વીતરાગ આગમ જ કહી શકે.

વળી સર્વજ્ઞ આપ્તદેવ કેવા છે તે કહે છે:—

ચતુર છે, સમર્થ-દક્ષ છે, પૂર્ણજ્ઞાન વર્તે છે. કોઇ પૂછે અને પછી તેનો જવાબ આપ્યા કરે એમ નથી, પણ પ્રથમથી જ વસ્તુનું જ્ઞાન છે, અને જેવું વસ્તુનું જ્ઞાન છે તેવું જ દરેક સમયે વાણીમાં આવી જાય છે. આગમ

અથવા કર્મ કાંઇ ચીજ જ નથી એમ કહીને "અનિર્વચનીય" કહી દીધું એવું નથી, પણ સાચા પદાર્થના વિસ્તારના સમર્થનમાં પ્રવીણ છે. વસ્તુ સ્વરૂપ "સર્વથા અનિર્વચનીય" નથી જ્ઞાનમાં ગંભીરતા રહી જાય તે વાત જુદી છે. કોઈ કહે-કર્મ પદાર્થ જ નથી, તો ત્યાં 'નથી' કહેતાં જ 'છે' એવો ભાસ તેમાં આવી જાય છે, કાંઇક છે -અને જે છે તેનું સ્વરૂપ નથી જાણ્યું માટે તે સર્વજ્ઞ નથી.

આગમમાં તત્ત્વોનું સ્વરૂપ બતાવ્યું છે. એક અંતરંગ તત્ત્વ પરમાત્મા ( અહીં જીવને જ પરમાત્મા કહેલ છે ) અને બીજું બાહ્ય તત્ત્વ, આત્માથી ભિન્ન પદાર્થો-તે પણ છે, નથી એમ નહીં. તે આત્મામાં નથી પણ વસ્તુપણે તો છે. એકલો આત્મા જ માને અને બીજી વસ્તુને ન માને તો તેને તત્ત્વની વ્યવહાર શ્રદ્ધા પણ નથી, તેને તો પુણ્યનું પણ ઠેકાણું નથી.

ઉપર કહ્યા તે રીતે બે તત્ત્વ છે, અથવા બીજી રીતે સાત તત્ત્વો છે; જીવ, અજીવ, આસ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ એ સાત તત્ત્વોની આગમમાં વ્યાખ્યા કરી છે. ૧-આત્મા અનાદિ અનંત વસ્તુ છે. ૨-તેને અનાદિથી પુદ્ગલ કર્મનો સંયોગ ( એક ક્ષેત્રાવગાહ સંબંધ ) છે તે પુદ્ગલ પણ સ્વતંત્ર વસ્તુ છે. ૩-જીવના વિકારી ભાવથી પુદ્ગલકર્મનું આવવું તે આસ્રવ છે. ૪-જીવના વિકારી ભાવથી કર્મ અને આત્માનું એકક્ષેત્રે સાથે રહેવું તે બંધ છે. ૫-જીવના શુદ્ધભાવથી કર્મનું આવવું અટકી

જવું તે સંવર છે. ૬—સંવરપૂર્વક જુનાં કર્મોનું ખરી જવું તે નિર્જરા છે; તથા ૭—આત્મામાં કર્મનો સર્વથા નાશ કરવાની શક્તિ પણ છે, કર્મનો સર્વથા નાશ તે મોક્ષ છે. આ રીતે સાતે તત્ત્વોના સ્વરૂપનું પ્રદર્શન કરાવનાર આગમ છે. આસ્રવમાં પુણ્ય પાપ આવી જાય છે તેથી અહીં સાત તત્ત્વો ગણ્યા છે. કોઇ સર્વથા એકાંત કહે કે "આત્માને કર્મનો સર્વથા નાશ થતો જ નથી એટલે કે મોક્ષ થતો જ નથી" તો એમ કહેનાર આગમને સમજતો નથો. પહેલાં સાચું શું તે સમજવું જોઇએ. સમજણ એ જ પહેલો ધર્મ છે. ફાંટા અનેક હોય પણ તેમાં સર્વજ્ઞ ભગવાને કહેલો સત્ય માર્ગ તો એક જ હોય; શ્રીમદ્ રાજચંદ્રે આત્મસિદ્ધિમાં કહ્યું છે કે:—

"એક હોય ત્રણકાળમાં, પરમારથનો પંથ."

ત્રણે કાળમાં સત્યનો માર્ગ તો એક જ હોય છે. પ્રથમ સાચા આગમ અને આગમ અનુસાર તત્ત્વની શ્રદ્ધા કરવાથી વ્યવહાર શ્રદ્ધા થાય છે. નિમિત્તરૂપે આત્માના કલ્યાણના હેતુ સર્વજ્ઞદેવ છે; સ્ત્રી, કુટુંબ, કુદેવાદિ કે કોઈ અલ્પજ્ઞદેવ આત્માના કલ્યાણના હેતુ નથી. જેને પરમાત્મ-દશા ઊઘડી નથી એવા જીવ કે તેના કહેલાં શાસ્ત્રો તે કલ્યાણનો હેતુ નથી તેથી પ્રથમ સર્વજ્ઞનો નિશ્ચય થવો જોઇએ. સર્વજ્ઞનો નિશ્ચય થતાં તેમના કહેલાં શાસ્ત્રો અને તત્ત્વોનો નિશ્ચય સહેજે થઈ જાય છે. સર્વજ્ઞનું નિર્દોષ

સ્વરૂપ ઓળખ્યા વગર તત્ત્વની સાચી શ્રદ્ધા થાય નહીં.

ટીકાકાર કહે છે કે:—

भवभयभेदिनि भगवति भवतः किं भक्तिरत्र न शमस्ति
तर्हि भवाम्बुधिमध्यग्राहमुखान्तर्गतो भवति ॥

હે સંસારના ત્રાસને મટાડવાવાળી, ભવભયભેદીની, આત્માના આનંદઘન સ્વરૂપને બતાવનારી ભગવતી જિનવાણી ! જે આ લોકમાં તારી ભક્તિ નથી કરતા તે સંસાર સમુદ્રની મધ્યમાં દુઃખરૂપી ગ્રાહ ( મોટા ગ્રાહ નામના જનાવર થાય છે તે હાથીને પણ બાંધી લ્યે એવા હોય છે તેમ ) તેના મુખમાં ચાલ્યા જાય છે. વીતરાગને ઓળખતા નથી અને તેની ભક્તિ કરતા નથી તે સંસાર સમુદ્રમાં ચાલ્યા જાય છે. ॥ ૫ ॥

હવે અરિહંતને અઢાર દોષો હોતા નથી, તે અઢાર દોષોનું વર્ણન કુંદકુંદાચાર્ય કહે છે:—

छुहतण्हभीररोसो रागो मोहो चिंता जरा रुजा मिच्चू ।
स्वेदं खेद मदो रइ, विण्हियणिद्दा जणुव्वेगो ॥ ६ ॥

क्षुधा तृष्णा भयं रोषो रागो मोहश्चिन्ता जरा रुजा मृत्युः ।
स्वेद खेदो मदो रतिः विस्मयनिद्रे जन्मोद्वेगौ ॥ ६ ॥

ભગવાન શ્રી અરિહંતદેવને નીચેના અઢાર દોષો હોતાં નથી:—

૧-ક્ષુધા ન હોય, ૨-તૃષા ન હોય, ૩-ભય ન હોય, પૂર્ણ સ્વરૂપમાં ભય શો ? ૪-ક્રોધ ન હોય, ૫-રાગ ન હોય, ૬-મોહ ન હોય, ૭-ચિંતા ન હોય, ૮-જરા ન હોય, શરીરમાં જીર્ણતા આવે નહીં. આ શરીરનું વર્ણન તો પુણ્ય પ્રકૃતિનો કેવો ઉદય છે તેનું વર્ણન છે. સ્વભાવની એવી પવિત્રતા ઊઘડી છે કે તેનાથી પુણ્ય પ્રકૃતિ પણ એવી થઇ ગઇ કે શરીરના પરમાણુઓ ફરી ગયા. ૯-રોગ ન હોય; પ્રશ્ન:—કર્મ તો બાકી છે ? ઉત્તર:—કોઈ કર્મ એવું નથી કે જે કારણે શરીરમાં રોગ આવે. ૧૦-મૃત્યુ નથી, કેમકે દેહનું છૂટવું તે મરણ નથી, પણ એક દેહ છોડયા પછી બીજો દેહ ધારણ કરવો પડે તો તે મરણ છે. ૧૧-પરસેવો ન હોય, ૧૨-ખેદ ન હોય, ૧૩-અભિમાન ન હોય, ૧૪-રતિ ન હોય, રતિ એટલે ખુશી થવું તે રાગ છે, રાગ ભગવાનને નથી. ખુશી નથી તેથી કાંઈ મોઢું શોકમાં ન હોય, સ્વરૂપનો આનંદ તો છે, પણ વિકારનું ખુશીપણું નથી. ભગવાનને દેહની ક્રિયા પ્રારબ્ધ યોગે છે, તેમાં ભગવાનને ઇચ્છા નથી. ૧૫-વિસ્મય નથી, વિસ્મય અર્થાત આશ્ચર્ય તો કાંઈ ન જાણ્યું હોય તેમાં થાય, પણ ભગવાને ન જાણ્યું હોય તેવું કાંઇ પણ બનતું નથી અને જે જાણ્યું છે તેમાં આશ્ચર્ય ન હોય. કોઈ કહે– મુંબઈમાં હોનારતનો અકસ્માત થયો તેનું પણ આશ્ચર્ય નથી ? તેનો ઉત્તર:–અકસ્માત કાંઇ પણ થતો જ નથી. જે

થાય છે તે બધું વ્યવસ્થિત જ છે. ન બનવાનું કાંઈ પણ નવું બનતું નથી. જે પ્રમાણે અવસ્થાની વ્યવસ્થા છે તે પ્રમાણે જ થાય છે, તેમા ફેરફાર કરવા કોઇ સમર્થ નથી. માત્ર પોતાના ભાવમાં સમતા રાખે કે વિષમતા રાખે એ જીવ કરી શકે છે. શરીરાદિ પર વસ્તુ છે તે રહેવાનાં હોય તો ટળે નહીં, અને સ્થિતિ ન હોય તો ગમે તેમ કરે પણ રહે નહીં, પોતાના ભાવમાં ફેર પાડી શકે. બહારમાં સગવડતા કે અગવડતા નથી, માત્ર કલ્પના છે. ભગવાને બધું જાણ્યું હોવાથી વિસ્મય નથી. ૧૬–નિદ્રા હોય નહીં, સ્વરૂપમાં જાગ્રતિ જ વર્તે છે, ૧૭–જન્મ ન હોય, અને ૧૮–વ્યાકુળતા ન હોય. આ પ્રમાણે અઢાર મહાદોષો ભગવાનને હોતા નથી.

વિશેષઃ—ક્ષુધાઃ–અસાતા વેદનીયના તીવ્ર કે મંદ ઉદયથી ચિત્તમાં ક્લેશ થવો અર્થાત ભૂખની પીડા તે ક્ષુધા છે. અસાતાનો ઉદય તો નિમિત્ત છે, તેમાં જોડાઇને અંદર જેટલો વિકારી ભાવ થાય તે ક્ષુધા છે. કેવળી ભગવાનને મોહનો અભાવ હોવાથી તેને વેદનીય કર્મ ક્ષુધા ઉપજાવી શકતું નથી. ભગવાનને વેદનીય કર્મ છે પણ તેમાં રતિ કે અરતિ નથી. જો સાતા વખતે રતિ અને અસાતા વખતે અરતિ હોય તો તે ક્ષુધાનું વેદન કરાવવા સમર્થ છે, પણ મોહના નાશથી કેવળી ભગવાન તો પોતાના આનંદમય સ્વરૂપના અનુભવમાં લીન થઈ ગયા

છે અને અતીન્દ્રિય અનંત સુખનો ભોગવટો કરી રહ્યા છે; તે અનુભવસ્વાદથી [ આત્મઉપયોગથી ] છૂટીને અસાતામાં ભગવાનનું જોડાણ થાય અને પછી ભોજનદ્વારા અસાતાનું દુઃખ મટાડીને ફરી સાતા આવે અને ત્યારપછી અંતર ઉપયોગમાં ભગવાન જોડાય એમ બનતું નથી.

કોઈ અજ્ઞાનીઓ કેવળીને હંમેશ આહાર કરનાર ઠરાવે છે, તથા ભગવાનનું શરીર હંમેશાં આહાર કરે છે માટે સુંદર રહે છે એમ કહીને ભગવાનને ખોરાકાદિના આહારક ઠરાવે છે, પણ કેવળીને એવા આહારાદિ કાંઇ હોતું નથી. તેમનું શરીર જ પરમ ઔદારીક હોય છે, નોકર્મના રજકણો શરીરમાં આવે છે. અનંતચતુષ્ટયવાળા સર્વજ્ઞને આહાર કહેવો તે અનંતચતુષ્ટયમાં વિઘ્નરૂપ છે. અંતરાય કર્મનો નાશ હોવાથી અનંતબળના ધણી થયા છે, તેમને ભૂખની મલીનતા હોય નહીં. જ્યાં દેવનું સ્વરૂપ જ વિકૃત માને ત્યાં સાચા ધર્મના સ્વરૂપની શ્રદ્ધા જ ક્યાં રહી?

સ્વર્ગના દેવને પુણ્યના ફળમાં કંઠમાંથી એક ટીપું આવે અને તેને હજારો વર્ષ ખોરાક લેવો ન પડે, સાધારણ લૌકિક પુણ્યના ફળમાં પણ આટલા વર્ષ આહાર નથી હોતો, તો કેવળીને આહાર કેમ હોય? કેવળીને તો સમયે સમયે સ્વામૃત—આત્માનંદનું ભોજન (સ્વરૂપનો અનુભવ)છે.

૨-તૃષા:—અસાતાના તીવ્ર, તીવ્રતર, મંદ અને મંદતર ઉદયમાં જોડાવાથી આકુળતા થવી તેનું નામ તૃષા છે. ભગવાનને મોહ નહિ હોવાથી તૃષા નથી. અમુક પાણી પીએ તો જ શરીર બરાબર રહે એવો નિયમ નથી. કેટલાક એક દીવસમાં બશેર પાણી પીએ છે અને કેટલાક પંદર શેર પી જાય છે, તે પાણી પીવાથી સાતા રહે છે એવું નથી. અસાતાના ઘણા પ્રકાર છે, તૃષા પણ અસાતાનો ભેદ છે નિરંતર આત્મરસના પીવાવાળા ભગવાનને ક્ષણીક તૃષા ટાળનારી એવી પાણીની તૃષા કેમ હોય? ન જ હોય.

આ રીતે બે દોષોનું વર્ણન વિસ્તારથી કર્યું, હવે બીજા દોષોની વ્યાખ્યા કહેવાશે.



વ્યાખ્યાન નં. ૫ તા. ૨૪-૪-૪૪ સોમ.

ગાથા ૬ ઠ્ઠી ચાલુ.

ભગવાન અરિહંતના સ્વરૂપનું વર્ણન ચાલે છે; કેમકે કલ્યાણઅર્થીને પોતાના કલ્યાણ માટે માનવા યોગ્ય એવા સાચા દેવનું સ્વરૂપ જાણ્યા વિના આત્માનું સાચું સ્વરૂપ જાણી શકાય નહીં. જેને પ્રથમ દેવ-ગુરુના સ્વરૂપમાં જ ગોટા છે તેને ધર્મમાં પણ ગોટા હોય જ.

ભગવાનને શરીર હોવા છતાં આહાર ન હોય. વેદનીયની અસાતા અનંતમા ભાગે છે પણ આહાર કે આહારની ઇચ્છા નથી; તથા તૃષા નથી એટલે પાણી કે પાણીની ઇચ્છા નથી. એ બે દોષોનું વર્ણન કહેવાયું છે, હવે બીજા દોષોની વ્યાખ્યા કરે છે.

૩–ભય:—દેવ નામ ધરાવે અને હાથમાં હથિયાર રહેલું હોય તો તે સાચા દેવ નથી, કેમકે હથિયાર હોય તો 'કંઇક ભય છે' એમ સૂચવે છે અને દેવને ભય હોય નહીં. ભગવાન ભય મુક્ત બિરાજે છે.

પ્રશ્ન:—ભગવાન બીજાની દેખરેખ રાખે ને ?

ઉત્તર:—ભગવાન ત્રણકાળમાં કોઇની દેખરેખ રાખે નહીં. દેખરેખ રાખે કોની ? આત્મા તો સ્વતંત્ર પદાર્થ છે, તેનું સ્વરૂપ પરાધીન નથી કે બીજાને દેખરેખ રાખવી પડે. દરેક પોતે પોતાથી જ રક્ષાયેલો છે. ભયના સાત પ્રકાર છે. આલોક, પરલોક, અગુપ્તિ, અરક્ષા, મરણ, વેદના અને આકસ્મિક, આ સાત ભય ભગવાનને નથી. ભગવાનને ઇન્દ્રિયજનિત સુખ નથી, શરીર સંબંધી કે સંસાર સંબંધી ભોગનું સુખ નથી, આત્માના જ સુખનો ભોગવટો છે. વળી તેમને ધન, ધાન્ય, સ્ત્રી, કુટુંબ આદિ કોઇ પણ પ્રકારની વસ્તુમાં મૂર્છા નથી, કારણ કે તેઓશ્રી દર્શનમોહ અને ચારિત્રમોહથી મુક્ત છે.

ભગવાનને રક્ષક ઠરાવે તે ભગવાનનું સ્વરૂપ સમજ્યા નથી. અને જે ભગવાનનું સ્વરૂપ નથી સમજ્યા તેમણે આત્માનું સ્વરૂપ પણ નથી જાણ્યું. ખરેખર કોઈ ભગવાનની પ્રાર્થના કરતું નથી અને ભગવાન કોઇની પ્રાર્થના સાંભળતા નથી. ભગવાનને તો પહેલેથી જ જ્ઞાન હતું, તથા પ્રાર્થના કરનાર પોતાના ગુણને ઓળખી ગુણની પ્રાર્થના ભગવાનને સંબોધીને કરે છે; પણ અંદર ભાન છે કે ભગવાનનું અવલંબન મારા અશુભરાગ ટાળવા માટે છે, ભગવાન મને કાંઇ આપી દેતા નથી. મૂર્તિ તો જડ છે, તેમાં ભગવાન બેઠા નથી. જેને પરથી નિરાળા આત્માના વીતરાગ સ્વરૂપની ઓળખાણ છે પણ હજી તેવી પૂર્ણ દશા પ્રગટી નથી તેથી અધૂરી દશામાં અશુભરાગ ટાળવા શુભરાગનું અવલંબન આવે છે અને તે શુભરાગમાં ભગવાનનો નિમિત્ત તરીકે આરોપ કરે છે; પણ ભગવાનની ભક્તિથી આત્માને ધર્મ લાભ થાય એમ બનતું નથી. માત્ર અશુભથી બચવા પૂરતા શુભરાગના નિમિત્ત તરીકે ભગવાનને લ્યે છે.

ભગવાનની મૂર્તિ કે દેરાસર સાથે મારા ધર્મનો સંબંધ નથી, મારો ધર્મ આત્મા સાથે છે એમ સ્વભાવ તરફના જ્ઞાનના લક્ષે–અશુભથી બચવા શુભમાં જોડાય તો અશુભ ટાળવા પૂરતો લાભ મળે.

ધર્મ એટલે આત્માનો સ્વભાવ; તે આત્મામાં જ ભર્યો છે, પણ જ્યારે તેમાં સ્થિર નથી રહી શકતા ત્યારે

જ્ઞાનીને વચ્ચે શુભરાગ અને શુભરાગના નિમિત્તો પ્રતિમા વગેરે આવે છે; પણ પ્રતિમા પર વસ્તુ છે, ખરેખર પ્રતિમાને કોઇ પગે લાગતું નથી પણ અંદર પોતાના ગુણનું બહુમાન કરીને બાહ્યમાં ભગવાન ઉપર આરોપ કરીને બોલે છે.

"ધર્મ મારૂં નિર્મળ સ્વરૂપ છે, આપે જે પૂર્ણ પવિત્રતા પ્રગટ કરી છે તે જ મારૂં સ્વરૂપ છે" એમ પવિત્રતાનું જ્ઞાન હોય અને સંભારે તો ભગવાનને નિમિત્ત કહેવાય, પણ નિમિત્તથી સંભારતો નથી, સંભારે ત્યારે નિમિત્ત કહેવાય છે. જેને પવિત્ર જ્ઞાતા સ્વરૂપની ઓળખાણ છે અને પૂર્ણ દશા પ્રગટી નથી તેને પવિત્રતાના સ્મરણમાં નિમિત્ત કહેવાય, પણ જો પવિત્ર સ્વભાવનું ભાન ન હોય તો પવિત્રતાનું નિમિત્ત પણ કહેવાય નહીં. શુદ્ધ સ્વભાવની પ્રતીતિ સહિતનું જ્ઞાન હોય ત્યારે યાદ કરે તો શુભરાગનું નિમિત્ત કહેવાય, એટલો પ્રતિમાનો અવકાશ છે. કોઈ સમજ્યા વિના મૂર્તિને ઊડાડે તો તે અજ્ઞાની છે, અને કોઇ મૂર્તિથી જ રાગ કે ધર્મ માની બેસે તો તે પણ અજ્ઞાની છે.

સ્વભાવદૃષ્ટિએ ભગવાનના આત્મામાં અને મારામાં ફેર નથી; પણ અવસ્થા દૃષ્ટિએ હજી મારી અધૂરાશ છે. એમ પ્રથમ સ્વભાવદૃષ્ટિ જાણ્યા પછી સ્મરણ કરે તો પવિત્રતાનું નિમિત્ત કહેવાય.

'ભગવાનનું સ્મરણ કરીએ તો સંકટ ટાળી દેશે' એમ માને તે અજ્ઞાની છે, તેને તો શુભનું નિમિત્ત પણ તે ન કહેવાય. અશુભથી બચવા પોતે શુભમાં વલણ રાખે છે અને બહારના સંકટનો સંયોગ સહેજે ટળી જાય છે ત્યારે નિમિત્તથી એમ બોલાય કે ભગવાને સંકટ ટાળ્યા. સાચા ભાન પછી રાગ ટળે નહીં ત્યાંસુધી રાગની દીશા પલટે, વીતરાગ ન થાય ત્યાંસુધી પ્રશસ્તરાગમાં સાચા દેવગુરુનું નિમિત્ત આવે છે. જે જાતની ભૂમિકા હોય ત્યાં તેવાં જ નિમિત્ત હોય. સમ્યગ્દર્શન પહેલાં દેવ ગુરુ-સાસ્ત્રની ભક્તિ હોય, પણ વ્રત-તપ ન હોય. સમ્યગ્દર્શનમાં વ્રત-તપ ન હોય પણ નિશંકતા વગેરે આઠ આચાર તો સમ્યક્ત્વનો સહજ સ્વભાવ છે. સમ્યગ્દર્શન પહેલાં સંસારની પ્રોતિ ટાળવા અને આત્મા તરફની પ્રીતિ થવા માટે દેવ-ગુરુ-શાસ્ત્રની ભક્તિ, પૂજા, બહુમાન સહેજે હોય જ છે.

પ્રશ્ન:—સમ્યગ્દર્શન મેળવવા માટે તો વ્રત-તપ હોય ને?

ઉત્તર:—સમ્યગ્દર્શન પહેલાં સાચાં વ્રત-તપ હોઇ શકે નહિ. વ્રત-તપ તો સ્વરૂપના ભાન પછી સ્થિરતાના પુરુ-પાર્થમાં સહેજે થઈ જાય છે. પ્રથમ મન, વાણી, દેહથી નિરાળું જે તત્ત્વ જ્ઞાનાદિ અનંત ગુણોથી પરિપૂર્ણ છે તેની પ્રતીતિ વગર સ્થિરતાનો પુરુષાર્થ આવશે ક્યાંથી? વીત-રાગ થયા પહેલાં શુભરાગમાં પ્રતિમા વગેરે નિમિત્ત હોય ખરા, પણ તે આત્માને લાભ કરી શકે નહીં. સાક્ષાત્

તીર્થંકરદેવ પણ મને લાભ કરી શકે એમ માને તો તે મિથ્યાદૃષ્ટિ છે.

અંદરમાં સ્થિરતા ક્યારે થાય? કે જ્યારે દૃષ્ટિનો વિષય લક્ષમાં આવ્યો ત્યારે; વસ્તુ પોતે જ સ્થિરતાસ્વરૂપ છે તેથી દૃષ્ટિનો વિષય લક્ષમાં આવ્યા પછી સ્થિરતાનો પશ્ન જ નહિ ઊઠે. સંયોગ કે ઉપાધિ રહિત મારૂં સ્વરૂપ છે એવા નિશ્ચયરૂપ સ્થિરતાનું કારણ પ્રગટ્યું તેને સ્થિરતારૂપ કાર્ય પ્રગટવાની શંકા ન હોય.

આત્મા પરથી નિરાળો છે: દેવ, ગુરુ. શાસ્ત્ર પણ પર છે, પરના અવલંબને આત્માનો ગુણ ત્રણકાળ ત્રણલોકમાં કોઇને ઊઘડ્યો નથી, ઊઘડતો નથી અને ઊઘડશે નહીં. છતાં પ્રથમ ભૂમિકામાં દેવ-ગુરુ-શાસ્ત્રની ભક્તિ આવ્યા વગર રહેતી નથી; વ્રત-તપ સમ્યગ્દર્શન વગર હોતા નથી. જે ભૂમિકાએ જે ન હોય ત્યાં તેનું સ્થાપન કરે તેને તો વ્યવહાર શ્રદ્ધાનાં પણ ઠેકાણાં નથી જેમ સૂર્યનો સહજ સ્વભાવ કિરણ પ્રગટવાનો છે તેમ સમ્યગ્દર્શનનો સહજ સ્વભાવ આઠ આચાર છે.

જે ભૂમિકાએ જે હોય તે સમજ્યા વગર આગળ વધવા માંગે તો જ્ઞાન ખોટું છે, અને જો પૂર્ણ સ્વરૂપને ઓળખીને તેની ભાવના ન કરે તો શ્રદ્ધા ખોટી છે. શ્રદ્ધામાં તો પૂર્ણની જ ભાવના હોય, પણ અવસ્થાનું

જ્ઞાન ભૂલવું ન જોઈએ. અધૂરી દશામાં રાગ હોય ખરો, પણ તે રાગ ધર્મનું કારણ નથી. જે ભાવે તીર્થંકર ગોત્ર બંધાય તે પણ રાગ છે-ધર્મ નથી. હઠ કરીને ધર્મમાં આગળ વધી શકાતું નથી. આત્માનું ભાન હોય, સહજ સ્વભાવની દૃષ્ટિ હોય અને વીતરાગતાની જ ભાવના હોય છતાં ભૂમિકા પ્રમાણે રાગ હોય છે, પણ દૃષ્ટિમાં તેનો આદર નથી.

પ્રશ્ન:—ભગવાનની ભક્તિ કરીએ તો ભગવાન સુખ આપે ને ?

ઉત્તર:—કોઈ કોઈને સુખી કે દુ:ખી કરી શકતું જ નથી. ભગવાને તો બધાની સ્વતંત્રતાનો ઢંઢેરો પીટયો છે કે " તું સ્વતંત્ર અને સુખની મૂર્તિ છો, જેવો હું છું એવો જ તું છો, પરમાર્થે તારામાં અને મારામાં કાંઈ ફેર નથી; તારો વિશ્વાસ કર્યા વગર બહાર ભટકયે કાંઈ મળે તેમ નથી " આ રીતે ભગવાન સુખના માર્ગદર્શક છે, પણ ભગવાન કોઈને સુખ આપી દેતા નથી.

[ અહીં સુધી ઉપોદ્ઘાતરૂપે કહેવાયું. અઢાર દોષની વ્યાખ્યા ચાલે છે, તેમાં ક્ષુધા, તૃષા અને ભય એ ત્રણ દોષો કહેવાયા છે.]

૪-ક્રોધ:—કષાયના ઉદયમાં જોડાવાથી તીવ્ર પરિણામ થવા તે ક્રોધ છે. ક્ષમાના ધારક ભગવાનને ક્રોધ હોતો નથી;

કેમકે પોતાની પૂર્વ અવસ્થામાં (નવમે ગુણસ્થાને) ક્રોધ કષાયનો જ નાશ કર્યો છે.

પ્રશ્નઃ—બારમે ગુણસ્થાને તો ક્રોધ હોય ને? કેમકે ત્યાં પરઘાતકર્મનો ઉદય છે.

ઉત્તરઃ—ન હોય, કેમકે ત્યાં મોહ નથી, તેથી પરઘાતકર્મ તો પ્રકૃતિમાં જાય છે.

૫–રાગઃ—રાગ બે જાતનો છે. ૧–શુભરાગ અથવા પ્રશસ્ત રાગ, અને ૨–અશુભ રાગ અથવા અપ્રશસ્ત રાગ. દાનનો ભાવ, શીલનો ભાવ, ઉપવાસનો ભાવ અને ગુરુજનોની સેવાનો ભાવ એ ચાર પ્રકારમાં પ્રવર્તવાવાળો આત્માનો ઉપયોગ તે શુભરાગ છે, તેનાથી પુણ્ય બંધાય છે, શરીરની ક્રિયાથી પુણ્ય કે પાપ નથી. વીતરાગ થયા પહેલાં શુભરાગ થયા વિના રહેશે નહીં, પણ તે શુભરાગથી આત્માનો ધર્મ નથી. સમકિતીને પ્રશસ્ત રાગ હોય ખરો પણ તેમાં તેઓ ધર્મ માનતા નથી. તથા સ્ત્રીકથા, રાજકથા, ચોરકથા અને ભોજનકથા એ ચાર પ્રકારની વિકથાઓમાં આનંદ માનવો તે અશુભ રાગ છે. તે બન્ને પ્રકારનો રાગ ભગવાનને હોતો નથી.

પ્રશ્નઃ—બીજા ધર્મ પામે તો સારું એવા શુભરાગથી ભગવાનની વાણી છૂટે ને?

ઉત્તરઃ—જે ભગવાન હોય તેને રાગ નહીં અને જેને રાગ

હોય તે ભગવાન નહીં. ભગવાનને વાણી તો પૂર્વના કારણે સહજ છૂટે છે; ભગવાનને ઉપદેશ દેવાની ઈચ્છા હોય નહીં.

કોઇના લાભે તને લાભ નથી કે કોઈના નુકશાને તને નુકશાન નથી. 'મુબઈની હોનારત' એ અકસ્માત નથી. સર્વજ્ઞના ન્યાયે બધું નિયમબદ્ધ જ બને છે. અકસ્માત એટલે ન બનવાનું બને એવું કદી થતું જ નથી. જે બનવાનું છે તેમાં લાખ ઈન્દ્રો ઉતરે તો પણ કાંઇ ફેરફાર કરી શકે નહીં. બધું વ્યવસ્થિત જ થઈ રહ્યું છે. જે થવાનું છે તેમાં બીજી કલ્પના શું કામ આવે? તને વસ્તુ સ્વભાવની ખબર ન હોય તેથી કાંઇ વસ્તુનું સ્વરૂપ ફરી જાય?

પ્રશ્ન:—કેવળીને આહાર નથી એટલે ઉપવાસ છે ને?

ઉત્તર:—વીતરાગ સ્વભાવીને આહારની વૃત્તિ નથી, તેથી ઉપવાસ એટલે કે 'આહારની વૃત્તિ છોડવાનો વિકલ્પ' તે પણ નથો ભગવાનને શુભ કે અશુભ કોઈ રાગ નથી.

૬-મોહ:—ચાર પ્રકારના સંઘ ઉપર વાત્સલ્ય ભાવ થવો તે મોહ છે; સ તો-મુનિઓ કે ગણધર ઉપરનો પ્રેમ તે મોહ છે, ભગવાનને મોહ નથી. "આ મારો ભક્ત છે, તેના ઉપર પ્રેમ કરૂં" એવો ભાવ ભગવાનને નથી. અધૂરી દશામાં જ્ઞાનીને મુનિ-ધર્માત્મા પ્રત્યે વાસ્તલ્ય ભાવ હોય ખરો, પણ અંદર પોતે સમજે છે કે આ રાગ મારૂં સ્વરૂપ નથી.

ભગવાનને ગણધર ઉપર પણ રાગ હોતો નથી. 'મહાવીર સ્વામીએ ગૌતમ ઉપરના રાગને કારણે નિર્વાણ વખતે તેમને યુક્તિથી દૂર કર્યા' એ વાત ખોટી છે; કેમકે ભગવાનને રાગ હોઇ જ શકે નહીં, તથા ગૌતમસ્વામી તો ચાર જ્ઞાનના ધણી હતા, તે તો બધું (મહાવીરસ્વામી નિર્વાણ પામવાના છે એવું) જાણતાં જ હતા. ગૌતમ જેવા ભક્ત કે અથાગ નિંદા કરનાર અજ્ઞાની બેમાંથી એકે ઉપર ભગવાનને રાગ કે દ્વેષ નથી, ભગવાન તો વીતરાગ છે. તેને બદલે ભગવાનને પણ રાગવાળા માને તો જ્યાં અરિહંત કે સિદ્ધના સ્વરૂપની પણ ખબર ન મળે ત્યાં ધર્મનું સ્વરૂપ તો ક્યાંથી ઓળખે?

૭—ચિંતા:—શુભ કે અશુભ વિચાર કરવો તે ચિંતા છે. આત્મામાં ગુણ-ગુણીના ભેદની વિચારણા તે પણ શુભ-વિચાર છે, 'હું સિદ્ધ સ્વરૂપ છું' કે 'હું પૂર્ણ થાઉં' એવા વિચાર પણ શુભ રાગ છે-ચિંતા છે, તે ભગવાનને નથી. ભગવાન શુભ-અશુભ બન્ને વિચાર ટાળીને પૂર્ણાનંદ સ્વરૂપનો અનુભવ કરી રહ્યા છે; શુભ-અશુભ બન્ને ટાળ્યા વગર કેવળજ્ઞાન થાય નહીં.

ભગવાનને શુક્લ ધ્યાન કહેવાય છે તે ઉપચારથી છે કેવળજ્ઞાન પછી શરીર રહિત દશા તે સિદ્ધદશા, અને કેવળજ્ઞાની દેહસહિત બિરાજે તે અરિહંત કહેવાય છે. વર્તમાનમાં મહાવિદેહક્ષેત્રે શ્રી સીમંધરસ્વામી વગેરે વીસ

તીર્થંકરો વીતરાગપદે સદેહે સાક્ષાત્ બિરાજી રહ્યા છે, તેમને અરિહંતદેવ કહેવાય છે, ચાર ઘાતિ કર્મના નાશથી તેમને કેવળજ્ઞાન વગેરે સ્વચતુષ્ટય પ્રગટ છે, હજી ચાર અઘાતિ કર્મ બાકી છે તેથી શરીરનું હાલવું ચાલવું તથા દિવ્યધ્વનિનું છૂટવું સહેજે (ઇચ્છા રહિતપણે) થાય છે.

૮—જરા:—મનુષ્ય તથા ઢોરના ઔદારીક શરીરમાં આયુકર્મના ઘટી જવાના નિમિત્તથી જરા આવે છે. અનંત-બળના ધારણ કરનારા અને ક્રોડો સૂર્ય કરતાં પણ અધિક પ્રભાવાળા એવા વીતરાગના શરીરમાં જરાનો સ્વપ્ને પણ પ્રવેશ નથી, ભગવાનને સ્વપ્ન હોય નહીં. ભગવાનનું શરીર ક્રોડો વર્ષ રહે તોપણ તેમાં વૃદ્ધાવસ્થા આવતી નથી, તથા નખ કે વાળ વધતા નથી. મહાવિદેહમાં સીમંધર ભગવાન અબજો વર્ષ થયાં અરિહંતપદે છે અને હજી અબજો વર્ષ રહેશે છતાં તેમને શરીરમાં જરા નથી.

અહીં શરીરનું વર્ણન કરીને પુણ્યની રુચિ નથી કરાવવી, પણ કેવળીની ઓળખાણ માટે શરીરનું વર્ણન કરવામાં આવે છે. પુણ્યવંત જીવો જ ભગવાનના દર્શન કરવા જાય; ભગવાનની સભામાં એકલા મનુષ્યો જ આવે છે એમ નથી, પણ સિંહ, વાઘ, ઢોર, સર્પ વગેરે પણ ભગવાનના દર્શન કરવા આવે છે અને ભગવાનનો ઉપદેશ સાંભળી કોઇ ત્યાં જ આત્મભાન કરીને એકાવતારી થઇ જાય છે આ બધું અરિહંતનું સ્વરૂપ સમજવા માટે કહેવાય છે,

આ નક્કી કર્યા વગર ધર્મ થાય નહીં.

પવિત્રતાની દશામાં 'ભગવાનને પુણ્ય' વધી ગયાં છે, અને પુણ્યના કારણે શરીરનાં પરમાણુઓ બદલી ગયાં છે. પવિત્રતામાં પણ પૂરા અને પુણ્યમાં પણ પૂરા. (અહીં 'ભગવાનના પુણ્ય' એમ નિમિત્તથી કહ્યું છે, ખરેખર ભગવાનને પુણ્યનું ધણીપણું નથી.)

૯—રોગ:—શરીરમાં પીડા ઉત્પન્ન થવી તેનું નામ રોગ છે. પરમ ઔદારિક, મહાસુંદર, નિશ્ચલ અને શાંત ધ્યાન આકારે એવા ભગવાનના શરીરમાં કોઇ પ્રકારનો રોગ નથી. રોગ તે પાપનો ઉદય છે, ભગવાનને શરીરમાં રોગ આવે એટલી અસાતા નથી. મીઠા જળથી ભરેલા સમુદ્રમાં મીઠાની નાની કટકી નાંખવાથી તે સમુદ્રના પાણીમાં કેટલી ખારાશ આવે? તેમ અરિહંતદેવને કેવળજ્ઞાન પહેલાં શુભ વિકલ્પથી સાતાના પટ વધી ગયાં છે, અને તે સાતાના અનંતમા ભાગે અસાતા છે તેના નિમિત્તે રજકણો શરીરમાં આવે છે, તે જ્ઞાની જ જાણી શકે છે; તે અસાતાના નિમિત્તે રજકણો શરીરમાં આવે છે–આત્મામાં નથી આવતા. ભગવાનનું સ્વરૂપ તો અપાર માહાત્મ્યવાળું છે, પણ અત્યારે તો ઘણાં તેને સાધારણ માણસ જેવું માની રહ્યા છે. જ્યાં સાચા દેવના સ્વરૂપની ઓળખાણ નથી ત્યાં આત્માની કે ધર્મની ઓળખાણ પણ હોઇ શકે નહીં.

૧૦—મરણ:—આદિ-અંત સહિત, મૂર્તિક, ઇન્દ્રિયોના ચિહ્નવાળું, આત્માના સ્વભાવથી વિપરીત સ્વભાવવાળું, મનુષ્ય, તીર્યંચ, નારક અને દેવગતિ સંબંધી વિભાગ-વ્યંજનપર્યાય અથવા ઔદારીક-વૈક્રિયિક શરીર એથી આત્માનું જુદા પડી જવું એટલે કે કાર્માણ શરીર આત્મા સાથે રહે તે મરણ છે.

સંસારીઓને એક શરીરથી છૂટીને બીજા શરીરમાં જન્મ ધારણ કરવો પડે છે અર્થાત્ તેઓનું મરણ જન્મ-સહિત છે. ભગવાનને બીજા દેહની પ્રાપ્તિ નથી તેથી મરણ નથી.

૧૧—સ્વેદ (પરસેવો):—અશુભકર્મના ઉદયથી શરીરમાં પરસેવો થાય છે; ભગવાન તો સ્વરૂપાનંદી સ્વભાવમાં સ્થિર થયા છે, તેમના પરમ્ શુદ્ધ શરીરને પરસેવો હોતો નથી.

૧૨—ખેદ:—અપ્રિયવસ્તુના સંયોગથી રંજ થવો તે ખેદ છે. ભગવાનને ખેદ નથી; ભગવાનને કાંઇ અપ્રિયનો સંયોગ જ નથી, કેમકે તેઓ પરિગ્રહ અને મૂર્છા રહિત છે.

૧૩—મદ:-ઉત્તમકુળ, અતૂલ બળ વગેરે હોવામાં આત્માના ભાવમાં અહંકાર થવો તે મદ છે. મદ તો રાગીને હોય છે, ભગવાન વીતરાગ છે તેમને મદ નથી. ભગવાનને વચનની મધૂરાશ છે તેનો મદ નથી, મનોજ્ઞ (મનને ગમે તેવું) સુંદર શરીર છે તેનું અભિમાન નથી, જાતિનું અભિમાન નથી,

શરીરનું અતૂલબળ છે અને આત્માનું અનંત બળ (વીર્ય) છે તેનું અભિમાન નથી, ઉત્તમ કૂળનું અભિમાન નથી, સર્વોત્કૃષ્ટ પુણ્યની પ્રકૃતિનો મદ નથી. ભગવાન તો ક્ષાયક સમકિતધારી છે અને પોતાના નિર્મળ નિર્માન સ્વભાવમાં ઠરી ગયા છે, ત્યાં પરનું અભિમાન નથી.

૧૪—રતિ:—ભગવાનને પરવસ્તુમાં વહાલ નથી (દ્વેષ પણ નથી). પોતાનું સ્વરૂપ જ વહાલામાં વહાલું છે, સ્વરૂપના આનંદના અનુભવમાં જ લીનતા છે ત્યાં પરમાં ક્યાંય પ્રીતિ નથી.

૧૫—આશ્ચર્ય:—ભગવાનને આશ્ચર્ય નથી. કેમકે આશ્ચર્ય તો ન દેખ્યું હોય કે ન જાણ્યું હોય એવું બને તેમાં થાય, પણ ભગવાનના જ્ઞાનમાં ન જણાયું હોય એવું કોઇ દ્રવ્ય, કોઇ ગુણ કે કોઇ પર્યાય નથી, ત્યાં ભગવાનને આશ્ચર્ય કોનું ?

૧૬—નિદ્રા:—નિદ્રા તે દર્શનાવરણીયની સર્વઘાતિ પ્રકૃતિ છે ભગવાનને દર્શનાવરણ કર્મ નથી તેથી નિદ્રા નથી.

૧૭—જન્મ:—પુણ્ય-પાપના કારણે દેવ-મનુષ્ય વગેરે ચાર ગતિમાં દેહ ધારણ કરવો તે જન્મ છે. ભગવાનને ચારગતિના ભ્રમણના કારણરૂપ ચાર ઘાતિકર્મનો નાશ હોવાથી જન્મ નથી.

૧૮—આકૂળતાઃ—ભગવાનને આકૂળતા નથી. ભગવાન તો સ્વરૂપમાં જ લીન વર્તે છે, એક સમય પણ પરને ભજતા નથી.

આ રીતે અરિહંત ભગવાનનું સ્વરૂપ અઢાર મહાદોષોથી રહિત છે.

સમસ્ત સંસારના પ્રાણીઓ, ઇન્દ્રથી તે નારકી આદિ બધા અઢાર દોષોથી વ્યાપ્ત છે. દેવ-દેવી બધા અઢાર દોષ સહિત છે. ભગવાન જ અઢાર દોષથી રહિત છે, તેની ઓળખાણ એ જ આત્માની ઓળખાણનું કારણ છે તે સિવાય કૂળદેવી કે શાસનદેવી વગેરે જન્મમરણ સહિત છે તેની માન્યતા-પૂજા વગેરે કરે છે તેને સંસારની રુચિ છે. જો વીતરાગતાની રુચિ હોય તો સાક્ષાત્ ભગવાનને જ કેમ નથી ભજતા? દેવ-દેવી પણ ભગવાનને પૂજે છે; ભગવાનનું સ્વરૂપ જાણ્યા વિના આત્માનું સ્વરૂપ જણાય નહીં.



## અક્ષય ત્રીજ.

વ્યાખ્યાન નં. ૬ તા ૨૫-૪-૪૪ મંગળ

ગાથા ૬ ઠ્ઠી ચાલુ-( નિયમસાર પાનું-૧૩ )

અરિહંતદેવનુ સ્વરૂપ કેવું હોય તેનું વર્ણન ચાલે છે. અરિહંત ભગવાન અઢાર મહાદોષોથી રહિત હોય છે તે

કહેવાયું અરિહંત વીતરાગ છે, કેવળજ્ઞાનસ્વરૂપ છે: તેમને ઓળખ્યા વગર આત્માની ખબર પડે નહીં અને આત્માની ખબર પડ્યા વિના ધર્મ થાય નહીં.

અરિહંતદેવનું સ્વરૂપ કહેતાં શ્રી વિદ્યાનંદિસ્વામી કહે છે કે:—

"सो धम्मो जत्थ दया सोवि तवो विसयणिग्गहो जत्थ।
दसअट्ठदोसरहिओ सो देवो णत्थि संदेहो ॥"

"ધર્મ વહે જહાં દયા હૈ"—જ્યાં દયા છે તે ધર્મ છે.

દયાની વ્યાખ્યા:—આત્માના રાગાદિ રહિત સ્વરૂપની શ્રદ્ધા, જ્ઞાન અને તેનું શરણ એ જ આત્માની દયા છે. પોતાના આત્માને પુણ્ય-પાપના ભાવમાં જતો અટકાવવો તે જ સ્વ-દયા છે તેમાં પર દયા સમાઈ જાય છે. ધર્મ પોતાનો સ્વભાવ છે; સ્વભાવમાં રાગાદી ન થવા દેવા એવો આત્માનો ભાવ તે દયા છે, અને તેમાં બીજાને અગવડતા દેવાનો ભાવ નથી તે પર દયા આવી જાય છે.

તપ કોને કહેવો? કે—"તપ વહી હૈ જહાં વિષયોંકા નિગ્રહ હૈ"—પાંચ ઇન્દ્રિયના વિષયો તરફથી ઇચ્છાને અટકાવી દેવી તે તપ છે, અથવા સ્વલક્ષ કરતાં પરવિષયની ઇચ્છા અટકી જવી તે તપ છે. સ્વ એટલે આત્મા, તેની અંદર દૃષ્ટિ થતાં સહજ સ્વભાવના લક્ષે પર લક્ષ છૂટી જાય છે.

જે અઢાર દોષ રહિત હોય તે જ દેવ છે. જે જન્મ-મરણ સહિત હોય કે જેને રાગ-દ્વેષ-ભય વગેરે હોય તે દેવ ન કહેવાય. ભગવાન અઢાર દોષ રહિત જ છે તેમાં શંકા ન કરવી.

વિદ્યાનંદિઆચાર્ય નિર્ગ્રંથ મુનિ હતા, તેઓ કહે છે કેઃ-

" अभिमतफलसिद्धेरभ्युपायः सुबोधः
स च भवति सुशास्त्रात्तस्य चोत्पत्तिराप्तात् ।
इति भवति स पूज्यस्तत्प्रसादात्प्रबुद्धैः
न हि कृतमुपकारं साधवो विस्मरंति ॥ "

" આત્માનો વહાલો અંતર સ્વભાવ તેની સિદ્ધિનો (પ્રગટ કરવાનો) ઉપાય આત્મજ્ઞાન જ છે." પોતે કોણ છે તે જાણ્યા વિના તેમાં ઠરે નહિ, અને ઠર્યા વિના વીત-રાગતા થાય નહીં, વીતરાગતા વગર કેવળજ્ઞાન થાય નહીં અને કેવળજ્ઞાન વગર મુક્તિ થાય નહીં.

આત્મા પોતે સુખ સ્વરૂપ છે, તે સુખનો ઉપાય આત્મ-જ્ઞાન છે આત્માની રુચિ વગર પરની રુચિ ખસે નહિ. આત્માની પૂર્ણ સ્વતંત્રદશાનો ઉપાય સમ્યગ્દર્શન–જ્ઞાન અને ચારિત્ર જ છે; આત્મજ્ઞાન સુશાસ્ત્રથી જ થાય છે. વીતરાગ સિવાય બીજાના કથનથી આત્મભાન થાય નહીં; કારણકે જેણે વસ્તુ સંપૂર્ણપણે જાણી નથી, તેના કથનમાં

સંપૂર્ણ સત્ય આવે નહીં. સત્ય શાસ્ત્રની ઉત્પત્તિ આપ્ત મુખથી થાય છે.

આત્માની મુક્તિ આત્મજ્ઞાનથી, આત્મજ્ઞાન સુશાસ્ત્રથી અને સુશાસ્ત્રની ઉત્પત્તિ કેવળી ભગવાનથી થાય છે, આ કારણથી ડાહ્યા પુરુષોએ-આત્માનું હિત કરવાના કામી પુરુષોએ-તે કેવળી ભગવાનને જ પૂજવાયોગ્ય છે. જેના મુખકમળથી મુક્તિ આપે એવાં શાસ્ત્ર નીકળ્યા તે ભગવાનને જ ડાહ્યા પુરુષોએ પૂજવાયોગ્ય છે કેમકે સજ્જન પુરુષો-આત્માર્થી પુરુષો પોતાના ઉપર કરેલો ઉપકાર ભૂલતા નથી. ઉપકાર અરિહંતદેવનો જ છે, માટે તેમનો આદર એ જ સજ્જન પુરુષોનું કર્તવ્ય છે.

પોતે પૂર્ણ દશા ન પામે ત્યાંસુધી કેવળી ભગવાનને ઉપકારી ગણી પૂજવાયોગ્ય છે. વીતરાગદેવ જો આત્માનો માર્ગ ન બતાવે તો જગતના પ્રાણીઓનું કલ્યાણ કેમ થાય ? આત્માના ભાન વિના સંસારમાં રખડી દુઃખ ભોગવ્યા જ કરે; માટે સર્વજ્ઞ ભગવાન નિર્દોષ અને પરમ હિતોપદેશક છે તેથી તે પૂજવાયોગ્ય છે. ( અહીં સર્વજ્ઞ ભગવાન પરમ હિતોપદેશી અને પૂજવાયોગ્ય છે એ બતાવવા માટે કથન છે.)

અરિહંત ભગવાન તો સ્વરૂપના આનંદના અનુભવમાં ઝૂલનાર છે, તેઓ ત્રિકાળના જાણનાર, પરમ હિતોપદેશક અને ભવ્યજીવોને કલ્યાણકારી છે. માટે આત્માના સુખના

કામીએ અરિહંતને ઓળખીને તેમનું નિરંતર ધ્યાન કરવું યોગ્ય છે

હવે ટીકાકાર પદ્મપ્રભમળધારી દેવ કહે છે કેઃ—

( માલિની )

" शतमखशतपूज्यः प्राज्यसद्बोधराज्यः
स्मरतिरसुरनाथः प्रास्तदुष्टाघयूथः ।
पदनतवनमाली भव्यपद्मांशुमाली
दिशतु शमनिशं नो नेमिरानन्दभूमिः ॥"

શ્રી નેમિનાથસ્વામી અમને સદાય સહાયરૂપ હો.

શ્રી નેમિનાથ સ્વામી કેવા છે? સો ઇન્દ્રોથી પૂજ્ય છે, તથા તેમની પાસે ત્રણકાળ ત્રણલોકને જાણનાર અતિશય સમ્યગ્જ્ઞાનરૂપી સ્વરાજ્ય છે; ( રાજા રાજ્યને જાણે જ છે, કાંઇ બંગલા વગેરેને સાથે લઇ જતો નથી. માત્ર 'આ મારૂં' એમ મમતા સહિત જાણે છે.) વીતરાગદેવને કેવળ-જ્ઞાનદ્વારા ત્રણકાળ ત્રણલોકનું જ્ઞાન વર્તે છે, કેવળીએ જ્ઞાન કર્યું પણ મમતા ન કરી એ જ ખરૂં સ્વરાજ્ય છે. કામ ઉપર વિજય મેળવનાર લોકાંતિક દેવોના નાથ [ નેમિ-નાથ સ્વામી ] છે. લોકાંતિક દેવોની આઠ સાગરની જ સ્થિતિ છે, અને બ્રહ્મચારી છે, તેઓ પ્રભુને દીક્ષા પહેલાં કહે છે કે પ્રભુ! હવે જગતના જીવોનો ઉદ્ધાર કરવા નીકળો, એમ કહેવાનો આચાર છે; અહીં આચાર્યદેવે

બ્રહ્મચર્ય સંબંધી વિકલ્પના કારણે તીર્થંકરમાં પણ બ્રહ્મ-ચારી નેમિનાથસ્વામી અને દેવોમાં પણ બ્રહ્મચારી લોકાંતિકદેવને લીધા છે. સર્વાર્થસિદ્ધના દેવ તે સિદ્ધના પાડોશી અને લોકાંતિકના દેવ તે તીર્થંકરના પાડોશી-બન્ને એકાવતારી છે.

જેમણે આઠ પ્રકારના દુષ્ટ કર્મોના સમૂહનો નાશ કર્યો છે, તથા જેમના ચરણોની નારાયણ (શ્રીકૃષ્ણવાસુદેવ) અને બળભદ્ર (બળદેવ) સેવા કરે છે એવા શ્રી નેમિનાથ-સ્વામી ભવ્ય જીવરૂપી કમળને પ્રફૂલ્લિત કરવામાં સૂર્ય સમાન છે; ભગવાનની વાણી સાંભળતાં ભવ્ય જીવોના હૃદયરૂપી કમળ ખીલી જાય છે. વળી જે આનંદની ભૂમિ છે, આનંદની ઉત્પત્તિનું ફળદ્રૂમ છે, જ્યાં આનંદ-આનંદ જ થઇ રહ્યો છે અર્થાત શ્રી નેમિનાથસ્વામીનો આત્મા પરમ આનંદમાં જામી ગયો છે; એવા નેમિનાથસ્વામી અમને સદાય સહાયરૂપ હો

આ રીતે છઠ્ઠી ગાથામાં અરિહંતનું સ્વરૂપ કહ્યું.

---

આજે અક્ષય ત્રીજ છે. આજના દિવસે ભગવાન ઋષભદેવનું વર્ષીતપને અંતરે શ્રેયાંસકુમારને ત્યાં વિધિ-પૂર્વક પારણું થયું હતું. આ વિધિપૂર્વક આહારદાનનો મહાનમાંગળિક પ્રસંગ અઢાર કોડાકોડી વર્ષના આંતરે થયો હતો. શ્રેયાંસકુમારને દાનના ફળમાં આત્માનું અક્ષય એટલે નાશ ન પામે એવું સુખ પ્રગટયું હતું તેથી તે દિવસને 'અક્ષય ત્રીજ' કહેવાય છે.

ઋષભદેવ ભગવાનને છ માસના ઉપવાસ હતા, અને ત્યારપછી છ માસ આહારનો વિકલ્પ આવતાં યોગ્ય સમયે આહાર લેવા જતા પણ દાનના વિધિના કોઈ જાણનાર ન હતા તેથી છ માસ સુધી આહારનો પ્રસંગ બન્યો નહીં. શ્રેયાંસકુમારને સ્વપ્નું આવ્યું તેમાં કલ્પવૃક્ષ સુકાતું દીઠું-પછી ભગવાનના દર્શન થતાં જાતિસ્મરણ જ્ઞાન થયું, અને આહારના વિધિની ખબર પડી, એટલે વિધિપૂર્વક "तिष्ठ तिष्ठ ठः ठः" એમ બોલી આહારદાન માટે વિનયથી પડગાહ કરી, નવધા ભક્તિ વડે શેરડીના રસનું આહારદાન કર્યું હતું. આ કાળમાં ભરતક્ષેત્રે દાનનો વિધિ ત્યારથી શરૂ થયો. ઋષભદેવ ભગવાન તે જ ભવે મોક્ષગામી થયા અને શ્રેયાંસકુમાર પણ તે જ ભવે મોક્ષગામી થયા.

પ્રશ્નઃ—શેરડીના રસનું જ દાન કેમ કર્યું? લાડવા કે દાળભાત કેમ ન આપ્યા?

ઉત્તરઃ—શેરડીનો રસ તે વખતે સહેજે હાજર હતો, અને તે વસ્તુ નિર્દોષ હતી, તેથી શેરડીના રસનું દાન કર્યું. બારબાર માસ સુધી કોઈને વિધિની ખબર ન પડી અને શ્રેયાંસકુમારને ત્યાં જ મેળ ખાધો. ॥ ૬ ॥

હવે તીર્થંકરનું સ્વરૂપ વિશેષ કહે છેઃ—

णिस्सेसदोसरहिओ केवलणाणाइपरमविभवजुदो ।
सो परमप्पा उच्चइ तव्विवरीओ ण परमप्पा ॥ ७ ॥

निःशेषदोषरहितः केवलज्ञानादि परमविभवयुतः ।
स परमात्मोच्यते तद्विपरितो न परमात्मा ॥ ७ ॥

શરીરમાં રહ્યા છતાં જે સંપૂર્ણ દોષોથી રહિત છે અને જેણે કેવળજ્ઞાન, કેવળદર્શન, અનંત સુખ અને અનંત વીર્યબળ પ્રગટ છે તે પરમાત્મા છે, તેનાથી વિપરીત અર્થાત્ જેનામાં આવા ગુણો પ્રગટ્યા નથી તે દેવ નથી. દેવ કેવા છે? આત્માના ગુણને રોકવામાં નિમિત્ત કારણ ચાર ઘાતિકર્મોનો નાશ કર્યો હોવાથી સર્વ દોષ રહિત છે અને પૂર્ણ છે; પૂર્ણજ્ઞાન-દર્શન વગેરે ઊઘડી ગયા છે, પરમ વીતરાગ છે, તેમને ધર્મોપદેશ દેવાની પણ ઇચ્છા નથી, કે કોઈ પ્રત્યે રાગ-દ્વેષ નથી, એવા અરિહંત પરમાત્મા હોય છે. જેમને કેવળજ્ઞાન પ્રગટતાં ત્રણલોકના જીવોને બે ઘડી સાતા થઈ જાય છે; સ્વરૂપનો પરમ આનંદ પ્રગટ્યો છે, એ આદિ અનેક અંતરંગવૈભવ જેમને પ્રગટ છે, એ જ સાચા દેવ છે.

લોકો લક્ષ્મી-મકાન વગેરેને વૈભવ માને છે, પણ તે આત્માનો વૈભવ નથી. આત્માનો વૈભવ તો આત્મામાં હોય. પર તરફનું વલણ ટળી અંતર સ્વરૂપમાં સ્થિરતા થતાં આત્માનો આનંદ પ્રગટે છે તે જ આત્માનો વૈભવ છે. આત્માથી જે જુદું હોય તે આત્માનો વૈભવ નથી, આત્મામાં ન હોય તે આત્માનો વૈભવ કેમ કહેવાય? પરનું મમત્વ છૂટીને નિર્મમત્વ થતાં આત્માનો વૈભવ અરિહંતને પ્રગટ્યો છે.

વળી ભગવાનને બહારમાં આઠ પ્રાતિહાર્ય છે, દિવ્ય-ધ્વનિ, દેવ દુદુંભી, છત્ર, ચામર વગેરે આઠ પ્રાતિહાર્ય છે. ભગવાન અરિહંત નિર્દોષ વૈભવ અને અતિશય યુક્ત છે; તે ભગવાન કાર્યપરમાત્મા છે. કાર્ય એટલે આત્માની પૂર્ણદશા પ્રગટી તે કાર્ય છે, તે જેમને પ્રગટ છે તે કાર્ય-પરમાત્મા છે.

હવે જે કાર્ય પ્રગટ્યું તેનું કારણ કોણ? કારણ આત્મ વસ્તુ છે તેમાં તો ત્રિકાળ આવરણ છે જ નહીં; તે નિર-પેક્ષ છે. કોઈ કર્મનો પડદો વસ્તુને પરમાર્થે નથી. વર્ત-માન અવસ્થા દૃષ્ટિએ આવરણ દેખાય છે તે ત્રિકાળી વસ્તુમાં નથી.

પ્રશ્નઃ—વસ્તુદૃષ્ટિમાં આવરણ નથી દેખાતું એમ કહ્યું તો શું આવરણ સર્વથા ટળી ગયું છે?

ઉત્તરઃ—વસ્તુને આવરણ હોય નહીં, વર્તમાન એક સમય પૂરતી વિકારી અવસ્થામાં ભાવબંધન છે, પણ વસ્તુ તો ત્રણેકાળ સંપૂર્ણ આવરણ રહિત છે–વસ્તુને આવરણ હોય નહીં. આવરણ કહ્યું ત્યાં અવસ્થા થઇ, આત્મા તો અનંતગુણની શક્તિનો પિંડ છે, વસ્તુમાં કે ગુણમાં આવરણ નથી, જો અવસ્થાને જુએ તો એક સમય પૂરતું આવરણ પર્યાયમાં છે. દ્રવ્ય તો શુદ્ધ જ છે; અરિહંતની પર્યાય પણ શુદ્ધ છે, તેથી કાર્ય પરમાત્મા છે, તે પૂર્ણ શુદ્ધ દશારૂપી કાર્યનું કારણ આત્મા જ છે.

પ્રશ્ન:—પર્યાય એક સમય પૂરતી જ કેમ? લાંબી કેમ નહીં?

ઉત્તર:—બે પર્યાય કદી ભેગી થતી જ નથી. એક પર્યાય જાય ત્યારે બીજી આવે છે; આત્મા વસ્તુ ત્રિકાળ છે, પર્યાયમાં એક સમય પૂરતી જ મલિનતા છે. વસ્તુ અને વસ્તુના ગુણ તો ત્રિકાળ શુદ્ધ છે. અવસ્થા એક સમયની છે તેમાં તે હાલત ઉપરનું વલણ એક સમય પૂરતું જ છે; ભૂત-ભવિષ્યની પર્યાયો તે ગુણમાં ગણાય છે. વર્તમાન પર્યાય જશે ત્યારે નવી આવશે; બે અવસ્થા એક સમયમાં થઈ જતી નથી.

પાણીની વર્તમાન અવસ્થા અગ્નિના સંયોગે ઉષ્ણ છે, તે ઉષ્ણતા વર્તમાન એક સમય પૂરતી જ છે, બીજા સમયની ઉષ્ણતા તે પહેલા સમયની ઉષ્ણતા નથી; જો પાણીની ઉષ્ણ અવસ્થા એક સમય પૂરતી ન હોય તો બીજે સમયે પાણી ઠરે નહીં; તેમ સંસારની મલિનતા પણ એક જ સમય પૂરતી છે, બીજે સમયે નવી મલિનતા કરે તો થાય છે. પહેલા સમયની મલિનતા તો બીજે સમયે ટળી જ જાય છે. તેરમા ગુણસ્થાનના પહેલે સમયે ચારઘાતિ કર્મોનો નાશ થતાં કેવળજ્ઞાન પ્રગટ્યું—તે એક જ સમયે પ્રગટ્યું છે.

એક સમય પૂરતી અવસ્થામાં અશુદ્ધતારૂપી સંસાર છે, તે વસ્તુમાં નથી; વસ્તુ કદી અશુદ્ધ થતી નથી,

વસ્તુમાં કોઈ નિમિત્ત નથી, વસ્તુ ત્રિકાળ શુદ્ધ નિરાવરણ છે, અવસ્થાદૃષ્ટિમાં બધી ભગજાળ છે. અવસ્થા એક સમય પૂરતી છે, સમય સમય કરીને લાંબુ કરી મૂક્યુ છે. આત્મામાં એક સમયનો અવસ્થા પૂરતો સંસાર છે તે વસ્તુદૃષ્ટિ થતાં પલટતાં વાર લાગતી નથી. (સંસાર અને સિદ્ધ દશા એવા બે ભેદો વસ્તુદૃષ્ટિમાં નથી.)

જેમ દીવો તો સદાય દીવો જ છે. પડદા વખતે પણ દીવો જ છે. પડદો વર્તમાન એક સમય પૂરતો છે, તે દીવાને નથી, જો દીવાને પડદો હોય તો તે ટળી શકે નહીં; પડદો ખસેડી લ્યો તો દીવો તો પ્રગટ જ છે, પડદા વખતે પણ પ્રગટ જ હતો. તેમ આત્મા તો સદાય શુદ્ધ જ છે. દ્રવ્ય તો સદાય પૂરી અવસ્થાથી જ ભરેલું છે. અધૂરી અવસ્થા એ તો પરની અપેક્ષા લેવામાં આવે ત્યારે કહેવાય છે. અવસ્થા પૂરતું આવરણ ટળ્યું ત્યાં પૂર્ણ પ્રગટ જ છે. જો વર્તમાન પૂર્ણ ન હોય તો સિદ્ધ દશામાં પૂર્ણતા આવે ક્યાંથી ? વસ્તુને આવરણ હોય નહીં; આવરણ હોય તે વસ્તુ જ ન કહેવાય. આવરણ કહેતાં જ અવસ્થા આવે છે અને અવસ્થા તો બીજે સમયે બદલાઇ જાય છે. જો આત્માને આવરણ હોય તો વસ્તુનો જ અભાવ થઈ જાય, તેથી વસ્તુને આવરણ નથી, અવસ્થામાં આવરણ કહો તો તે અવસ્થા એક સમયની છે, તે બીજે સમયે પલટી જાય છે; પર્યાય પૂરતી વસ્તુ નથી. વસ્તુ તો, જે ત્રિકાળ

એકરૂપ નિરાવરણ નિરપેક્ષ રહે છે તે છે. મલિન કે નિર્મળ પર્યાય એક સમયની છે. જો મલિન પર્યાય કાયમની હોય તો ટળે કેમ? મલિનતા તો એક સમયની પર્યાય પૂરતી છે, અને વસ્તુ તો ત્રિકાળ નિરાવરણ છે. જો સંસાર પર્યાય એક સમય પૂરતી ન હોય તો તે ટળીને બીજે સમયે મોક્ષ થાય નહીં. મોક્ષની નિર્મળ અવસ્થા પણ એક સમય પૂરતી જ છે. સિદ્ધદશામાં પણ બે અવસ્થા ભેગી થતી નથી. નિર્મળ કે મલિન અવસ્થામાં તો પરની અપેક્ષા આવે છે, અને દ્રવ્ય તો ત્રિકાળ એકરૂપ, અપેક્ષા વગરનું છે. વસ્તુમાં મલિન કે નિર્મળ પર્યાયના ભેદ લાગુ પડતા નથી.

પર્યાય તે અભૂતાર્થ છે-ક્ષણિક છે, તે આશ્રય કરવા યોગ્ય નથી, ત્રિકાળ આવરણ રહિત સંપૂર્ણ વસ્તુ તે જ ભૂતાર્થ છે, તે જ આશ્રય કરવાયોગ્ય છે. અહા! વસ્તુ તે વસ્તુ! સ્વથી જ વસ્તુ તો પરિપૂર્ણ છે. વસ્તુને પરની અપેક્ષા જ લાગી શકતી નથી. અપેક્ષા પર્યાયને લાગુ પડે છે. વસ્તુ તો નિરપેક્ષ છે, તે વસ્તુ જ કારણ પરમાત્મા છે, તે વસ્તુ ઉપર લક્ષ આપતાં પરમાત્મ પદ પ્રગટે છે તે કાર્ય છે, વસ્તુ જ તેનું કારણ છે તેથી અહીં વસ્તુનું વર્ણન લીધું છે. ભગવાન અરિહંતને પૂર્ણદશા પ્રગટ છે તેથી તે કાર્યપરમાત્મા છે. અંદર કારણ તો ત્રિકાળ છે, ગુણ અને વસ્તુ કાયમ એકરૂપ રહે છે, તેને નિમિત્ત, સંયોગ કે આવરણ હોઈ શકે નહીં.

વસ્તુને ત્રિકાળ કહેતાં કાળનું લંબાણ નથી બતાવવું પણ એકરૂપ નિરાવરણ છે. એમ વસ્તુની પરિપૂર્ણતાનું માહાત્મ્ય બતાવવું છે.

શંકા:—વસ્તુને ત્રિકાળ નિરાવરણ કહી, અને ત્રિકાળમાં વર્તમાન કાળ પણ ભેગો આવી ગયો, તો વર્તમાનમાં પણ બંધનનો નકાર કર્યો ને? એવો પ્રશ્ન કોઈને થાય તેનું સમાધાન:-

સમાધાન:—અહીં વસ્તુનું જ લક્ષ છે. વસ્તુનું લક્ષ અવસ્થાદ્વારા થાય છે. જે અવસ્થાથી લક્ષ કર્યું તે અવસ્થાનું લક્ષ નથી પણ દ્રવ્યનું લક્ષ છે; દૃષ્ટિના વિષયમાં પર્યાયનું લક્ષ જ નથી. વસ્તુ ત્રિકાળ છે; જ્યાં અવસ્થા વસ્તુ તરફ ઢળી અર્થાત્ અવસ્થાદ્વારા વસ્તુનું લક્ષ કર્યું કે "હું શુદ્ધ ત્રિકાળ એકરૂપ નિરપેક્ષ દ્રવ્ય છું" એમ પર્યાય દ્વારા નક્કી કર્યું-ત્યાં પર્યાયની દૃષ્ટિ જ ન રહી. વસ્તુને લક્ષમાં લેનાર જે પર્યાય છે-તે પર્યાયનું લક્ષ પણ નથી. અહીં ધ્રુવસ્વભાવ લીધો છે; જે અવસ્થાથી અંતરમાં ઢળ્યો તે અવસ્થા તો ધ્રુવસ્વરૂપમાં મળી ગઈ-તેમાં મલિનતા કે નિર્મળતાની અપેક્ષા નથી.

અરિહંતપદ પ્રગટ્યું તે કાર્ય છે, અવસ્થા છે-તે અવસ્થાનું લક્ષ નથી, પણ અવસ્થા આવી ક્યાંથી? અરિહંતપદ પ્રગટ્યું ક્યાંથી? અવસ્થા જે-વસ્તુથી પ્રગટી તે વસ્તુ તો નિત્ય એકરૂપ છે. વસ્તુ પોતાથી અપૂર્ણ,

અશુદ્ધ કે દુઃખરૂપ હોઈ શકે નહીં. વસ્તુ તો આનંદમય શુદ્ધ જ છે, એક સ્વરૂપ છે, બંધ-મોક્ષના ભેદ તેમાં નથી, એ વસ્તુ તે કારણ છે અને તેના લક્ષે નિર્મળ પર્યાય પ્રગટે છે તે કાર્ય છે; એટલે નિર્મળ પર્યાયનું કારણ તો ત્રિકાળી એકરૂપ વસ્તુ છે.

સોનું સોનાપણે એકરૂપ જ છે, ગમે તે અવસ્થામાં સોનું તો સોનું જ છે, પણ જો આકારની અવસ્થાદૃષ્ટિથી જુઓ તો તે અનેકરૂપ ભાસે છે; તેમ આત્માને જો ત્રિકાળી દૃષ્ટિથી-વસ્તુદૃષ્ટિથી-ધ્રુવદૃષ્ટિથી જુઓ તો એકરૂપ જ છે, તેમાં પર્યાયના ભેદ નથી; જો પરની અપેક્ષા લ્યો તો ઊણી, અધૂરી કે પૂરી પર્યાય એવા ભેદ પડે છે.

સુખ સ્વરૂપ તો આત્મા પોતે જ છે. પૈસા હોવા કે ન હોવા તે સુખ કે દુઃખનું કારણ નથી, પણ અજ્ઞાની જીવ પૈસા ઉપરની મમતાના કારણે તેમાં સુખ કે દુઃખની કલ્પનામાત્ર કરે છે. પૈસા મળતાં (મમતાના કારણે) હર્ષના હિંડોળે ઝૂલે છે, અને પૈસા જતાં ( મમતાના કારણે ) રડે છે, પણ રડવું કોને માટે? અને ટળવું કોનું? પૈસા તો પર વસ્તુ છે, તે સુખદુઃખનું કારણ નથી.

આ સમજતાં પૂર્ણ સ્વરૂપની રુચિ થાય, પરનો મહિમા ટળે અને સ્વરૂપનો મહિમા આવે તેનું નામ ધર્મ!

આ રીતે અક્ષયત્રીજનું અક્ષયજ્ઞાન બતાવ્યું.

---

વ્યાખ્યાન નં. ૭ તા ૨૬–૪–૪૪ બુધ.

## ગાથા ૭ મી ચાલુ.

અરિહંતને કાર્યપરમાત્મા કહ્યા, કાર્યપરમાત્માની વ્યાખ્યા ચાલે છે.

જે ત્રિકાળ સંપૂર્ણ આવરણરહિત છે તે વસ્તુ છે; નિર્મળ અવસ્થા તો કાર્ય છે, તે નિર્મળ દશા આવી ક્યાંથી? આત્મા ત્રિકાળ નિરપેક્ષ વસ્તુ છે, અવસ્થાનું આવરણ કે અવસ્થાનું ઊઘડવું તે બન્નેમાં કર્મની અપેક્ષા આવે છે. નિર્મળ અવસ્થામાં પણ કર્મના અભાવની અપેક્ષા આવે છે. આત્મા નિમિત્ત કે પરની અપેક્ષા વિનાનો ત્રિકાળ એકરૂપ આવરણ રહિત સ્વરૂપ છે, તે કારણ છે અને તેમાં દૃષ્ટિ અને એકાગ્રતા થતાં પરમાત્મ દશા પ્રગટે છે તે કાર્ય છે.

પ્રશ્ન:—આત્માને ત્રિકાળ નિરાવરણ કહ્યો તે કઈ રીતે? વર્તમાન અવસ્થામાં તો આવરણ છે?

ઉત્તર:—અહીં તો આત્મ દ્રવ્ય જે ત્રિકાળ એકરૂપ છે તે 'કારણ પરમાત્મા' ની વાત છે, અવસ્થાની વાત નથી. અવસ્થાનું આવરણ વસ્તુમાં નથી. અવસ્થા ભેગી લ્યો તો 'કારણ પરમાત્મા' કહી શકાય નહીં. બંધ-મોક્ષની અવસ્થાની અપેક્ષા વિના જે ત્રિકાળ એકરૂપ નિરાવરણ વસ્તુ છે તે જ કારણ પરમાત્મા છે.

જો વસ્તુ પોતે આવરણવાળી હોય તો વસ્તુનો અભાવ થઈ જાય. આવરણ પર્યાયમાં હોય; વસ્તુ ત્રણેકાળ આવરણ રહિત નિત્ય છે; સંસાર, મોક્ષમાર્ગ કે મોક્ષની અવસ્થા અનિત્ય છે, એક સમય પૂરતી છે; તે રહિત એકરૂપ નિત્ય વસ્તુ છે, તેમાં કોઇ અપેક્ષા જ નથી; આવો નિજકારણ-પરમાત્મા જેમાંથી કેવળદશારૂપ કાર્ય પ્રગટે તે વસ્તુ, તેની ભાવનાથી–એકાગ્રતાથી કેવળજ્ઞાનરૂપ કાર્ય પ્રગટ થયું. 'ભાવના' શબ્દમાં દર્શન-જ્ઞાન-ચારિત્ર ત્રણે આવી જાય છે.

પાણી અગ્નિથી ઊનું થયું છે તે વખતે જ તેની અંદર શીતળતા રહેલી છે, જો તે વખતે શીતળતા ન હોય તો બીજે સમયે આવશે કયાંથી? ઉષ્ણ પર્યાય તો અપેક્ષિત છે; પાણી દ્રવ્યે શીતળ, ગુણે શીતળ અને વર્તમાન પણ શીતળ છે. વર્તમાનરૂપે પણ પાણીમાં શીતળતા રહેલી છે, તેમ અનાદિ અનંત એકરૂપ નિરાવરણ આનંદ કંદ આત્મ વસ્તુ તેને કોઇ અપેક્ષા નથી, વર્તમાન પણ એક-રૂપ અનંત શક્તિનો પિંડ શુદ્ધ છે, એવા સ્વભાવની ભાવનાથી–તેની શ્રદ્ધા-જ્ઞાન અને અંતર-રમણતાથી પરમાત્મ-દશા–કેવળજ્ઞાનદશા જેને પ્રગટ થઈ છે એવા અરિહંત પરમાત્મા જ સાચા દેવ છે, તે સિવાય બીજા કોઈ સાચા દેવ નથી. કેવળદશા 'ભાવનાથી ઉત્પન્ન થઇ છે' એમ કહ્યું છે, પણ 'અનાદિથી ઉઘડેલી જ હતી' એમ કહ્યું નથી-કેમકે અહીં કાર્ય પરમાત્માની વાત લેવી છે. કારણ ત્રિકાળ હોય છે, કાર્ય નવું પ્રગટે છે.

જેને અરિહંતના ગુણોનો ખ્યાલ હોય તેને જ અરિહંતના સ્વરૂપની ખબર છે. આ ગુણોથી ઊલટા ગુણના ધરનારા દેવ નથી-પણ દેવાભાસ છે, તે બધા દેવપણાના મિથ્યા અભિમાનથી બળી રહ્યા છે; સ્વભાવના અજ્ઞાત હોવાથી કાર્ય પરમાત્માપણે પ્રગટ થયા નથી, ઊલટી તે પર્યાયને ઢાંકી દીધી છે—નાશ કરી છે.

આત્મા, આત્માનો સ્વભાવ અર્થાત્ ગુણ અને વીતરાગ અવસ્થા ( નિરપેક્ષ પર્યાય ) છે તે શક્તિ તો ત્રિકાળ છે, તે કારણપરમાત્મા છે અને તેની ભાવનાથી પ્રગટ પરમાત્મ દશા પ્રગટે છે—તે કાર્ય છે.

અરિહંતને પરમાત્મ દશા કેમ પ્રગટી તે બતાવાય છે કારણ પરમાત્મા જે દ્રવ્ય તે ત્રિકાળ છે, તેમાંથી જ કાર્ય પ્રગટ્યું છે. અવસ્થા પ્રગટી તે કાર્ય છે અને તેનું કારણ ત્રિકાળ એકરૂપ છે, તે બતાવવું છે.

કાર્ય એમ બતાવ્યું કે-જેને નિમિત્તમાં-બહારમાં આઠ પ્રાતિહાર્ય છે અને ઉપાદાનમાં સ્વરૂપના અનંત આનંદનો અનુભવ છે એવા અરિહંત તે કાર્ય પરમાત્મા છે. કારણ તો બધા જીવોને ( નિગોદ સહિત ) ત્રિકાળ એકરૂપ છે, કારણમાં તો બધા જીવો સરખા છે, અને જેને કાર્ય પ્રગટ્યું છે તે કાર્ય પરમાત્મા અરિહંતદેવ છે.

જેને કારણનું ભાન થયું અને કાર્ય પ્રગટ્યું તે જ કાર્ય પરમાત્મા છે, શક્તિએ તો અભવી પણ કારણ પરમાત્મા છે, અહીં તો 'કાર્ય જેને પ્રગટ્યું છે એવા' એમ કહીને કાર્ય કારણની સંધિ કરી છે.

જેને સ્વભાવની દૃઢતા થઇ તેને કાર્ય પ્રગટ્યું, અને જેને પરનું અભિમાન થયું તેની કાર્ય-અવસ્થા બળી ગઈ છે, તે અરિહંત કહેવાય નહીં. જેને કાર્ય પ્રગટ્યું તે અરિહંત છે. અરિહંત કોઇને સુખ-દુઃખ આપી શકતા નથી, તેઓ તો સત્યમાર્ગ બતાવે, તે જે સમજે તેને લાભ થાય.

શ્રી કુંદકુંદાચાર્યદેવે પ્રવચનસારમાં કહ્યું છે કે:—

" तेजोदिट्ठीणाणं इड्ढी सोक्खं तहेव ईसरियं
तिहुवणपहाणदइयं माहप्पं जस्स सो अरिहो " ॥

( અધ્યાય–૧ )

જેમના આત્માનું તેજ, અનંત દર્શન, અનંતજ્ઞાન, અનંત સુખ અને અનંત ઐશ્વર્ય એટલે બળ પ્રગટ્યું છે તથા ત્રણલોકમાં તેમના જેવા ઊંચા પુરુષ નથી એવો જેનો મહિમા છે તે અરિહંતદેવ છે.

હવે અરિહંતનું શરીર કેવું છે તે શ્રી અમૃતચંદ્રાચાર્ય કહે છે:— ( શાર્દૂલવિક્રીડિત )

कांत्यैव स्नपयंति ये दशदिशो धाम्ना निरुंधंति ये
धामोद्दाममहस्विनां जनमनो मुष्णंति रूपेण ये ।

दिव्येन ध्वनिना सुखं श्रवणयोः साक्षात्क्षरंतोऽमृतं
वंद्यास्तेऽष्टसहस्रलक्षणधरास्तीर्थेश्वराः सूरयः ॥ २४ ॥

( સમયસાર કળશ ૨૪ )

જેના શરીરની કાંતિથી દશે દિશાઓ ઊજ્જવલ બને છે, જેના અનંત તેજમાં ચંદ્ર-સૂર્યનું તેજ ઢંકાઇ જાય છે, જે પોતાના રૂપથી મનુષ્યના ચિત્ત હરી લ્યે છે, જેનો દિવ્ય ધ્વનિ ૐ સાંભળતાં જાણે કે કાનમાં સાક્ષાત્ અમૃત વરસતું હોય એવું સુખ થાય છે અને જેમનું શરીર ૧૦૦૮ લક્ષણોથી શોભિત છે એવા અરિહંત પૂજવાયોગ્ય છે. આ રીતે અરિહંત પરમાત્માને ઓળખીને, પોતાના પરમ ઉપકારી જાણીને તેને જ આપ્ત માનવાયોગ્ય છે, અને પૂજના તથા વંદના યોગ્ય છે.

ટીકાકાર આચાર્યદેવ કહે છે કે:—

( વસંતતિલકા )

जगदिदमजगच्च ज्ञाननीरेरुहान्त—
भ्रमरवदवभाति प्रस्फुटं यस्य नित्यं ।
तमपिकलयदेहं नेमितीर्थंकरेशं
जलनिधिमपि दोर्भ्यामुत्तराम्युद्धवीचिम् ॥

જે અરિહંતના જ્ઞાનરૂપી કમળમાં ભ્રમર સમાન આ ચૌદ બ્રહ્માંડ નિત્ય સ્પષ્ટ પ્રતિભાસે છે—જણાય છે. એવા શ્રી નેમિનાથભગવાનને હું નિશ્ચય કરીને પૂજું છું, એ

પ્રભુની પ્રસાદીથી ( ખરેખર તો પોતાના ભાવની પ્રસાદી છે પણ નિર્માનતાથી કહે છે કે એ પ્રભુની પ્રસાદીથી ), હું અજ્ઞાન અને રાગ-દ્વેષનાં તીવ્ર મોજાંવાળાં સંસાર સમુદ્રને મારી બે ભૂજાઓથી તરી જવા સમર્થ થઈશ.

"તીવ્ર મોજાંવાળાં" એમ કહ્યું છે; ત્યાં અસ્થિર-દશા છે તેથી કર્મમાં જોડાણ છે તેનું જ્ઞાન છે, અને "મારી બે ભૂજાઓથી" એમ કહીને તરી જવાનું સામર્થ્ય મારૂં છે એમ ઉપાદાન મૂકી દીધું છે. કર્મના નિમિત્તમાં જોડાણ છે તેનો ખ્યાલ છે, પણ મારી બે ભૂજાઓ—સમ્યક્‌દર્શન અને સ્વરૂપ સ્થિરતાથી હું તે તરી જઈશ એમ પુરુષાર્થનું જોર બતાવ્યું છે. ॥ ૭ ॥

જેમાં ત્રણકાળ ત્રણલોકમાં ફેર ન પડે, તથા પૂર્વાપર વિરોધ રહિત હોય એવા શાસ્ત્ર કોને કહેવાં? તે હવે કહે છે:-

तस्स मुहग्गदवयणं, पुव्वावरदोस विरहियं सुद्धं ।
आगममिदि परिकहियं, तेण दु कहिया हवंति तच्चत्था ॥

तस्य मुखोद्गतवचनं पूर्वापरदोषविरहितं शुद्धम् ।
आगममिति परिकथितं तेन तु कथिता भवन्ति तत्त्वार्थाः ॥८॥

સામાન્ય અર્થ:—ઉપર કહ્યું તેવા અરિહંતના મુખથી નીકળેલ વચન આગળ-પાછળના દોષ રહિત અને શુદ્ધ છે તેને શાસ્ત્ર કહેવાય; તે શાસ્ત્રોમાં તત્ત્વ-અર્થોનું વર્ણન હોય છે.

નિશ્ચયથી અરિહંતના મુખદ્વારા જ પરમાગમ પ્રગટ થયા છે, તે પરમાગમ કેવા છે, તે નક્કી કરવું જોઇએ. રૂ. ૫૦૦૦૦) વ્યાજે મૂકવા હોય તો બરાબર નક્કી કરે છે કે જેને ત્યાં રૂ. મૂકે છે તે વિશ્વાસ કરવા જેવા છે કે નહીં? વ્યાજના લોભે મૂડી જાય એવું તો નથીને? ત્યાં જેમ નક્કી કરે છે તેમ અરિહંતકથિત શાસ્ત્ર કોને કહેવા કે જે શાસ્ત્રથી આત્માનું હિત થાય? એ નક્કી કરવું જોઇએ. અહીં તો આત્માની અર્પણતા કરવી છે-તેમાં અંધશ્રદ્ધા ચાલે નહિ.

જેમને જ્ઞાનાનંદ શુદ્ધ દશા પ્રગટી છે તેમના મુખ-કમળદ્વારા ચતુર વાક્યરચનાના સમૂહરૂપ એવો દિવ્યધ્વનિ નીકળે છે-તે પૂર્વાપર વિરોધ રહિત છે. પહેલાંનું કથન પછીના કથનથી વિરોધરૂપ ન હોય. પહેલાં એમ કહે કે 'રાગ-દ્વેષ, હિંસાદિ ન કરવાં,' અને પછી કહે કે 'ગુન્હેગારને મારવો' તો તે વિરોધરૂપ વચન છે; સર્વ પ્રત્યે સમભાવ જોઇએ, તે જ અહિંસક ભાવ છે. એકવાર આત્મા અને જડને જુદા કહે અને પછી કહે કે આત્મા જડનું કરી શકે છે-તો તે વચન વિરોધરૂપ છે. આત્મા આત્માપણે છે, તો જડપણે તે નથી. બંન્ને વસ્તુ ત્રણેકાળ જુદી છે. આત્મા છે તે જડ નથી, જડ છે તે આત્મા નથી; બે તત્ત્વ જુદા કહીને પછી એક કહે એવું વચનમાં વિરોધપણું અરિહંતને હોય નહીં.

આત્મા અને શરીરાદિ ત્રિકાળ જુદા છે. આત્મા આત્માપણે છે તે સ્વભાવની પોતાને ખબર નથી તેથી અજ્ઞાની પરમાં પોતાપણું માને છે, અને રાગ-દ્વેષ કરે છે. પોતાના સ્વભાવના ભાનમાં તે રાગાદિનો નાશ છે.

અજ્ઞાનીના કથનમાં વચનવિરોધ હોય. એકવાર કહે કે આત્મા અને જડ બન્ને વસ્તુઓ છે, પછી કહે કે 'જડ વસ્તુ છે જ નહીં' એમ વિના કારણ ( અપેક્ષા સિવાય ) કહે તે વચનનો વિરોધ છે. પહેલા વાકયમાં પોતે સ્થાપેલી વાતને બીજા વાક્યમાં કારણ વગર ઊથાપવી—તે વચન વિરોધ છે. આત્મા અને જડ વસ્તુ બન્ને છે, અને જડ વસ્તુ તે આત્મામાં નથી-જડપણે તો તે છે જ; જો જડ ન હોય તો આત્મામાં વિકાર કેમ થાય ? એકલી વસ્તુમાં પર લક્ષ વિના પોતાની મેળે વિકાર થાય નહીં, એકલી વસ્તુમાં વિકાર થાય તો વિકાર તેનો સ્વભાવ થઈ જાય. તેથી વિકારનું નિમિત્ત પર વસ્તુ છે ખરી, પણ પર વસ્તુ વિકાર કરાવતી નથી; જેમ એકલી દોરડીમાં સર્પનો ભ્રમ ન પડે, પણ જ્ઞાનમાં સર્પનું લક્ષ હોય તો દોરડીમાં સર્પ હોવાનો ભ્રમ પડે, તેમ જો જડ વસ્તુ જ ન હોય તો "જડ મારાં" એવો ભ્રમ પડે નહીં. ( અહીં ભ્રમનું કારણ પર વસ્તુ છે એમ નથી કહેવું, પણ આત્મા સિવાય બીજી વસ્તુ પણ છે એમ સાબિત કરવું છે.)

ત્રણકાળ ત્રણલોકને જાણનારૂં જ્ઞાન સામર્થ્ય તો અંદર

પડયું જ છે, પણ રાગ–દ્વેષને કારણે અટકી ગયું છે તેથી પૂરું જાણી શકતું નથી. સર્વજ્ઞને તે જ્ઞાન પ્રગટ છે, તેથી બધું જાણી શકે છે. તેમના કહેલા શાસ્ત્રને પરમાગમ કહેવાય છે, તે પરમાગમનું સ્વરૂપ ચાલે છે.

પરમાગમ હિંસાદિનો ઉપદેશ આપે નહીં; જે હિંસાદિનો આદેશ આપે તે શાસ્ત્ર કહેવાય નહીં; પાપ ક્રિયાની પુષ્ટિના અભાવથી જે શુદ્ધ છે તે શાસ્ત્ર છે. રાગ-દ્વેષ બન્ને પાપ ક્રિયા છે, તેનાથી પોતાના આત્માની હિંસા છે. પર જીવ મરે કે ન મરે તે આત્માને આધીન નથી, પણ મારવા કે જીવાડવાનો ભાવ આત્મા કરી શકે છે. પરને જીવાડવાનો ભાવ તે રાગ છે, મારવાનો ભાવ તે દ્વેષ છે. એ બન્નેમાં પોતાના આત્માની હિંસા છે. જે વડે આત્માનો ગુણ હણાય તે કરવાની ભગવાનની આજ્ઞા હોય જ નહીં. કોઈપણ અનુકૂળ કે પ્રતિકૂળ સંયોગોમાં રાગ-દ્વેષની આજ્ઞા પરમાગમમાં હોય નહીં, કેમકે રાગાદિ આત્માના વીતરાગ સ્વભાવની હિંસા કરનાર છે. વળી પરમાગમમાં જીવાદિ સાત તત્ત્વોનું વર્ણન છે, તે નીચે પ્રમાણે:—

૧–જીવ:—અનાદિ અનંત જ્ઞાનસ્વરૂપી વસ્તુ છે; જીવ અનંત છે.

૨–અજીવ:—અનાદિ અનંત જડ વસ્તુ છે, પુદ્ગલ પરમાણુ અનંત છે.

૩–આસ્રવ:—પુદ્‌ગલના લક્ષે જીવમાં થતા શુભાશુભ ભાવ તે ભાવઆસ્રવ અને જીવના ભાવનું નિમિત્ત પામીને કર્મનું આવવું તે દ્રવ્ય–આસ્રવ છે. પુણ્ય–પાપ બને આસ્રવ જ છે.

૪–બંધ:—આસ્રવના કારણે જીવ–પુદ્‌ગલનું એક પ્રદેશે ભેગા રહેવું તે બંધ

૫–સંવર:—સ્વભાવના ભાન વડે જેટલો આસ્રવ રોકાય તે સંવર.

૬–નિર્જરા:—સંવરપૂર્વક પૂર્વકર્મનું ટળી જવું તે નિર્જરા.

૭–મોક્ષ:—આવરણનું સંપૂર્ણ ટળી જવું તે મોક્ષ.

પુણ્ય–પાપને આસ્રવમાં ગણીને આ સાત તત્ત્વો કહેવાય છે, અને પુણ્ય–પાપ બંને જુદા ગણવામાં આવે તો નવ પદાર્થો કહેવાય છે. જે શાસ્ત્રમાં સાત તત્ત્વ અથવા નવ પદાર્થનું યથાર્થ વર્ણન હોય તે જ શાસ્ત્ર છે. બધા આત્મા મળીને એક છે એમ કેટલાક કહે છે–તે વાત ખોટી છે. દરેક આત્માની જાત એક છે, પણ સંખ્યાએ દરેક જુદા જુદા છે. અનંત આત્માઓ દરેક જુદા જુદા છે.

પરમાગમ કેવું છે? કે અમૃતરૂપ છે. આત્માના આનંદને પ્રગટ કરવામાં નિમિત્ત છે. આત્મા પોતામાં આનંદ છે તે ભૂલીને પરમાં સુખ માને છે તે મૂઢતા છે, તે પોતાના

સ્વભાવનું માહાત્મ્ય ભૂલીને બીજાને માહાત્મ્ય આપે છે મારા સુખ માટે જડની જરૂર પડે એવી જે અજ્ઞાનદશા તે આત્માના સ્વાધીન અમૃતને લૂંટનારી છે. અને આગમ આત્માના અમૃતસ્વરૂપને બતાવે છે કે—"તારો આનંદ તારામાં છે, તે ઓળખીને ઠર, એ જ સુખનો ઉપાય છે, બીજો ક્રિયાકાંડ કે પુણ્ય એ કોઈ ઉપાય નથી. તું ચિદાનંદ સ્વરૂપ છો." આનંદ છે તો આત્મામાં જ, કાંઈ શાસ્ત્ર આત્માનો આનંદ આપતું નથી. શાસ્ત્ર તો આત્માના આનંદને ઓળખાવે છે, અને ભવ્યજીવો કાનરૂપી અંજલિથી તે અમૃતને પીએ છે; અહીં ઉપાદાન ઉપર જવાબદારી નાંખી કે લાયક પ્રાણી જ પરમાગમને શ્રવણ કરીને આત્માના આનંદનું પાન કરે છે. જો જીવ આત્માના અમૃત સ્વરૂપને સમજાવનાર શાસ્ત્ર જ ન સાંભળે તો તે સમજે ક્યાંથી? અમૃતરસ શાસ્ત્ર બતાવે છે અને કાનરૂપી અંજલિથી તે ભવ્યજીવો પીએ છે. સાચી તરસવાળો એક ટીપુંય નીચે પડવા ન દીએ, તેમ ભવ્યજીવ જેને અનંત-જન્મમરણ ટાળવાની સાચી ધગશ લાગી છે તે શાસ્ત્રનાં શ્રવણમાં બરાબર ધ્યાન રાખે–એક શબ્દ પણ જવા દે નહીં. અનંત જન્મમરણ ટાળવાનો ઉપાય આત્માની ઓળખાણ જ છે, અને તે શાસ્ત્ર બતાવે છે. ભવ્યજીવ શાસ્ત્ર શ્રવણદ્વારા પરથી નિરાળા આત્માની ઓળખાણ કરી લ્યે છે, એવું પરમાગમ છે.

વળી કેવું છે પરમાગમ ?

મુક્તિરૂપી સુંદરીના મુખનું દર્પણ છે એટલે કે આત્માની પૂર્ણ મુક્તદશા જોવા માટે શાસ્ત્રરૂપી દર્પણ છે. શાસ્ત્રનું યથાર્થ જ્ઞાન કરે તો અંદર પોતાનું મુક્ત સ્વરૂપ ભાસે. સંસાર તે બંધન દશા છે, તેનાથી રહિત પવિત્ર મુક્તદશા-મુક્ત પરિણતિરૂપી સુંદરીનું મુખ જોવા માટે શાસ્ત્ર જ અરીસા સમાન છે, શાસ્ત્રમાં જોયા વગર મુક્ત સ્વરૂપ દેખાય નહીં.

પૂર્ણ નિર્મળ અરિહંત દશા પ્રગટ્યા પછી તીર્થંકર પ્રભુને 'ૐ' એવો દિવ્ય ધ્વનિ નીકળ્યો, તે ભગવાનના કહેલા પરમાગમના રહસ્યને જાણવાથી પોતાનું પરમાનંદ સ્વરૂપ પ્રગટ ભાસે છે. તેથી પહેલાં તો સાંભળનારે સાચા શાસ્ત્રની ઓળખાણ કરવી પડશે. બધા પોતાનું સાચું જ કહે છે—પણ કાંઈ બધાં સાચાં હોતાં નથી, સાચું કયું, તે તો લેનારે નક્કી કરવું પડશે.

આ વાત સમજવાની રુચિ જોઈએ, અને આ વાતના શ્રવણ–મનનમાં વખત ગાળવો જોઈએ. સંસારનું ભણવા માટે કેટલાં વર્ષો ગાળે છે ? છતાં ત્યાં તો પૂર્વનાં પુણ્ય અનુસાર સાંપડે છે, પુણ્ય વગર કાંઇ મળતું નથી. લૌકિક ડહાપણ–વિદ્યા, ધન વગેરે બધું પૂર્વના શુભભાવનું ફળ છે, અને તે મેળવવા માટે વર્તમાન જે નવાં રાગાદિ ભાવ કરે છે તે ભવિષ્ય માટે નવી "પાપની નોટ" બાંધે છે;

અહીં એમ કહેવું છે કે લૌકિક ડહાપણ કે પૈસા વગેરે કાંઈ અપૂર્વ નથી, એ તો પૂર્વે અનંતવાર મળી ચૂકયાં છે, પણ આત્માની સાચી સમજણ પૂર્વે અનંતકાળમાં કદિ કરી નથી, તેમાં અનંતો પુરુષાર્થ છે, અને તે જ અપૂર્વ છે.

આત્માનું મુક્ત સ્વરૂપ-સ્વતંત્રદશાની વાત પરમાગમથી જણાય છે. સંસારરૂપી મહાસમુદ્રમાં પ્રાણીઓ અજ્ઞાનથી ડૂબી રહ્યા છે, અને જુદા જુદા અનેક પ્રકારના ભવ કરી રહ્યાં છે; અનંત અનંત કાળથી આત્મવસ્તુને સમજ્યા વગર દુઃખમાં ડૂબી રહ્યા છે, તેમાં જે જીવને મોક્ષની અભિલાષા થાય એવા ભવ્યજીવને સંસાર સમુદ્રથી તરી જવા માટે સાચાં શાસ્ત્રનું શ્રવણ-મનન અને જ્ઞાન હસ્તાવલંબન સમાન આધાર છે, તથા પરમાગમનું જ્ઞાન સહજ વૈરાગ્યરૂપી મહેલના શિખરનું શિખામણી છે અર્થાત્ આ પરમાગમના જ્ઞાનથી જ વૈરાગ્ય શોભે છે. બહારમાં ત્યાગી-વૈરાગી થાય પણ જો અંદર આત્માનું ભાન ન હોય તો તે એકડા વગરના મીંડાં સમાન છે. વૈરાગ્યની શોભા તો આત્માની ઓળખાણથી જ છે, આત્માની ઓળખાણ પરમાગમના જ્ઞાનથી છે; તે જ્ઞાન મેળવે તો વૈરાગ્ય સાચો; આત્માના પરથી નિરાળા સ્વરૂપના ભાનવગરનો ત્યાગ તે સાચો ત્યાગ નથી.

આત્માની નિર્મળ મોક્ષદશારૂપ મહેલમાં ચડવા માટે

પરમાગમનું જ્ઞાન એ પહેલું પગથિયું છે. ભગવાન આત્મા જેવું સ્વરૂપ પૂર્ણ જ્ઞાનાનંદ છે તે પ્રગટાવવાનું પહેલું પગથિયું શાસ્ત્ર શ્રવણ છે. પરમાગમના જ્ઞાન વગર આત્મા મોક્ષ પંથમાં ગમન કરી શકતો નથી. આ આત્મા અનાદિથી પોતાના આનંદ સ્વભાવને ભૂલીને તૃષ્ણાથી ઉત્પન્ન થતા અશુભરાગના અંગારાથી બળી રહ્યો છે, તેને શાસ્ત્ર માર્ગ બતાવે છે કે:—તારામાં જ સુખશાંતિ ભરી છે, તેમાં જ ઠર. એ રીતે તૃષ્ણારૂપી અગ્નિથી બચવા માટે પરમાગમ શાસ્ત્રો જળથી ભરેલા વાદળાં સમાન છે.

પર વસ્તુની ઈચ્છાથી આખી દુનિયા દુઃખી છે. રાજા માંગે છે રાજ્ય, રાંકો માંગે છે રોટલા; બધા તૃષ્ણાથી બળી રહ્યા છે. સત્શાસ્ત્ર તેઓને સમજાવે છે કે 'તારૂં સુખ કોઇ પર વસ્તુમાં નથી, તારામાં જ તારી શાંતિ ભરી છે તેમાં લક્ષ કરીને ઠર.' એ રીતે સમસ્ત દુઃખીજનોના ક્લેશનો નાશ કરવા માટે જળથી ભરેલાં વાદળાં સમાન ભગવાનની વાણી છે. યથાર્થ તત્ત્વ સાંભળવાની જેને જિજ્ઞાસા છે, સંસાર દુઃખથી જેઓ ભય પામ્યા છે અને આત્માના સ્વભાવને ઓળખવાની જેને રુચિ થઈ છે એવા ભવ્યજીવોને, વાદળાં સમાન ભગવાનનો ધ્વનિ છે. આ સંસારમાં ૮૪ લાખના અવતારના દુઃખથી પીડાતા પ્રાણીને પરમાગમશાસ્ત્ર મહાન આધાર છે. ભગવાને કહેલાં શાસ્ત્રદ્વારા જડ-ચેતનના ભિન્ન સ્વરૂપને જાણીને અનાદિ અજ્ઞાનથી

પોતાના આત્માને પોતે છૂટો કરે છે, અને આત્માની ઓળખાણ કરીને સ્થિર થતાં-અંદર નિર્વિકાર સ્વરૂપમાં ઠરતાં સમસ્ત વિભાવ છૂટી જાય છે અને મુક્તદશા પ્રગટે છે-માટે-

બધા પ્રાણીઓએ સર્વજ્ઞે કહેલાં શાસ્ત્રનું હમેશાં શ્રવણ, મનન, ચિંતવન, વ્યાખ્યાન કરવું પ્રમાદને છોડીને, આળસ મૂકીને, સંસારભાવરૂપ હોળી છોડીને, ચૈતન્યસ્વરૂપને સમજાવનાર એવા પરમાગમશાસ્ત્રોનો નિરંતર અભ્યાસ કરવો એ જરૂરનું છે.

# નિરંતર સ્વાધ્યાય કરો !



વ્યાખ્યાન નં. ૮ તા. ૨૭-૪-૪૪ ગુરુ

## ગાથા ૮ મી ચાલુ.

આગમનું જ્ઞાન કોને કહેવું તે વાત ચાલે છે.

શ્રી સમન્તભદ્રાચાર્યે કહ્યું છે કે:—

[આર્યા]

"अन्यूनमनतिरिक्तं याथातथ्यं विना च विपरीतात् ।
निःसन्देहं वेद यदाहुस्तज्ज्ञानमागमिनः ॥"

બધા કહે છે કે અમે શાસ્ત્ર જાણીએ છીએ, પણ ખરેખર તો આગમનું જ્ઞાન તેને કહેવાય કે જે ઓછો અર્થ ન જાણે, વધારે ન જાણે, સંદેહ રહિત જાણે અને વિપરીત

ન જાણે પણ જેમ હોય તેમ યથાર્થ જાણે તો તેને આગમનું જ્ઞાન છે. બાકી તો દુનિયા આખી કહે છે કે અમને શાસ્ત્રનું જ્ઞાન છે. પણ અંદર તો સાચું શાસ્ત્ર કયું તેની જ પહેલાં તો ખબર ન હોય, પછી શાસ્ત્રમાં કયું વાકય કયા નયનું છે તે સમજે નહીં, અને ઊંધા અર્થ બેસાડે, તે સાચું સમજ્યા નથી. સાચું સમજ્યા વગર વૈરાગ્ય આવે નહીં અને વૈરાગ્ય વિના મુક્તિ થાય નહીં. વસ્તુનું જ્ઞાન તો નિસંદેહ હોય. "મેં આમ માન્યું છે, પણ હોય તે ખરૂં" એવો સંદેહ પડે તેને જ્ઞાન જ નથી.

પૈસા કમાવામાંથી અને સ્ત્રી આદિથી નવરો થાય, આત્માની ગરજ થાય, સત્સમાગમ કરે અને અનંત કાળે સાચું નથી સમજ્યો તે સમજવાની ધગશ કરે ત્યારે આવું જ્ઞાન કરેને? પોતાનું કલ્યાણ કરવા માટે ભવ્યજીવોને જરૂરનું છે કે ભગવાનના કહેલા શાસ્ત્રોની ઓળખાણ કરીને, તેની પ્રતીતિ કરીને, તેમાં નિઃસંદેહ થઈને, ચિત્તમાં ધારીને પોતાનું કલ્યાણ કરો!

ધર્મની કળામાં સમજ્યા વિના બધા માથું મારે, પણ તે ધર્મની સમજણ નથી. ધર્મની સમજણ એવી જોઇએ કે વીતરાગના વચનોની જેમ છે તેમ સંદેહ રહિત પ્રતીતિ કરીને જાણવાથી તે આત્માના અમૃતરસને બતાવે

ટીકાકાર પદ્મપ્રભમલધારીદેવ કહે છે કેઃ—

ललितललितं शुद्धं निर्व्वाणकारणकारणं
निखिलभविनामेतत्कर्णामृतं जिनसद्वचः ।
भवपरिभवारण्यज्वालित्विषां प्रशमे जलं
प्रतिदिनमहं वन्दे वन्द्यं सदा जिनयोगिभिः ॥

સર્વજ્ઞ ભગવાનની વાણીને હું પ્રતિદિન નમસ્કાર કરૂં છું; કેવી છે તે જિનવાણી?

મનોહર—અદ્‌ભુત છે, શુદ્ધ છે, નિર્વાણનું કારણ જે રત્નત્રય—સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર તેની પ્રાપ્તિનો ઉપાય છે, બધા પ્રાણીઓના કાનને અમૃતસમાન છે; ૮૪ લાખના અવતારરૂપી જંગલમાં જીવો બળી રહ્યા છે. તેમને શાંત કરવા માટે ભગવાનની વાણી જળ સમાન છે. ૮૪ લાખનો ધગધગતો અગ્નિ સળગી રહ્યો છે. અહીં કોઈને પ્રશ્ન થાય કે-સંસારમાં અગ્નિ કયાં હતો, બંગલા વગેરેમાં રહેનાર કયાં સળગે છે? તેનો ઉત્તરઃ—બંગલા વગેરેમાં સુખબુદ્ધિ માની એટલે પોતાના સુખ માટે પરની ઓશીયાળ માની એ જ અગ્નિ છે, તેમાં સળગી રહ્યો છે. આત્માનો આનંદ આત્મામાં છે, તે ન માનતાં મારે પરવસ્તુ વગર ન ચાલે એવી માન્યતા એ જ અગ્નિ છે, તેમાં સળગી રહેલા સંસારથી ભયભીત જીવોને શાંત કરવા માટે વીતરાગની વાણી અમૃત સમાન છે.

વળી તે વાણી વીતરાગી યોગિઓદ્વારા વંદનિય છે, એટલે કે જેને અંતરમાં પુણ્ય-પાપનો આદર છે તેવા જીવો, તે વીતરાગતાને બતાવનારી વાણીનો આદર કરી શકશે નહીં. સાક્ષાત્ વીતરાગ ઉપર પ્રેમ રાખવો તે પણ રાગ છે; જિનવાણી તો વીતરાગ સ્વરૂપને બતાવનારી—જૈનયોગિ-ઓથી સદાય વંદનિય છે. આ પ્રમાણે અરિહંતદેવ અને તેમની વાણીનું સ્વરૂપ બતાવ્યું ॥ ૮ ॥

હવે નવમી ગાથામાં તત્ત્વાર્થ કયા કયા છે તે બતાવે છેઃ—

जीवा पोग्गलकाया धम्माधम्मा य काल आयासं ।
तच्चत्था इदि भणिदा णाणा गुणपज्जएहिंसंजुत्ता ॥ ९ ॥

जीवाः पुद्गलकायाः धर्माधर्मौ च काल आकाशं ।
तत्त्वार्था इति भणिताः नानागुणपर्य्यायैः संयुक्ताः ॥९॥

સર્વજ્ઞ ભગવાને જગતમાં છ વસ્તુઓ જોઇ છે.
(૧) જીવ-અનંતા છે. (૨) પુદ્ગલ-પરમાણુ-અનંતાનંત છે.
(૩) ધર્માસ્તિકાય-એક છે. (૪) અધર્માસ્તિકાય-એક છે.
(૫) આકાશ-એક છે. (૬) કાળાણુ-અસંખ્યાતા છે.

આ છ દ્રવ્યને તત્ત્વાર્થ કહ્યાં છે, તે છએ અનાદિઅનંત વસ્તુઓ છે.

## હવે જીવનું સ્વરૂપ વિસ્તારથી બતાવે છેઃ—

૧-સ્પર્શ, રસન, ઘ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, મનબલ, વચન-

બલ, કાયબલ, આયુ તથા શ્વાસોશ્વાસ એવા દસપ્રાણોથી જે (સંગ્રહનયથી) જીવે છે-જીવતો આવ્યો છે અને જીવશે તે જીવ છે. અહીં સંગ્રહનયથી વાત કરી છે. બધા જીવોને દસે પ્રાણ હોતા નથી, છતાં દસેપ્રાણ પ્રાપ્ત કરવાની શક્તિ પડી છે તે રીતે કહ્યું છે. દસથી ઓછા પ્રાણવાળા બધા જીવો સંગ્રહનયમાં લઇ લેવા. વ્યવહારે દસપ્રાણથી જીવે છે તે જીવ છે.

૨—નિશ્ચયથી તો ચૈતન્યપ્રાણ (જ્ઞાન) થી જે ત્રણે કાળ જીવે છે તે જીવ છે. જાણવુ-જોવું એ દરેક જીવમાં અનાદિ અનંત છે. ત્રણેકાળ છે. ભાવપ્રાણથી ત્રિકાળ ટકવું તે નિશ્ચય, અને ઇન્દ્રિયાદિ બાહ્ય નિમિત્ત-સંયોગી વસ્તુથી જીવે છે એમ કહેવું તે વ્યવહાર છે.

૩-૪—જીવ=જીવે તે જીવ. શુદ્ધનિશ્ચયનયથી સહજ-જ્ઞાનાદિપરમસ્વભાવગુણના આધારભૂત જીવ હોવાથી તે 'કારણશુદ્ધજીવ' છે. શુદ્ધ સદ્ભુત વ્યવહારનયથી આ આત્મા કેવળજ્ઞાન-કેવળદર્શન વગેરે નિર્મળ ગુણો પ્રગટે તેનો આધાર હોવાથી 'કાર્યશુદ્ધ જીવ' છે આત્મા ત્રિકાળી વસ્તુ છે, તેમાંથી કેવળજ્ઞાનની નિર્મળ અવસ્થા પ્રગટી તે કાર્ય છે અને તે અવસ્થાનો આધાર જીવ દ્રવ્ય હોવાથી તે કાર્યશુદ્ધ જીવ છે. કેવળજ્ઞાન પોતે અવસ્થા છે-દ્રવ્ય કે ગુણ નથી. આત્મા દ્રવ્ય છે, તેનો જ્ઞાન ગુણ છે તે બન્ને ત્રિકાળ છે, કેવળજ્ઞાન તો અવસ્થા છે, તે અવસ્થા અનાદિ અનંત ન હોય; કેવળજ્ઞાન અવસ્થા થઇ તે કાર્ય છે અને

તે અવસ્થાનું કામ આત્મામાં થયું હોવાથી આત્મા કાર્ય-શુદ્ધ જીવ છે

ઉપર "શુદ્ધ સદ્ભુત વ્યવહારનયથી......કાર્યશુદ્ધ જીવ છે" એમ શામાટે કહ્યું છે તે સમજાવે છે:—

કેવળજ્ઞાન નિર્મળ પર્યાય છે માટે 'શુદ્ધ', પોતાની જ પર્યાય છે માટે 'સદ્ભુત' અને આત્મા અખંડ છે તેમાં ગુણગુણીનો ભેદ પડયો તેથી અથવા તો કેવળજ્ઞાન તે અવસ્થા છે તેથી 'વ્યવહાર' છે. નિશ્ચયથી તો આત્મા અખંડ એકરૂપ દ્રવ્ય છે, તે નિશ્ચયની અખંડ શ્રદ્ધાના જોરમાં શુદ્ધપર્યાય ઊઘડી તે દ્રવ્યની જ પર્યાય છે અને નિર્મળ છે તેથી તેને 'શુદ્ધસદ્ભુતવ્યવહાર' કહ્યો છે, તથા કેવળજ્ઞાન તે કાર્ય છે અને તે કાર્યમાં ટકતો જીવ તે "કાર્ય શુદ્ધ જીવ" છે.

પૂર્ણ ચૈતન્યદ્રવ્ય તે નિશ્ચય કારણ, કેવળજ્ઞાન પર્યાય તે કાર્ય અને મતિ-શ્રુત વગેરે પર્યાય તે અધૂરું કારણ-અર્થાત્ વ્યવહાર કારણ. પહેલી પર્યાય તે બીજી પર્યાયનું વ્યવહારે કારણ છે, એ રીતે બીજી પર્યાય તે પહેલી પર્યાયનું કાર્ય છે. આ અપેક્ષાએ મતિ-શ્રુતને કેવળજ્ઞાનનું કારણ કહેવાય છે.

જીવવું એટલે ટકી રહેવું-તેના ચાર પ્રકાર કહ્યા:—

(૧) બાહ્ય દસપ્રાણોથી જીવે છે-તે વ્યવહાર છે.

(૨) ત્રિકાળ ચૈતન્યપ્રાણથી જીવે છે. આમાં કેવળ-

જ્ઞાન પર્યાયથી જીવે છે એમ ન લીધું પણ ત્રિકાળ ચૈતન્યપ્રાણથી જીવે છે એમ લીધું છે-તે નિશ્ચય છે.

(૩-૪) આત્માના ગુણની શ્રદ્ધા, જ્ઞાન અને એકાગ્રતા-દ્વારા જે કેવળજ્ઞાન પ્રગટ્યું તે અવસ્થા ગુણમાં શક્તિપણે હતી એજ પ્રગટી છે માટે સદ્ભુત વ્યવહાર છે અને શુદ્ધ-પર્યાય હોવાથી "શુદ્ધ સદ્ભુત વ્યવહાર" કહ્યો છે. આ રીતે શુદ્ધસદ્ભુતવ્યવહારનયથી 'કાર્યશુદ્ધજીવ' કહ્યો અને શુદ્ધનિશ્ચયનયથી 'કારણશુદ્ધજીવ' કહ્યો. હવે પાંચમો પ્રકાર વર્ણવે છે.

૫—અશુદ્ધ સદ્ભુત વ્યવહારનયથી મતિજ્ઞાનાદિ વિભાવ ગુણોના આધારથી જીવે છે તેથી 'અશુદ્ધજીવ' છે.

મતિજ્ઞાન તે ઊણી પર્યાય છે માટે વિભાવ છે. (અહીં પર્યાયને ગુણ તરીકે લીધેલ છે.) મતિ-શ્રુત તે હજી અપૂર્ણ નિર્મળ અવસ્થા છે તેથી 'અશુદ્ધ', પોતાની જ પર્યાય છે માટે 'સદ્ભુત,' તથા પર્યાયનો ભેદ છે માટે 'વ્યવહાર';

જીવ કોને કહેવો? તેના પાંચ પ્રકાર કહ્યા:—

૧—વ્યવહારથી દસપ્રાણો વડે જીવે છે તે જીવ; આ વ્યાખ્યા પરમાં જાય છે.

૨—નિશ્ચયથી ચૈતન્યપ્રાણોથી જીવે છે તે જીવ; આ વ્યાખ્યા દ્રવ્યને આશ્રિત છે.

૩—શુદ્ધનિશ્ચયનયથી સહજજ્ઞાનાદિપરમસ્વભાવગુણના આધારભૂત જીવ હોવાથી તે 'કારણશુદ્ધજીવ' છે.

૪—શુદ્ધસદ્ભુતવ્યવહારથી કેવળજ્ઞાનાદિ શુદ્ધપર્યાયથી જીવે છે માટે 'શુદ્ધકાર્યજીવ' છે.

૫—અશુદ્ધસદ્ભુતવ્યવહારથી મતિ-શ્રુત વગેરે પર્યાયથી જીવે છે અને મતિ-શ્રુત વગેરે પર્યાય અશુદ્ધ છે માટે 'અશુદ્ધ જીવ' છે.

આ વાત ઝીણી લાગે, પણ તું સમજનારો પણ ઝીણો જ છોને! તારૂં સ્વરૂપ સમજ્યા વિના તારી ખબર તને શી રીતે પડશે? આ તારૂં જ સ્વરૂપ કહેવાય છે. શરીર તારૂં નથી કેમકે સિદ્ધદશામાં રહેતું નથી. તારૂં સ્વરૂપ સિદ્ધસમાન છે, જે સિદ્ધદશામાં ન રહે તે તારૂં સ્વરૂપ નહીં, અને જે સિદ્ધને હોય તે તારે પણ હોય. નિશ્ચયથી તો જીવ ત્રિકાળી ચૈતન્યપ્રાણથી જીવે છે. શુદ્ધસદ્ભુતપ્રાણ તે કેવળજ્ઞાન તથા અશુદ્ધસદ્ભુતપ્રાણ તે મતિ-શ્રુત; આ બન્ને વ્યવહાર છે.

દૃષ્ટિના અભેદ વિષયમાં પર્યાય ગૌણપણે છે, પણ અભાવરૂપ નથી, તેથી જ્ઞાનમાં તો બધું આવે. જીવતત્ત્વને જે રીતે સર્વજ્ઞે કહ્યું તે રીતે જાણ્યા વગર અને શ્રદ્ધા કર્યા વગર સમજાશે શી રીતે? મોક્ષમાર્ગમાં વચ્ચે મતિ-શ્રુત તે અશુદ્ધ પર્યાય છે તેને નિર્મળ માને તો તત્ત્વની ખબર નથી, અને તે અશુદ્ધ પર્યાયને ન માને તો ય તત્ત્વની ખબર નથી, અશુદ્ધ પર્યાયને સ્વરૂપ માની લ્યે તોપણ તત્ત્વની ખબર નથી. તેવી જ રીતે શુદ્ધ પર્યાય—કેવળજ્ઞાન

પર્યાય છે તેને દ્રવ્ય માની લ્યે તો તત્ત્વની ખબર નથી, અને કેવળજ્ઞાનની શુદ્ધ પર્યાય છે તેને ન જાણે તો પણ તત્ત્વની ખબર નથી. જે રીતે આગમે કહ્યું તે રીતે બન્ને પડખેથી સ્વરૂપ સમજવું જોઇએ.

વસ્તુ એટલે ચૈતન્યપ્રાણ, સંયોગ એટલે ઇન્દ્રિય-પ્રાણ, પૂર્ણપર્યાય એટલે કેવળજ્ઞાન-તે કાર્ય; અને ઊણી પર્યાય એટલે મતિ-શ્રુત વગેરે-તે કારણ (વ્યવહારથી).

આત્મા ચૈતન્ય વસ્તુ છે. ચૈતન્ય દ્રવ્યના ગુણો પણ ચૈતન્યમય છે; અમૂર્તિક છે, અરૂપી છે-પોતે અરૂપી છે તો ગુણો પણ અરૂપી છે, અને પોતે અમૂર્તિક છે તો ગુણો પણ અમૂર્તિક છે. જે જીવ શુદ્ધ છે તેના ગુણો શુદ્ધ છે અને જે જીવ અશુદ્ધ છે તેના ગુણો અશુદ્ધ છે-તથા (બન્નેમાં) પર્યાય તેવી જ છે. જીવ અશુદ્ધ હોય કે શુદ્ધ હોય, પણ છે તો અરૂપી જ, રૂપી નથી. રાગી-દ્વેષી જીવને અહીં અશુદ્ધ કહ્યો છે, તથા જે અશુદ્ધ પર્યાય થઇ તે ગુણની હોવાથી ગુણ પણ અશુદ્ધ કહ્યો છે, તથા તે આત્મા પણ અશુદ્ધ કહ્યો છે. તથા જેની અવસ્થા શુદ્ધ થઇ તેના ગુણો અને વસ્તુ બન્ને શુદ્ધ છે. ખરેખર વસ્તુ અને વસ્તુના ગુણો તો ત્રિકાળ એકરૂપ શુદ્ધ છે, પણ અશુદ્ધ પર્યાયના આરોપથી ગુણ અને વસ્તુને પણ અશુદ્ધ કહેવામાં આવ્યાં છે.

ગુણનું પરિણમન તે પર્યાય છે, તેથી જ્ઞાનગુણ ત્રિકાળ નિર્મળ રહ્યો એમ નથી. જો ગુણ ત્રિકાળ નિર્મળ

હોય તો મલિન અવસ્થા આવે ક્યાંથી? તેથી જેવી અવસ્થા પ્રગટી તેવો ગુણ કહેવાય છે. અહીં અવસ્થા દૃષ્ટિની મુખ્યતાથી વાત છે-એમ સમજવું.

આ રીતે છ દ્રવ્યોમાંથી જીવનું સ્વરૂપ બતાવ્યું.

## હવે પુદ્‌ગલનું સ્વરૂપ બતાવે છે:—

'પુદ્' એટલે પૂરાવું અને 'ગલ' એટલે ગળાવું; જે પૂરાય અને ગળી જાય અર્થાત્ ભેગા થાય અને જુદા પડે એવો સ્વભાવ તે પુદ્‌ગલનો છે. ધોળા-કાળા આદિ રંગનો આધાર પુદ્‌ગલ છે, આત્મા જ્ઞાનાદિ ગુણનો આધાર છે, પુદ્‌ગલ રંગ વગેરે ગુણોનો આધાર છે. શરીરાદિના રંગને આત્મા કરી શકે નહીં. વળી પુદ્‌ગલો મૂર્તિક છે, દેખાય તેવી ચીજ છે, મૂર્તિક વસ્તુના બધા ગુણો પણ મૂર્તિક છે. (મૂર્તિક એટલે ઇન્દ્રિયજ્ઞાનથી દૃશ્યમાન;)

આત્મામાં પુદ્‌ગલ નથી, પુદ્‌ગલ પુદ્‌ગલમાં જ છે, એ નિશ્ચયથી છે, કેવળીદશા તે આત્માની છે, રજકણની નથી. રજકણની અવસ્થાને આત્મા સાથે સંબંધ નથી. વર્ણ, ગંધ, રસ, સ્પર્શનો આધાર પુદ્‌ગલ છે. રજકણ રૂપી છે, તેના ગુણો પણ રૂપી છે; પુદ્‌ગલદ્રવ્ય અચેતન છે તેના ગુણો પણ અચેતન છે. ઇન્દ્રિયજ્ઞાનવડે જે જણાય-દેખાય તે જડ છે, અચેતન છે, રૂપી છે. જીવ ઇન્દ્રિયદ્વારા જણાય નહીં કેમકે તે અરૂપી છે. જે જે ઇન્દ્રિયદ્વારા જાણી શકાય છે તે બધી પુદ્‌ગલની અવસ્થા છે.

આ રીતે જીવ અને પુદ્‌ગલ એ બે દ્રવ્યની વ્યાખ્યા થઈ.

૩–ધર્માસ્તિકાય—સ્વભાવથી અથવા વિભાવથી ગમન કરતા જીવ તથા પુદ્‌ગલને ગતિ કરવામાં ઉદાસીન નિમિત્ત તે ધર્માસ્તિકાય છે. ઉદાસીન એટલે માત્ર હાજરીરૂપ, તે કોઇને ગતિ કરવા પ્રેરતું નથી. જીવ પૂર્ણ નિર્મળ થઇને ઊર્ધ્વગમન સ્વભાવે મોક્ષ જાય તે સ્વભાવગમન છે તથા ચારગતિમાં શરીર સહિત ગતિ કરે તે વિભાવગમન છે તે બન્નેમાં ધર્માસ્તિકાય ઉદાસીન નિમિત્ત છે. એક છૂટો પરમાણુ ગમન કરે તે સ્વભાવગમન છે તથા અનેક પરમાણુઓ ભેગા મળી—સ્કંધરૂપે થઈ ગતિ કરે તે વિભાવગમન છે તે બન્નેમાં ધર્માસ્તિકાય ઉદાસીન નિમિત્ત છે. પુદ્‌ગલમાં ગતિ કરવાની શક્તિ સ્વતંત્ર છે. સાતમે પાતાળથી ગતિ કરીને એક સમયમાં ચૌદમે રાજલોક પહોંચી જાય એવી શક્તિ એકેક પરમાણુમાં છે. આ રીતે સ્વભાવિક તેમજ વિભાવિક ગતિ કરતાં જીવ–પુદ્‌ગલને ઉદાસીન સહાયક (સાથે-હાજર રહેનારૂં) તે ધર્માસ્તિકાય દ્રવ્ય છે.

૪–અધર્માસ્તિકાયઃ—જીવ કે પુદ્‌ગલ સ્વભાવથી કે વિભાવથી સ્થિતિરૂપ પરિણમન કરે તેમાં ઉદાસીન નિમિત્ત તે અધર્મદ્રવ્ય છે.

જીવની સિદ્ધદશામાં સ્થિરતા તે સ્વભાવિક સ્થિતિ છે, સંસારમાં રહ્યો તે વિભાવિક સ્થિતિ છે, તથા એક છૂટો

રજકણ સ્થિર રહ્યો તે સ્વભાવિક સ્થિતિ છે અને સ્કંધ સ્થિર રહે તે વિભાવીક સ્થિતિ છે, એ બધામાં અધર્મ દ્રવ્ય ઉદાસીન સહાયક ( હાજરીરૂપ નિમિત્ત ) છે.

૫–આકાશ:—ઉપર જે દેખાય છે તે આકાશદ્રવ્ય નથી પણ એ તો પુદ્‌ગલની અવસ્થા છે. આકાશ તો અરૂપી અને સર્વવ્યાપક છે; અન્ય પાંચે દ્રવ્યોને રહેવાની જગ્યા આપનાર આકાશદ્રવ્ય છે.

૬–કાળ:—અન્ય પાંચે દ્રવ્યોને પરિણમનમાં ( અવસ્થા બદલવામાં ) હેતુ કાળદ્રવ્ય છે, તે અમૂર્તિક છે અને તેના અસંખ્યાતા અણુઓ છે, તેમને કાળાણુ કહેવાય છે.

આ રીતે જીવ, પુદ્‌ગલ, ધર્માસ્તિ, અધર્માસ્તિ, આકાશ અને કાળ એ છ દ્રવ્યોનું સ્વરૂપ બતાવ્યું; તેમાં પુદ્‌ગલ સિવાયના બધા અરૂપી છે, ઇન્દ્રિયથી જણાય તેવા નથી. તથા ધર્માસ્તિ, અધર્માસ્તિ, આકાશ અને કાળ આ ચાર દ્રવ્યો, તેના ગુણો અને પર્યાય ત્રિકાળ શુદ્ધ છે, તેમાં કદિ વિકાર થતો નથી.



વ્યાખ્યાન નં. ૯ તા. ૨૮–૪–૪૪ શુક્ર.

## ગાથા ૯ મી ચાલુ

છ દ્રવ્યોની વ્યાખ્યા આવી ગઈ છે. જીવ, પુદ્‌ગલ, ધર્મ, અધર્મ, આકાશ અને કાળ એ છએ અનાદિઅનંત

વસ્તુઓ છે, તેનું વર્ણન ગઈકાલે કહેવાઈ ગયું છે.

હવે ટીકાકાર આચાર્યદેવ કહે છે કે:—

[ માલિની ]

इति जिनपतिमार्गांभोधिमध्यस्थरत्नं
द्युतिपटलजटालं तद्धि षड्द्रव्यजातम् ।
हृदि सुनिशितबुद્ધिर्भूषणार्थं विधत्ते
स भवति परमश्रीकामिनीकामरूपः ॥

છ દ્રવ્યરૂપી રત્નના સમુહને પ્રકાશનાર એવી જ્ઞાન-જ્યોતિના ધારક શ્રી જિનેન્દ્ર ભગવાનના માર્ગમાં છ દ્રવ્યનું સ્વરૂપ રહેલું છે, તે સિવાય છ દ્રવ્યોનું યથાર્થ સ્વરૂપ કોઈ કહેતું નથી. સર્વજ્ઞ ભગવાનના કેવળજ્ઞાનમાં છ દ્રવ્યો જેમ છે તેમ જણાયાં, અને જેમ જણાયાં તેમ જ સર્વજ્ઞ ભગવાને દિવ્યધ્વનિદ્વારા કહ્યાં, એ રીતે સર્વજ્ઞે માર્ગ બતાવ્યો છે, કર્યો નથી. માર્ગ તો અનાદિઅનંત છે, તે માર્ગમાં આ છ દ્રવ્યોનું સ્વરૂપ બતાવ્યું છે. જે કોઈ નિર્મળ બુદ્ધિવાળો પોતાની નિર્મળ બુદ્ધિથી આ છ દ્રવ્યરૂપી રત્નોને પોતાની અંદરમાં ધારણ કરે છે અર્થાત્ યથાર્થજ્ઞાન કરે છે તે મુક્તિરૂપી શ્રેષ્ઠ લક્ષ્મીને પ્રાપ્ત કરે છે.

છ એ દ્રવ્યોને જાણવાનો સ્વભાવ પોતાના આત્માનો છે જેણે છ દ્રવ્યોને યથાર્થપણે કબુલ્યાં તેણે પોતાના અનંત

શક્તિવાળા આત્માને કબુલ્યો છે. એક મારો જ્ઞાનસ્વભાવ જ એવો છે કે જેમાં છ એ દ્રવ્યો જણાય છે, તે જ્ઞાનમાં પોતાનો પણ નિર્ણય કરે છે કે–"હું જ બધાને જાણનારો જ્ઞાનમૂર્તિ આત્મા છું. મારા જ્ઞાનમાં બધી વસ્તુઓ જણાવાયોગ્ય છે. એક કોર રામ અને બીજી કોર ગામ. તેમ એક તરફ મારૂં જ્ઞાન તે જાણનાર અને સામે ત્રણકાળ ત્રણલોક તે જ્ઞેય–મારા જ્ઞાનમાં જણાવાયોગ્ય; વર્તમાન જેટલું ઊણું જ્ઞાન છે તે ઊણપ રાગ-દ્વેષને લઇને છે, પણ મારો જ્ઞાનસ્વભાવ ઊણો કે અધૂરો નથી, હું એક સમયમાં પૂર્ણ જાણનારો છું, વર્તમાન જેટલું ન જણાય તે પર્યાયમાં પુરુષાર્થની નબળાઇને કારણે છે, પણ પર્યાયમાં જે પુરુષાર્થની નબળાઈ છે તે મારૂં સ્વરૂપ નથી, હું તો તેનો પણ જાણનાર જોનાર જ છું" આ રીતે જ્ઞાનસ્વભાવની પ્રતીતિ કરે તેને મુક્તિરૂપી સ્ત્રી [ શુદ્ધ પરિણતિ ] અલ્પકાળમાં પ્રાપ્ત થાય.

હું જાણનાર છું, જાણનાર સ્વભાવમાં કાંઈ ન જણાય એમ આવે નહીં, માટે હું બધું જાણનાર છું. જે નથી જણાતું તેટલું રાગ-દ્વેષને કારણે તથા પુરુષાર્થની વર્તમાન નબળાઇને કારણે નથી જણાતું, પણ રાગ-દ્વેષ કે પુરુષાર્થની નબળાઇ જ હું નથી, હું તો જાણનાર જ છું–જાણવામાં રાગ-દ્વેષ નથી. છ દ્રવ્ય, સ્વર્ગ, નર્ક, લક્ષ્મી, આબરૂ એ બધાનો હું તો જાણનાર છું, છ દ્રવ્યનું જ્ઞાન કરૂં, પણ

મારા જ્ઞાનમાં તે પેસી જતાં નથી; આવી રીતે સ્વભાવની પ્રતીત થઈ અને તેમાં એકાગ્ર થયો તેને મુક્તિરૂપી શ્રેષ્ઠ લક્ષ્મી પ્રાપ્ત થાય છે. અહીં મુક્તદશાને જ આત્માની લક્ષ્મી કહી છે.

છ દ્રવ્યો ભગવાને જોયાં અને બતાવ્યાં, તે છએ દ્રવ્યો અનાદિઅનંત છે, તેનો હું કરનારો નથી, જાણનાર જ છું; જાણવામાં "આ સારૂં કે આ સારૂં નહીં" એમ કરનાર પણ હું નથી. આવું જેણે અંતરમાં જ્ઞાન મેળવ્યું છે તે ક્રમે ક્રમે રાગ–દ્વેષ ટાળી પૂર્ણ જ્ઞાનરૂપી લક્ષ્મી મેળવે છે, તે લક્ષ્મી સદાય ટકી રહે છે, તે કોઈ દિવસ ખૂટતી નથી.

છ દ્રવ્યનું સ્વરૂપ જેમ છે તેમ સમજે તો આત્મા સમજાય. પણ જગતને આત્માની દરકાર નથી. સંસારનું કરવું હોય તો તૈયાર! કેમકે ત્યાં પૈસા વગેરે નજરે દેખાય છે, પણ તે તો બધાં પુણ્યનાં ફળ છે, તેમાં આત્માને લાભ નથી. આત્માના પુરુષાર્થથી છ દ્રવ્યોને જાણે અને તેમાં 'જાણનારો હું, મારૂં સ્વરૂપ પૂર્ણ જાણવું' એમ સ્વભાવની શ્રદ્ધા કરે, ત્યાર પછી પણ જ્યાં સુધી પૂર્ણ દશા નથી પ્રગટી ત્યાં સુધી સંતોષ વળશે નહીં એટલે કે પુરુષાર્થ કર્યા જ કરશે અને રાગ-દ્વેષ ટાળીને જ્ઞાન જ કરશે.

આત્માનું સ્વરૂપ અરૂપી, તેનું બધું અરૂપી જ હોય; આત્માનું જ્ઞાન અરૂપી, તેની શ્રદ્ધા અરૂપી, તેનો માર્ગ

અરૂપી, તેનું ફળ અરૂપી, અરૂપીનું બધું અરૂપી છે. અરૂપીને જાણનારો પોતે અરૂપી છે, પણ પોતાને જાણવાની કદિ દરકાર કરી નથી, તેથી અઘરૂં હોય એવું લાગે છે-પણ અઘરૂં છે નહીં. ॥ ૯ ॥

## હવે જીવના ઉપયોગનું લક્ષણ કહે છેઃ—

जीवो उवओगमओ उवओगो णाणदंसणो होई ।
णाणुवओगो दुविहो सहावणाणं विभावणाणं त्ति ॥ १० ॥

जीव उपयोगमयः उपयोगो ज्ञानदर्शनं भवति ।
ज्ञानोपयोगो द्विविधः स्वभावज्ञानं विभावज्ञानमिति ॥१०॥

આ દસથી પંદર સુધીની ગાથાઓ ઊંચી છે. પ્રથમ જ આત્માને ઉપાડયો છે. આત્મા ઉપયોગમય છે. ઉપયોગ એટલે સ્વ-પરને જાણવાના આત્માના જ્ઞાનના ભાવ; અથવા ચૈતન્યની અવસ્થારૂપ ભાવ તે ઉપયોગ છે. ઉપયોગના બે પ્રકાર છે ૧—જ્ઞાનોપયોગ અથવા જાણવાનો ઉપયોગ અને ૨—દર્શનોપયોગ અથવા દેખવાનો ઉપયોગ; ઉપયોગ બધા જીવોને થઈ રહ્યો છે. તેમાં જ્ઞાનોપયોગના સ્વભાવિકજ્ઞાન અને વિભાવિકજ્ઞાન એવા બે પ્રકાર છે.

આત્માના ચૈતન્યગુણની સાથે વર્તવાવાળા પરિણામને ઉપયોગ કહે છે; આત્મા વસ્તુ છે, તેના ચૈતન્ય એટલે જાણવા-દેખવાના ગુણની સાથે ક્ષણેક્ષણે વર્તવાવાળો જે ભાવ તેનું નામ ઉપયોગ છે. આત્માનો ચૈતન્યગુણ

જાણવા-દેખવા સહિત છે. "આ લાકડું છે, આ પુસ્તક છે, આ રાગ છે" એવા જ્ઞાનના પરિણામ આત્મા સાથે વર્તે છે તે ઉપયોગ છે; અથવા "આ લાકડું છે" એમ આત્માના ચૈતન્યમાં પરને જાણવાના ભાવ થયા તે ઉપયોગ અને પરિણામ છે.

જાણવું-દેખવું તે આત્માનો ધર્મ છે, તેમાં કાંઈ કરવા મૂકવાનો ભાવ તે વિકાર છે. જાણવા-દેખવારૂપ વ્યાપાર તે આત્માનો ધર્મ છે, આત્મા તેનો ધર્મી છે.

માણસો બહારમાં લુગડાં, અનાજ વગેરેનો વેપાર કરે છે એમ માને છે, પણ ખરેખર તો લુગડાં વગેરેમાં "આ લઉં, આ મૂકું, આ સારૂં" એવા ભાવથી જે લક્ષ કર્યું તેમાં રાગ-દ્વેષનો વેપાર કર્યો છે. બહારની કોઈ વસ્તુ આત્મા ફેરવી શકે નહીં, પણ પોતાના ભાવ ફેરવી શકે. અહીં એટલું કહેવું છે કે આત્માનો જાણવા દેખવારૂપ વેપાર તે ઉપયોગ છે. જાણવા દેખવામાં રાગ-દ્વેષ કરે તો તે વિકારી ઉપયોગ છે; અને "હું તો જાણું દેખું" એવો આત્માનો સ્વભાવ ભાવ તે આત્માનો ઉપયોગ છે અર્થાત્ સ્વભાવ ઉપયોગ છે. તેરમી ભૂમિકાએ ઉપયોગનું જોડાણ નથી, ત્યાં તો પરિણમન અખંડ છે.

આત્માના પરિણામ આત્મા સાથે હોય, તે ઉપયોગ છે; તેમાં રાગ-દ્વેષ કરે તો તે વિકારી છે અને રાગ-દ્વેષ ન કરતાં માત્ર જાણે તે ધર્મ છે. સંસારની સગવડ કે અગવડ

પુણ્ય-પાપથી મળે છે-તે પુણ્ય-પાપની અહીં વાત નથી, અહીં તો ધર્મની વાત છે. સાચી સમજણના મંત્રો કહેવાય છે કે જે સમજે, તેમાં રસ લાગે, પ્રીતિ થાય અને અંદર ઊતરી જાય, ત્યારે સ્વરૂપનો આનંદ આવે.

ધર્મ એટલે શું? કે આત્માનો જાણવા-દેખવાનો સ્વભાવ તે તેનો ધર્મ, અને જાણનાર-દેખનાર એવો આત્મા તે ધર્મી. આત્માનો ધર્મ આત્માથી બહાર હોઇ શકે નહીં. આત્મામાં જાણવું-દેખવું અને ઠરવું તે જ ધર્મ છે.

આત્મા દિવા સમાન છે, અને જાણવા દેખવાના ભાવ તે પ્રકાશ સમાન છે; જેમ દીવો અને પ્રકાશ એક છે તેમ જાણવા દેખવારૂપ આત્માનો સ્વભાવ અને આત્મા બન્ને એક છે; અધૂરી અવસ્થામાં જે રાગ-દ્વેષ થાય છે તે આત્માનો સ્વભાવ નથી.

આત્મામાં ઉપયોગ (વેપાર) થાય તેના બે પ્રકાર છે. ૧-જાણવાનો ૨-દેખવાનો.

દેખવું એટલે દર્શનઉપયોગ; આત્માનો સામાન્ય વેપાર; પરને જાણતાં પહેલાં છદ્મસ્થને સામાન્ય ચૈતન્યનો વ્યાપાર થાય તે દર્શનઉપયોગ, તથા પરને જાણવા માટે ચૈતન્યનો વિશેષ વ્યાપાર તે જ્ઞાનઉપયોગ છે. જ્ઞાનઉપયોગ એટલે જાણવાનો વેપાર, તેના બે પ્રકાર છે. ૧-સ્વાભાવિક જ્ઞાનઉપયોગ, ૨-વિભાવિકજ્ઞાનઉપયોગ.

હવે સ્વાભાવિકજ્ઞાનઉપયોગનું વર્ણન કરે છેઃ—સ્વાભાવિક એટલે આત્માનો સ્વભાવ; સ્વાભાવિકજ્ઞાન અમૂર્તિક છે એટલે રૂપ વગરનું છે, તેને કોઈ પીડા (આવરણ) નથી તેથી અવ્યાબાધ છે, ઇન્દ્રિય કે મનનું નિમિત્ત નથી તેથી અતીન્દ્રિય છે અને કદિ તેનો નાશ નથી તેથી અવિનશ્વર છે; આવું સ્વભાવિકજ્ઞાન તે પોતાનો સ્વભાવ છે, રાગને લઇને, ઇન્દ્રિયને લઇને કે નિમિત્તને લઇને તે જ્ઞાન નથી પણ પોતાના સ્વભાવથી છે.

પહેલાં ઉપયોગના બે પ્રકાર કહ્યા, જ્ઞાન અને દર્શન; જ્ઞાનઉપયોગના બે પ્રકાર કહ્યા-સ્વાભાવિક અને વિભાવિક; હવે સ્વભાવજ્ઞાનઉપયોગના પણ બે પ્રકાર છે*-(૧) કાર્યરૂપ સ્વાભાવિક જ્ઞાનઉપયોગ, (૨) કારણરૂપ સ્વાભાવિક જ્ઞાન-ઉપયોગ.

આ બધું કહીને જીવતત્ત્વની ઓળખાણ આપી છે, જીવનો સ્વભાવ શું છે તે બતાવ્યું છે. કેવળજ્ઞાનની નિર્મળપર્યાયરૂપી કાર્ય પ્રગટ્યું તે કાર્યસ્વભાવ જ્ઞાનઉપયોગ છે. તથા કારણસ્વભાવ જ્ઞાન કે જે દ્રવ્યની ત્રિકાળી શક્તિ છે તેને પણ ઉપયોગ કહ્યો છે. આત્માના પરિણામમાં જે કાર્યસ્વભાવ તે તો ઉપયોગ છે પણ કારણસ્વભાવજ્ઞાનને

* આ બધા ભેદોની વિશેષ સમજણ માટે ઉપયોગના ભેદોનો કોઠો આપવામાં આવ્યો છે.

ઉપયોગ તરીકે અહીં વર્ણવ્યો છે, કેમકે અહીં ઉપયોગના ભેદની વાત ચાલે છે.

આત્મ વસ્તુમાં શરીર, મન, વાણી નહીં, રાગ-દ્વેષ થાય તે પણ વિકારમાં જાય છે તે રહિત એક સહજ જ્ઞાન કારણસ્વભાવજ્ઞાન ઉપયોગ ત્રિકાળી છે. જે કેવળજ્ઞાન પર્યાય ઉઘડી તે કાર્યસ્વભાવજ્ઞાન ઉપયોગ છે, અને તેનું (કેવળજ્ઞાનનું) કારણ દ્રવ્યમાં ત્રણેકાળ રહેલું છે તે કારણ-સ્વભાવજ્ઞાન ઉપયોગ છે; તે ઉપયોગ પરિણમનરૂપ છે-પણ પ્રગટરૂપ નથી; જો તે પરિણમન પ્રગટરૂપ હોય તો કાર્ય પ્રગટવાનું રહે ક્યાં?

ટીકામાં 'पारिणामिकभावस्थित' એવો શબ્દ પડ્યો છે, પરમપારિણામિકભાવ છે તેની વાત નથી, તે તો દ્રવ્ય-રૂપ ત્રિકાળ છે, તેની પર્યાય નિરપેક્ષ, કારણરૂપ ત્રિકાળ, ઉત્પાદ્‌વ્યયરૂપ પરિણમન રહિત, ઉપાધિ રહિત અંદર વર્તે છે તે પર્યાયની વાત ચાલે છે. કારણસ્વભાવરૂપભાવ અથવા ધ્રુવરૂપભાવ અથવા ત્રિકાળરૂપ ભાવ વર્તમાન વર્તી રહ્યો છે તે નિરપેક્ષ પર્યાય છે.

પદ્મપ્રભમળધારીદેવે અદ્‌ભુત ટીકા કરી છે, બધા ફેડચા પાડીને ચોકખી વાત કરી છે. અંદર આત્મા વસ્તુ છે તે ત્રિકાળ છે, તેના ગુણો ત્રિકાળ છે, તેમાં ચૈતન્યગુણસાથે વર્તવાવાળા પરિણામના (ઉપયોગના) બે ભેદ છે-(૧) કાર્યરૂપ-કેવળજ્ઞાન અને (૨) કારણરૂપ-ત્રિકાળ છે. પરમ-

પારિણામિકભાવ જે ત્રિકાળ છે તેમાં રહેલો કારણરૂપ જ્ઞાન-સ્વભાવરૂપ જ્ઞાનઉપયોગ ત્રિકાળ છે. વસ્તુના ગુણનો વર્તમાન ઉપયોગ છે તે ત્રિકાળી સ્વભાવરૂપ ઉપયોગ છે. અહીં તો વર્તમાન પરિણમનરૂપ ઉપયોગ તેના બે ભેદ–૧–પૂર્ણ-કાર્યરૂપ ઉપયોગ અને ૨–ગુણમાં વર્તમાન સ્વભાવરૂપ કારણ ઉપયોગ. તે કારણરૂપ ઉપયોગ વર્તમાનમાં ધ્રુવપણે છે, જો વર્તમાનમાં ધ્રુવરૂપે કારણ ન હોય તો વર્તમાન પ્રગટરૂપ પર્યાય ટકે કોના આધારે?

ગુણમાં હોય તે પર્યાયમાં આવે એમ તો બધા કહે છે, તે અવસ્થા વર્તમાનપૂરતી છે; વર્તમાનમાં કારણરૂપ ધ્રુવપર્યાય ન હોય તો વર્તમાનમાં કાર્યરૂપ પર્યાય પ્રગટ આવી શકે નહીં; જે પ્રગટ કાર્ય આવે છે તેનું વર્તમાન પ્રગટરૂપ કારણ અંદર એકરૂપ છે.

જ્ઞાનગુણ તે ત્રિકાળ છે, તેની પર્યાયમાં ભેદ પડે છે, જ્ઞાનની વર્તમાન પ્રગટ ઉત્પાદરૂપ પર્યાય છે તે કાર્યરૂપ જ્ઞાન છે અને વર્તમાન સ્વભાવિક ત્રિકાળ એકરૂપ છે તે કારણરૂપ જ્ઞાન છે.

કેવળજ્ઞાનના કારણરૂપ, પરમ પારિણામિક ભાવમાં સ્થિત, ત્રણેકાળે ઉપાધિરહિત અર્થાત્ વિભાવ રહિત એવું જે આત્માનું સહજ જ્ઞાન અથવા સ્વરૂપરૂપજ્ઞાન તે કારણ-સ્વભાવજ્ઞાન છે કેવળજ્ઞાનરૂપી કાર્ય તો વર્તમાન, પણ પારિણામિક ભાવમાં સ્થિત જ્ઞાનગુણનો વર્તમાનરૂપ ધ્રુવ-

ઉપયોગ તે પણ વર્તમાન છે.

કેવળજ્ઞાન તો પુરુષાર્થથી નવું પ્રગટે છે, પણ તે કેવળજ્ઞાનની પર્યાય પ્રગટવાના કારણરૂપ વર્તમાનમાં એકરૂપ અખંડ ઉપયોગ ન હોય તો વર્તમાન પ્રગટરૂપ પર્યાયમાં આવે નહીં. ગુણમાંથી પર્યાય આવે એ વાત અહીં નથી લેવી; વર્તમાન ધ્રુવપર્યાય કારણસ્વભાવજ્ઞાનોપયોગરૂપ એકરૂપ પર્યાય છે તેમાંથી કાર્યરૂપ પર્યાય પ્રગટે છે; કેવળજ્ઞાનના કારણરૂપ ધ્રુવવર્તમાનઉપયોગ છે, તે અનાદિઅનંત એકરૂપ છે, તે વર્તમાન વર્તે છે છતાં તેમાં પરિણમન નથી. અહીં ગુણની ત્રિકાળ એકરૂપ નિરૂપાધિક પર્યાયની વાત છે. ( પંદરમી ગાથામાં વસ્તુની એકરૂપ ધ્રુવ ત્રિકાળી પર્યાયની વાત આવશે.) જ્ઞાન ગુણની નિરૂપધિક અનાદિ-અનંત એકરૂપ ધ્રુવપર્યાયની વાત છે, તે કૂટસ્થ છે, તે ધ્રુવરૂપ કાયમ છે, તે વર્તમાન–વર્તમાન છે–પણ તેનું પ્રગટરૂપ પરિણમન નથી, તેમાંથી જે ( કેવળજ્ઞાન વગેરે ) પર્યાય પ્રગટે છે તે તેનું પરિણમન છે. જ્ઞાનગુણ ત્રિકાળ છે, તેની એકરૂપ ધ્રુવ નિરૂપાધિક પર્યાય તે પણ ત્રિકાળ એકરૂપ છે, તેમાંથી મતિ--શ્રુત કે કેવળ પર્યાય પ્રગટ થાય છે.

જીવ દ્રવ્યમાં અનંત ગુણ છે, તેમાંથી એક જ્ઞાનગુણ પણ આવો છે, તે જ્ઞાનગુણના ભેદોનું વર્ણન ચાલે છે. આ દ્રવ્યના વર્તમાનવર્તતા પરિણામની વાત છે. ચૈતન્ય-અનુવિધાયીપરિણામની વાત ચાલે છે, ચૈતન્યને અનુસરીને

વર્તવાવાળા પરિણામની વાત ચાલે છે: આ વાત બીજે ક્યાંય મળવી મુશ્કેલ છે, અંતરની વાત છે.

એક સમયરૂપનો જ્ઞાનગુણનો ઉપયોગ, ત્રિકાળ એકરૂપ ધ્રુવ બધા જીવોમાં ( નિગોદમાં પણ ) વર્તે છે, તેમાંથી કેવળજ્ઞાનરૂપી કાર્ય પ્રગટે છે. જ્ઞાનના સ્વભાવઉપયોગના બે પ્રકાર છે. એક તો કાર્યરૂપ અને બીજો જ્ઞાનગુણની સાથે ધ્રુવ–ત્રિકાળ એકરૂપ કારણસ્વભાવજ્ઞાન ઉપયોગ છે; તે પર્યાય કહેવાય છતાં તેનો ભોગવટો નથી. જો તેનો ભોગવટો હોય તો ( તે પર્યાય અનાદિ અનંત એકરૂપ છે તેથી ) મોક્ષ પણ ત્રિકાળ હોય, પણ તે પર્યાયનો ભોગવટો નથી, ભોગવટો તો પ્રગટરૂપ પર્યાયનો હોય છે.

કેવળજ્ઞાન પ્રગટ્યું છે ત્યાં ઉપયોગ ક્યાં છે? ખરેખર તે અખંડ થઈ ગયું છતાં તેના કારણરૂપ એકરૂપ ધ્રુવ ત્રિકાળ-વર્તમાનમાં છે તેને પણ ઉપયોગ તરીકે લીધેલ છે. તે ( કારણસ્વભાવજ્ઞાનઉપયોગ ) વર્તમાનમાં ન હોય તો કાર્ય-સ્વભાવજ્ઞાનરૂપ પર્યાય વર્તમાન ટકી શકે નહીં, તેથી કાર્યસ્વભાવજ્ઞાનના કારણરૂપ કારણસ્વભાવજ્ઞાનોપયોગ એકરૂપ ધ્રુવ ત્રિકાળ વર્તમાનમાં એકરૂપ છે.

કારણરૂપ સ્વભાવજ્ઞાન એકરૂપ અંદર પડ્યું છે, તે દ્વારા કાર્યસ્વભાવજ્ઞાન ( કેવળજ્ઞાન ) પ્રગટે છે. આ વાત બહુ ઝીણી છે, એટલે જલ્દી ન પકડાય તોપણ ધ્યાનરાખીને સાંભળવું. તેનું વિશેષ–વિશેષરૂપ હવે પછી કહેવાશે.

વ્યાખ્યાન નં. ૧૦ તા ૨૯-૪-૪૪ શનિ

## ગાથા-૧૦ મી ચાલુ.

સ્વાભાવિક જ્ઞાનની વાત થઇ, હવે વિભાવજ્ઞાન ત્રણ પ્રકારે છે એમ વર્ણવે છે.

ગઇ કાલે કહેવાયું કે:-આત્માનો જાણવાનો સ્વભાવ છે. તેમાં ક્ષણેક્ષણે જે વેપાર થાય છે તે વેપાર એટલે કે પર્યાય તેને ઉપયોગ કહે છે. સ્વ-પરને જાણતાં જ્ઞાનમાં ચૈતન્યને અનુસરીને થતાં પરિણામને ઉપયોગ કહે છે; તે ઉપયોગના બે પ્રકાર છે; એક તો કેવળજ્ઞાન, તે સ્વાભાવિક જ્ઞાન ઉપયોગ તેનું વર્ણન કહેવાયું છે.

બીજો પ્રકાર-જે જ્ઞાન આત્માને ન જાણે અને પરને જાણે તે જ્ઞાન દોષવાળું-બંધનવાળું છે, તેને વિભાવજ્ઞાન કહે છે, તેના ત્રણભેદ છે (૧) કુમતિ (૨) કુશ્રુત અને (૩) કુઅવધિ (વિભંગ).

૧. કુમતિ:-જે જ્ઞાન પોતાને ન જાણતાં પરને જાણે, પોતામાં ન રોકાતાં પરમાં રોકાય તે કુમતિ. આત્મા સિવાય ચોવીસે કલાક પરમાં લક્ષ કર્યા કરે અર્થાત આત્માને ચૂકીને એકલું પરનું લક્ષ તે કુમતિ. આત્માના ભાન સિવાય એકલો પરમાં રોકાય તે કુબુદ્ધિ છે-પણ આત્માના ભાનસહિત પરમાં અલ્પ જોડાય તે કુબુદ્ધિ નથી. પોતાને જાણવો હોય તે ન જાણે, ન સમજે કે ન રુચિ કરે તે કુમતિ કહેવાય; એકલા સંસારનાં જ કામમાં ઉપ-

યોગ કર્યા કરવો તે કુમતિ છે તથા સંસારનું કામ એ જ મારૂં કામ છે એમ માનનારી બુદ્ધિ કુબુદ્ધિ છે.

૨. કુશ્રુતઃ—જે શાસ્ત્રજ્ઞાનથી આત્મા ન સમજાય અને પુણ્ય-પાપ તથા પર સમજાય-સંસારના ચોપડા સમજાય તે જ્ઞાન કુશ્રુત છે. આત્મા અનાદિ અનંત છે. નિર્મળ છે તે ન સાંભળતાં પરને સાંભળવું તે કુશ્રુત; રાગ-દ્વેષનું વેદન અને પુણ્ય પાપના ભાવ તે મારાં-તેથી રહિત મારૂં સ્વરૂપ નહીં એવું વેદન તે કુશ્રુત છે.

૩. કુઅવધિ અર્થાત વિભંગ અવધિઃ—આત્માને ન જાણતાં, ઉઘાડને લઇને સ્વર્ગ-નરક આદિ પરને જાણે, પણ પરને જાણનાર પોતાને જાણે નહીં એવું જે જ્ઞાન તે કુઅવધિ અથવા વિભંગ અજ્ઞાન છે.

કાર્ય સ્વભાવ જ્ઞાનોપયોગ અને કારણ સ્વભાવજ્ઞાનોપયોગ વગેરે ઘણી વાત આવી ગઇ છે. આ ચૈતન્ય ગુણની સાથે ક્ષણે ક્ષણે થતો જ્ઞાનનો વેપાર તે ઉપયોગ-તેની વાત ચાલે છે.

અહીં (દસમી ગાથા પૂરી થતાં) ટીકાકાર કહે છે કેઃ—

[ માલિની ]

अथ सकलजिनोक्तज्ञानभेदं प्रबुद्ध्वा
परिहृतपरभावः स्वस्वरूपे स्थितो यः ।

सपदि विशति यत्तच्चिच्चमत्कारमात्रं
स भवति परमश्रीकामिनीकामरूपः ॥

જે કોઇ જીવ જિનેન્દ્ર કથિત આત્માના જ્ઞાનના સંપૂર્ણ ભેદોને જાણીને, હું જ્ઞાનસ્વરૂપ નિર્મળ શુદ્ધ છું એમ જાણીને તથા રાગ-દ્વેષને છોડીને પોતાના આત્મસ્વરૂપમાં સ્થિર થાય છે તથા પોતાના આત્માનો ચૈતન્યચમત્કાર-માત્ર સ્વભાવ એટલે જાણવા-દેખવાનો સ્વભાવ છે તેમાં પર તો સહજ જણાઇ જાય છે એમ સમજીને પોતાના આત્મામાં પ્રવેશ કરે છે તે મુક્તિરૂપી સ્ત્રીનો પતિ થાય છે.

ચૈતન્યનો ચમત્કાર જ જાણવું તે છે, રાગ-દ્વેષના ભાવ કે શરીર, મન, વાણી મારાં એમ માનવું તે ચૈતન્યનો ચમત્કાર છે જ નહીં, ચમત્કાર છે ત્યાં નમસ્કાર છે, તે ચમત્કાર ચૈતન્યનો જ છે. જેવો ચૈતન્યનો ચમત્કાર છે એવો કોઇ જડ પદાર્થમાં નથી. રાગ-દ્વેષ પણ ક્ષણિક છે, પણ ચૈતન્યનો ચમત્કાર (જ્ઞાન) તે ત્રિકાળ છે, તેમાં પ્રવેશ કરે તે મુક્તિરૂપી લક્ષ્મીને વરે છે.

હવે ભગવાન શ્રી કુંદકુંદાચાર્ય પોતે જાણવાના બે પ્રકાર પાડે છે. જ્ઞાન કાયમ તેનું તે રહે છે, પણ જ્ઞાનનો જાણવાનો વેપાર બદલ્યા કરે છે; તે જ્ઞાનોપયોગના ભેદો હવેની બે ગાથામાં કુંદકુંદાચાર્યદેવ પોતે જ કહે છે:-

केवलमिंदियरहियं असहायं तं सहावणाणं त्ति ।
सण्णाणिदरवियप्पे विहावणाणं हवे दुविहं ॥ ११ ॥

सण्णाणं चउभेयं मदिसुदओही तहेव मणपज्जं ।
अण्णाणं तिवियप्पं मदियाई भेददो चेव ॥ १२ ॥

केवलमिन्द्रियरहितं असहायं तत्स्वभावज्ञानमिति ।
संज्ञानेतरविकल्पे विभावज्ञानं भवेद्द्विविधम् ॥ ११ ॥

संज्ञानं चतुर्भेदं मतिश्रुतावधयस्तथैव मनःपर्य्ययम् ।
अज्ञानं त्रिविकल्पं मत्यादेर्भेदतश्चैव ॥ १२ ॥

આત્માનો પૂર્ણ જાણવાનો સ્વભાવ છે, તે કેવળજ્ઞાન છે. તે જ્ઞાન અસહાય છે, એટલે કોઇ નિમિત્તની સહાયની તેને જરૂર નથી; અતીન્દ્રિય છે એટલે કોઇ ઇન્દ્રિય કે મનની જરૂર પડતી નથી; આવું સ્વાભાવિક જ્ઞાન, આત્માની શ્રદ્ધા-જ્ઞાન અને સ્થિરતા કરીને જેણે અખંડ પૂર્ણદશા પ્રગટ કરી તેને હોય છે.

હવે વિભાવ જ્ઞાનના ભેદોની વ્યાખ્યા કરે છે. વિભાવ-જ્ઞાનના બે ભેદ છે (૧) સમ્યક્ (૨) મિથ્યા. તેમાં સમ્યક્ જ્ઞાનના ચાર ભેદો છે-મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યય.

૧-પોતાના આત્મા તરફનું જ્ઞાન તે મતિજ્ઞાન.
૨-પોતામાં વિશેષ રહિત અર્થાત્ રાગ-દ્વેષ રહિત કાંઇ વેદનને જાણવાનું જ્ઞાન તે ભાવશ્રુત જ્ઞાન છે-તે સાચું

જ્ઞાન છે, જે વિકલ્પ છે તે તો શબ્દશ્રુત જ્ઞાન છે.

૩—પોતાને જાણતાં સ્વર્ગ, નરક આદિ પરવસ્તુ પોતાના જ્ઞાનની મુખ્યતા રાખીને જણાય છે તે અવધિજ્ઞાન છે.

૪—પોતાના સંયમની શુદ્ધિ થતાં-પોતાના જ્ઞાનની વિશેષ નિર્મળતા થતાં પોતાના જ્ઞાનમાં પરવસ્તુ જણાય છે તે મનઃપર્યય જ્ઞાન છે. માત્ર પરને જાણવું તે મનઃપર્યય-જ્ઞાન નથી. આત્માની સ્થિરતાદ્વારા જ્ઞાન અંદર ઉઘડયું છે તેથી અંદર ઉપયોગ મૂકે છે, બહાર ઉપયોગ મૂકવો પડતો નથી. અંદરમાં નિર્મળતા ઉઘડી છે એટલે ઉપયોગ મૂકે ત્યાં જ જ્ઞાનની નિર્મળતામાં પરવસ્તુ સહજ જણાય છે. જ્ઞાનની નિર્મળ શક્તિ એટલી ઉઘડી છે કે સ્વને જાણતાં પર જણાઇ જાય છે. સ્વ-પરને જાણવાવાળું જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન છે. પહેલાં 'સ્વ' આવ્યો, સ્વમાં જ્ઞાનનો વિકાસ થતાં પર જણાઇ જાય છે. સ્વમાં પોતાને લઇને વેપાર થાય છે. તેમાં પર જણાઇ જાય છે તે સમ્યગ્જ્ઞાન છે.

"ઘરના છોકરા ઘંટી ચાટે, પાડોશીને આટો" એટલે ઘરમાં છોકરાંને ખાવા કાંઇ ન હોય પણ ઉદાર થઇ ગયો તેથી બહારમાં બધું આપી દીધું; તેમ પોતાના આત્માની પ્રજા એટલે કે ગુણ-પર્યાય શું છે તેની અજ્ઞાનીને ખબર નથી એટલે બહારમાં પરપદાર્થની પડ કરીને પોતાનું જ્ઞાન પરમાં આપી દીધું.

મનઃપર્યય એટલે સંયમની શુદ્ધિથી જ્ઞાનની નિર્મ-

ળતા ઉઘડી તેમાં એકાગ્ર થતાં બીજાના મનની વાત જણાણી તે મનઃપર્યય.

જ્યાં જ્ઞાનની નિર્મળતા હોય ત્યાં ઉપયોગ એકાગ્ર થાય કે જ્યાં જ્ઞાન નથી ત્યાં થાય? જ્ઞાનનો ઉપયોગ તો જ્યાં જ્ઞાનની નિર્મળતા હોય ત્યાં જ એકાગ્ર થાય, શાસ્ત્ર પરથી (નિમિત્તથી) લીધું એટલે બહાર જણાય તે અવધિ અને તે મનઃપર્યય-એમ વ્યવહારે કહ્યું પણ નિશ્ચયસ્વરૂપ તેમ નથી, કારણકે જ્યાં જ્ઞાનની નિર્મળતા ઉઘડી હોય ત્યાં જ ઉપયોગ હોય માટે જ્ઞાન અંદર જ હોય.

જ્ઞાનની નિર્મળતા એવી-પોતાના લક્ષવાળી થઇ કે પોતાની સામર્થ્ય શક્તિ વડે તેમાં પર જણાઇ જ જાય છે. પહેલાં જ આચાર્યમહારાજે ઉપયોગની વાત કરી છે. ઉપયોગ તો ગુણ સાથે સંબંધ રાખે છે-દ્રવ્ય સાથે રાખે છે, પણ ઉપયોગનો સંબંધ પર સાથે હોતો નથી.

માણસો માને છે કે "મેં આંખ ઊંચી કરી એટલે મારા જ્ઞાનનો વેપાર થાય છે." પણ તેમ નથી; કારણ કે આંખ તો તેના કારણે ઊંચી થાય છે, અને જ્ઞાનનો વેપાર તો અંદર થાય છે; તેમાં (જ્ઞાનમાં) એકાગ્ર થાય છે તેથી જોવાય છે.

જ્ઞાન એટલે આત્મા. તેને અજ્ઞાનીઓએ જડમાંજ ખતવ્યો છે. માણસો માને છે કે આંખ ઊંચી કર્યા વગર જણાય નહીં એટલે ઊંચી કરી ત્યાં જણાયું; પણ તેમ

નથી. ક્ષેત્રે ઊંચુ કરવાથી જણાય નહીં-પણ ભાવમાં એકાગ્ર થતાં જણાય છે.

આંખ ઊંચી કરે ત્યારે લાભ થાય કે જ્ઞાનમાં એકાગ્ર થયે લાભ થાય? જ્ઞાનમાં એકાગ્ર થયે જ લાભ થાય છે. 'ક્ષેત્ર ફરે ત્યારે જણાય છે અથવા ક્ષેત્રાંતર થતાં જણાય છે' તેમ નથી. કારણકે ઓછું ક્ષેત્રાંતર થતાં ઓછું જણાય અને વધારે થતાં વધારે જણાય તેમ બનતું નથી; પણ જાણવું તે જ્ઞાનની ક્રિયા અને જ્ઞાનના વેપાર પ્રમાણે હોય છે.

જ્ઞાનની પર્યાયનો જ્ઞાનગુણ સાથે સંબંધ છે કે પર સાથે સંબંધ છે? જ્ઞાનગુણની સાથે જ સંબંધ છે. જેટલો જ્ઞાનમાં એકાગ્ર થયો તેટલો જ લાભ છે. બહારમાં એકાગ્ર થાઉં તો લાભ થાય એવી બુદ્ધિ ભ્રમ છે. મતિ-શ્રુતમાં પણ આત્મા સાથેનો સંબંધ છે. આત્માનો સંબંધ જડ સાથે હોય નહીં. આત્માનું સાચું જ્ઞાન જે મતિ-શ્રુત છે તે વ્યવહારે કેવળજ્ઞાનમાં સાધક છે તેની વાત કરી.

હવે આત્મા જ્યારે કેવળજ્ઞાન-એકલું ઉપાધિ રહિત નિર્મળજ્ઞાન પ્રાપ્ત કરે છે ત્યારે તે ઉપાધિરહિત થાય છે. જેટલા કેવળજ્ઞાની ભગવાન થયા તે બધા ઉપાધિ રહિત છે, તે કેવળજ્ઞાનને કોઇ કર્મનું ઢાંકણ નથી. ઓછા જ્ઞાનમાં જે ક્રમ પડે છે કે "હું જ્ઞાન છું, આનંદ છું" એવું જે ઓછું જણાય છે તે કેવળજ્ઞાનમાં ક્રમરહિત પૂર્ણ જણાય છે, તેનો એક પછી એક જાણવાનો સ્વભાવ નથી, પણ

અક્રમપણે જાણવાનો સ્વભાવ છે; કેવળજ્ઞાન સામા પદાર્થમાં વ્યાપતું નથી પણ પોતામાં વ્યાપવાવાળું છે.

ભગવાન કેવળજ્ઞાન પામે તે કેવળજ્ઞાન પર પદાર્થોમાં વ્યાપતું નથી પણ આત્માની પૂર્ણદશા થતાં, તેમાં રાગ-દ્વેષ પુણ્ય પાપ કાંઇ નહિ રહેતાં પૂર્ણ સ્વભાવ પોતામાં વ્યાપક થઇ ગયો છે. કેવળજ્ઞાની ત્રણકાળ ત્રણલોકના પદાર્થને આવરણ વિના, સહાય વિના, ઇન્દ્રિય વિના દરેક પદાર્થને એકી સાથે જાણે છે.

જ્ઞાન આત્માનો સ્વભાવ છે. તેના જોરે પુણ્ય-પાપનો સર્વથા નાશ થઇ જે અવસ્થા પ્રગટે છે તે કેવળજ્ઞાન છે. તે કેવળજ્ઞાનપણ જ્ઞાનગુણનો ઉપયોગ છે, પરિણામ છે, વેપાર છે; ત્રિકાળી શક્તિ નથી. કેવળજ્ઞાન-આત્માનું પૂર્ણજ્ઞાન જે ઇન્દ્રિય અને મન વિના પ્રત્યક્ષ જાણે છે તે કાર્યસ્વભાવજ્ઞાન છે. જે કેવળજ્ઞાન ઉઘડ્યું તે જ કાર્ય છે. સંસારનું કાર્ય તે રખડવાનું કાર્ય છે. જ્ઞાનમાં દૃઢ થતાં આત્માની કેવળજ્ઞાનદશા પ્રગટી તે આત્માનું કાર્ય છે.

હવે કાર્યજ્ઞાનનો કારણજ્ઞાન સાથેનો સંબંધ બતાવે છેઃ- એટલું ઇન્દ્રિય વિનાનું, રાગ વિનાનું જ્ઞાન જે ઊઘડ્યું તે કાર્ય જ્ઞાન, તે કેવળજ્ઞાન; જેમાં કાર્યજ્ઞાન ઉઘડવાની શક્તિ પડી છે તે કારણજ્ઞાનરૂપ પર્યાય તે પણ તેવી છે. કેમકે કારણરૂપ અવસ્થા તે કાયમ છે. જ્ઞાનમાં કારણરૂપ જ્ઞાન એક શક્તિ પડી છે તે પણ કાર્યજ્ઞાન જેવી છે, એમ અહીં અભેદરીતે બતાવે છે.

અહીં નિર્મળ કેવળજ્ઞાન જે કાર્ય ઊઘડયું તેનું કારણ જે કારણરૂપજ્ઞાન તે પણ કાર્યજ્ઞાન જેવું છે, તેમ અભેદ બતાવવા માટે વર્ણવે છે. જેમ કાર્યજ્ઞાન જે કેવળજ્ઞાન તે સાદિઅનંત અનંતચતુષ્ટયને ભોગવવાવાળું અને આનંદ-દાતા છે, તેમ કારણરૂપ એકરૂપ-ધ્રુવરૂપ જ્ઞાન અનાદિ-અનંત આનંદદાતા છે. કાર્યજ્ઞાન જેવું આનંદદાતા છે તેવું કારણજ્ઞાન પણ સદા—અનાદિ અનંત આનંદદાતા છે.

અહા! ટીકામાં કેટલું સરસ વર્ણન આચાર્ય ભગવાને કર્યું છે!

અહીં તો કેવળજ્ઞાનના કારણરૂપ એકરૂપ ધ્રુવ ત્રિકાળી કારણજ્ઞાનરૂપ પર્યાય છે તે સમજાવી છે. સ્વાભાવિક દર્શન-સ્વાભાવિક જ્ઞાન-સ્વાભાવિક ચારિત્ર અને સ્વાભાવિક આનંદ એ અનંતચતુષ્ટયમય કારણસમયસાર શક્તિરૂપે છે તેનો, એક સમયમાં અનુભવ કરવાને તે કારણપર્યાય સમર્થ છે.

આચાર્યદેવ કહે છે કે:—

કેવળજ્ઞાન થાય છે ત્યારે અનંતચતુષ્ટય જણાય તેમાં તો શું નવાઈ! પણ કેવળજ્ઞાનના કારણરૂપ જે ધ્રુવ શક્તિ છે તેમાં પણ અનંતચતુષ્ટયને એક સમયમાં જાણવાની શક્તિ પડી છે, તે પણ સમર્થ છે. એ માટે કેવળજ્ઞાન જેવી

તે શક્તિ પણ ધ્રુવ આનંદની દાતા છે; એક સમયમાં તે ધ્રુવ આનંદ-આદિની ત્રિકાળ દાતા છે–તોપણ અનુભવ કાર્યપર્યાયનો છે, કાર્યપર્યાયના આનંદનો અનુભવ કારણ-પર્યાયમાંથી આવે છે તેથી કારણપર્યાય તે જ આનંદ આપવામાં ધ્રુવ-સમર્થ છે.

કેવળજ્ઞાન થાય ત્યારે જણાય તેમાં તો શું નવાઈ! પણ પારિણામિક સ્વભાવભાવ તે સામાન્ય, અને તેનું સામાન્યરૂપ વિશેષ તે બે થઈને દ્રવ્ય તે સામાન્ય; તેનું વિશેષ–તેનામાં પણ સહજ આનંદ આદિને જાણવાનુ સામર્થ્ય છે, તે આનંદનું દાતા છે–તે કારણ પર્યાય છે. આ વિષય સૂક્ષ્મ છે.

વસ્તુ જે આત્મા છે, તે ગુણથી ભરેલો પિંડ છે. ગુણ કાયમ છે, ગુણની અવસ્થા નવી પ્રગટે અને જુની ટળે–તે નહીં, પણ અહીં તો ગુણની કાયમ એકરૂપ ધ્રુવ અવસ્થા તેનામાં અનંતચતુષ્ટયને જાણવાનું સામર્થ્ય છે એમ બતાવ્યું છે. તે સુખ, આનંદ આદિને જાણવાનું અપ્રગટપર્યાયમાં સામર્થ્ય છે, અને તે જ પર્યાયમાંથી પ્રગટ પર્યાય આવે છે. કારણરૂપ પર્યાયનો ભોગવટો નથી. તે ધ્રુવ છે તેનો ભોગવટો હોય નહીં. પણ કાર્યરૂપ પર્યાયનો ભોગવટો છે. તે કારણરૂપ પર્યાયમાં અનંતચતુષ્ટયને યુગપત્ જાણવાની ધ્રુવ એકરૂપ શક્તિ પડી છે.

વસ્તુ, ગુણ ત્રિકાળ અને તેની વર્તમાન અવસ્થા-ધ્રુવ પર્યાય, તેમાં અનંતચતુષ્ટયને યુગપત્ જાણવાનું સામર્થ્ય છે.

કાર્યમાં-કેવળજ્ઞાનમાં તો અનંતચતુષ્ટય જણાય છે તેથી તું કાર્યનો મહિમા આપે છે, પણ ખરો મહિમા કાર્યનો નથી, કારણનો જ મહિમા છે. તું કાર્યનો મહિમા કરે છે તે તો પર્યાયનો જ મહિમા છે-ત્રિકાળનો મહિમા નથી. તને જો કારણરૂપ પર્યાયનો મહિમા આવે તો તે મહિમાના જોરે કાર્યરૂપ પર્યાય ઉઘડે છે. એવો આત્મામાં પરમ સ્વભાવ-ત્રિકાળ સ્વભાવ ભર્યો છે.

આત્માનો ધર્મ આત્મામાં ભર્યો છે, બીજે ક્યાંય નથી. અહીં કેવળજ્ઞાન ઉઘડે છે તેનું માહાત્મ્ય નથી, પણ કેવળ-જ્ઞાન ઉઘડે છે તેના કારણરૂપ જે દ્રવ્ય ત્રિકાળ છે તેનું માહાત્મ્ય છે. આ તો કારણરૂપ ઉપયોગ પરમાત્મરૂપે સ્થિત પડ્યો છે તેની વાત છે. જો આ પર્યાય ન હોય તો વસ્તુ સિદ્ધ થતી નથી, અને આ પર્યાય પ્રગટ હોય તો સંસાર-મોક્ષ સિદ્ધ થતાં નથી. વસ્તુ છે તેનું વિશેષ યુગપત્-એકસાથે બધાને જાણે તેવું શક્તિપણે ન હોય તો વસ્તુ શું? અને તે પ્રગટ હોય તો સંસાર-મોક્ષ શું? માટે બન્ને રીતે ન માનવામાં આવે તો વાંધો આવે છે.

સહજદર્શન, સહજજ્ઞાન, સહજચારિત્ર અને સહજ-સુખ એ અનંતચતુષ્ટય છે, તેને જાણનાર કેવળજ્ઞાન તે

આનંદદાતા છે, પણ તે કેવળજ્ઞાનના કારણરૂપ શુદ્ધજ્ઞાન સહજ પરમ શક્તિ તે પણ સહજચતુષ્ટયને જાણવાને સમર્થ અનાદિ અનંત આનંદદાતા છે.

પદ્મપ્રભમલધારીદેવે ગજબની ટીકા કરીને કેટલી વાત ખૂલ્લી કરી છે!!!

કેવળજ્ઞાન આનંદદાતા છે, તે તો પર્યાયનો મહિમા છે, પણ ધ્રુવરૂપ ત્રિકાળ એકરૂપ સહજ આનંદ જે કારણ-રૂપ શક્તિ પડી છે તે દ્રવ્યદૃષ્ટિનો વિષય છે, તેમાંથી જ કાર્યરૂપ પર્યાય આવે છે.

આત્માનું બહુ માહાત્મ્ય પ્રથમ તો શું આવે! પ્રથમ તો "આત્મા શું તેના ગુણ શું" એમ આવે; આત્મા વર્તમાન પણ એવોને એવો છે એવું માહાત્મ્ય આવ્યા વગર કાર્યરૂપ પર્યાય પ્રગટે નહીં. તારૂં વર્તમાન કોઈ સમયે અધૂરું નથી, માટે તેના ઉપર જોર આપ, તો તને કાળ નડે નહિ, કર્મ નડે નહિ; એવું તે વર્તમાન આખું પડ્યું છે તે વર્તમાનમાં પરિપૂર્ણ અનાદિ અનંત છે, કોઈ સમયે પૂર્ણ નથી એમ નથી. વર્તમાન જે સમય લ્યો તે દરેક સમયે ધ્રુવરૂપ પર્યાય પરિપૂર્ણ હોય છે, તે એક સમયની પરિપૂર્ણ પર્યાયમાંથી એક જ સમયની (ઉત્પાદરૂપ) પ્રગટ પર્યાય આવે છે.

એક સમયમાં વર્તમાનરૂપે પરિપૂર્ણ શક્તિ પડી છે,

એટલે પ્રગટમાં પરિપૂર્ણ કાઢવા માટે વર્તમાન પરિપૂર્ણ નથી એમ નથી. એક જ સમયમાં પરિપૂર્ણ છે, બીજા સમયનું બીજા સમયમાં પરિપૂર્ણ છે.

દ્રવ્ય-ગુણની ત્રિકાળી શક્તિ પડી છે, તેની સાથે વર્તમાન શક્તિ પડી છે તે પણ પર્યાયરૂપ શક્તિ છે. એકલી વસ્તુ દ્રવ્ય-ગુણ-પર્યાયથી કૂટસ્થ પડી છે; મોક્ષમાર્ગ તો અપેક્ષાવાળી પર્યાય છે. જ્ઞાનમાં મતિ-શ્રુતાદિના આઠ પ્રકાર પડે છે તે જ્ઞાનની પર્યાયની વાત અહીં નથી લેવી, પણ જ્ઞાનની એક પર્યાય એવી છે કે તેમાં કોઈ પણ પ્રકાર જ નથી, ભેદ જ નથી, એકરૂપ 'ધ્રુવ-વર્તમાન' આખે આખી છે, એવી જ્ઞાનગુણની પર્યાય-તેની વાત લેવી છે. તે વર્તમાન પર્યાય એવી છે કે તે સુખ આદિ અનંત ચતુષ્ટયને જાણવાનું સામર્થ્ય ધરાવે છે, તે શક્તિમાંથી કાર્યરૂપ પર્યાય આવે છે.

બધા ગુણોની શક્તિને તો દ્રવ્યની શક્તિ કહેવાય છે તેની વાત અહીં નથી લેવી. પરંતુ જ્ઞાનના વર્તમાન ઉપયોગના ભેદોની વાત છે.

——::(૦)::——

વ્યાખ્યાન નં. ૧૧ તા ૩૦-૪-૪૪ રવિ

ગાથા ૧૧-૧૨ ચાલુ.

અહીં શુદ્ધાશુદ્ધ જ્ઞાનસ્વરૂપના પ્રકાર કહે છે. આત્મા

છે, તે જ્ઞાન સ્વરૂપ અંતર અખંડ છે, તેનું ભાન તે જ ધર્મ છે. જેને આત્માની ઓળખાણ નથી તે આત્માના સ્વભાવની સાથે સંબંધ કેમ કરશે ? આત્માજ્ઞાન સ્વભાવી છે; જાણવામાં મન અને ઈન્દ્રિય જ્યા નિમિત્ત છે તે મતિજ્ઞાન; તેના ઘણા પ્રકાર છે.

જ્ઞાનના મતિ આદિ પાંચ પ્રકાર છે; તેમાં મતિજ્ઞાનના ઘણા પ્રકાર છે. આત્મામાં જ્ઞાન ગુણ છે, તેની મતિજ્ઞાન પર્યાય છે, આત્માની અવસ્થા જે " હું જ્ઞાન છું, રાગ-દ્વેષ-પુણ્ય પાપ તે હું નહીં" એ મતિજ્ઞાન, તેના ત્રણ પ્રકાર છે. ૧-લબ્ધિ, ૨- ભાવના અને ૩-ઉપયોગ ( -જોડાણ ).

મતિજ્ઞાનાવરણીયના ઉઘાડથી પુરુષાર્થદ્વારા જે જ્ઞાન ઉઘડ્યું છે તેને લબ્ધિ, ઉપલબ્ધિ કે પ્રાપ્તિ કહેવાય છે. આત્મામાં કેવળજ્ઞાન થાય છે તે મતિજ્ઞાનદ્વારા જ થાય છે. તે મતિજ્ઞાનના ત્રણ પ્રકાર-લબ્ધિ, ભાવના અને ઉપયોગ.

મન અને ઇન્દ્રિય તો જડ છે, પણ આત્મામાં મતિનો ઉઘાડ તે લબ્ધિ, આત્મા તરફના વલણવાળું જ્ઞાન એટલે કે 'હું જ્ઞાન છું' એવી ભાવના તે ભાવના અને જોડાણ એટલે અંદર આત્માના વલણ તરફના ભાવમાં જોડાવું તે ઉપયોગ.

આત્મા તરફ વળનો મતિજ્ઞાનનો ઉઘાડ તે મતિ; તેની

ભાવના થતાં લબ્ધિ વધતી જાય અને પછી તેના તરફ તેનું જોડાણ થાય તે ઉપયોગ.

અથવા મતિજ્ઞાનના ચાર પ્રકાર છે; તથા મતિજ્ઞાન છે તે ઘણાં પ્રકારને જાણે છે; તેમાં બહુ, બહુવિધ આદિ બાર ભેદ છે. આ રીતે ઉઘાડ આદિ ત્રણ ભેદ, અવગ્રહ આદિ ચાર ભેદ, બહુ-બહુવિધ આદિ બાર ભેદ અને વિસ્તારથી ૩૩૬ ભેદ છે.

મતિજ્ઞાન તે આત્માનું છે, પણ ઉઘાડ ઓછો છે એટલે ક્રમ પડે છે. મતિજ્ઞાન તે દર્શનપૂર્વક થાય છે. દર્શન એટલે શું? દર્શન એટલે મતિજ્ઞાન થવા પહેલાં આત્મામાં વેપાર થાય તેને દર્શન કહે છે; બહારમાં દેખવાની વાત નથી. જ્ઞાન-દર્શન બન્ને અંદરમાં જ થાય છે. આ શરીરાદિ પરને જાણવા પહેલાં તેના તરફનો આત્માનો ઉપયોગ તે દર્શનઉપયોગ છે.

શરીરાદિ જડને જાણવા પહેલાંનો 'આત્માનો વ્યાપાર' એટલે બીજી ચીજનું જ્ઞાન થાય તે પહેલાંનો ચૈતન્યનો વ્યાપાર તે દર્શન છે. મતિજ્ઞાન થાય તે પહેલાં આત્માનો જે વેપાર તે દર્શન. આત્માનો વેપાર થયા પછી વિશેષ જ્ઞાનનું થવું તે અર્થાવગ્રહ. વિશેષ જાણવા પહેલાં આત્મામાં અવ્યક્ત બોધ શરૂ થાય તે વ્યંજનાવગ્રહ. આ બહુ ઝીણી

વાત છે, ધ્યાન રાખે તો સમજી શકે તેવી વાત છે; પણ જેણે સાંભળી ન હોય તેને માટે અઘરી છે.

આત્મામાં દર્શન થયા પછી વ્યંજનાવગ્રહ થાય છે: સામો માણસ બોલે છે તે શબ્દના પરિણમનનો આત્મામાં અવ્યક્તબોધ થવા માંડે તે વ્યંજનાવગ્રહ. વ્યંજનાવગ્રહ તે ઉપયોગ છે. તે લબ્ધિનો ભેદ નથી, વ્યંજનાવગ્રહ-અર્થાવગ્રહ એ ઉપયોગરૂપ જ્ઞાન છે. લબ્ધિ તે તો અંદર ઉઘાડ છે, આ બધો જ્ઞાનનો ઉપયોગ-વેપાર છે. કેવળજ્ઞાન જેમ પરને આશ્રયે થતું નથી તેમ વ્યંજનાવગ્રહ પરને આશ્રયે થતો નથી. તેથી આ તો કેવળજ્ઞાનનો કક્કો છે. વિશેષ જ્ઞાન થાય તો અર્થાવગ્રહ થઈ જાય છે.

વ્યંજનાવગ્રહનો વેપાર આત્મામાં જ થાય છે, પર પદાર્થ ઉપર લક્ષ કર્યે થતો નથી. તેનો વેપાર તો સહજ થાય છે. અહીં તો આત્મામાં પરનું નિમિત્ત જ નથી એમ સાબિત થયું.

શબ્દ-રૂપ આદિ વ્યક્તપણે જાણવા પહેલાં આત્માનો જે જ્ઞાન ઉપયોગ શરૂ થાય છે તે વ્યંજનાવગ્રહ છે. સામી વસ્તુ હોય તેથી અહીં વેપાર થાય છે એમ નથી, પણ બન્ને એક સાથે હોય છે. શબ્દ, રૂપ, રસ, ગંધ તેને વ્યક્તપણે જાણવા પહેલાં આત્માના જ્ઞાનનો વેપાર આત્મામાં શરૂ થાય છે તે વ્યંજનાવગ્રહ છે, તે જ આત્માની સ્વતંત્રતા

જાહેર કરે છે. મતિજ્ઞાનનો ઉપયોગ સ્વતંત્રપણે આત્માથી થાય છે. અર્થાવગ્રહમાં સામી ચીજનું વ્યક્તજ્ઞાન હોય છે, પરંતુ જ્ઞાનનો ઉપયોગ તેને વ્યક્તપણે જાણવા પહેલાં શરૂ થઇ ગયો છે, તે ઉપયોગને વ્યંજનાવગ્રહ કહેવાય છે.

આત્માનો ભેદરહિત સામાન્ય ચૈતન્યવેપાર તે દર્શન-ઉપયોગ છે. દર્શનઉપયોગ આત્માને અભેદરૂપ ગ્રહણ કરે છે એટલે તેમાં પદાર્થનો બોધ ન આવ્યો પણ આત્માનો જ નિરાકાર ચૈતન્યવેપાર આવ્યો. 'બધા પદાર્થો છે' એમ દર્શન જાણતું નથી પરંતુ જ્ઞાન જાણે છે. હું આત્મા છું અને આ પર પદાર્થ છે એવું જાણ્યું તે વિશેષજ્ઞાન થયું છે.

અહીં તો આત્માના દર્શન અને જ્ઞાનઉપયોગમાં સ્વતંત્રતા જ જાહેર કરી છે. પર પદાર્થો જ્ઞાનમાં જણાય છે પરંતુ તેનાથી તારો ઉપયોગ પ્રગટતો નથી, જેટલો ઉઘાડ છે તેટલો ઉપયોગ તારા જ્ઞાનથી થાય છે. "આ રૂપ છે, આ ગંધ છે" એ આદિ જાણવારૂપ આત્માનો વિશેષ વ્યાપાર તે અર્થાવગ્રહ છે અને "આ રૂપ છે" એ આદિ પ્રગટરૂપ જાણવા પહેલાં આત્માનો જ્ઞાનઉપયોગ શરૂ થવો તે વ્યંજનાવગ્રહ છે. તે વ્યંજનાવગ્રહ થતા પહેલાં દર્શનનો વેપાર થાય છે. દર્શન પર પદાર્થનો વિષય કરતું નથી, દર્શનનો વિષય મહાસત્તા છે, એકલો સામાન્યરૂપ આત્મા તે જ મહાસત્તા છે. 'આ બધા પર પદાર્થો છે અને

હું આત્મા છું' એમ જાણવું તે જ્ઞાન છે. આત્મા સત્તા છે તેનો, કોઇ પદાર્થના બોધથી ખાલી વેપાર તે દર્શન-ઉપયોગ છે.

આ દર્શનઉપયોગ તથા વ્યંજનઅવગ્રહ અને અર્થાવગ્રહ તો અજ્ઞાની અને જ્ઞાની બંનેને નીચલી દશામાં થઇ જ રહ્યા છે. કેવળીની આ વાત નથી, તેમને તો પૂર્ણ પ્રત્યક્ષ જ્ઞાન છે, તેમના ઉપયોગમાં અવગ્રહાદિ ભેદ હોતા નથી, તથા દર્શન-જ્ઞાનઉપયોગ પણ તેમને એક સાથે જ હોય છે.

શબ્દો તો જ્ઞેય-પરવસ્તુ છે તે શબ્દ કાને પડવાથી વ્યંજનાવગ્રહ શરૂ થતો નથી, પરંતુ મતિજ્ઞાનની જે શક્તિ [ઉઘાડ] છે તે જ ઉપયોગરૂપે અવ્યક્તપણે શરૂ થાય છે, તે વ્યંજનાવગ્રહ છે. તે વ્યંજનાવગ્રહ પછી શબ્દ વગેરેનું જે વિશેષજ્ઞાન [ વ્યક્તજ્ઞાન ] થાય છે તે અર્થાવગ્રહ છે. તે બંનેમાં જ્ઞાનનો વેપાર અંદરથી શરૂ થાય છે, સામે પર વસ્તુ હાજર હોય છે પરંતુ તેનાથી જ્ઞાન થતું નથી. એક અંશથી માંડીને પૂર્ણ પ્રત્યક્ષ કેવળજ્ઞાન સુધી બધું જ્ઞાન સ્વતંત્ર છે. પરની સાથે જ્ઞાનનો સંબંધ કહેવો તે તો ઉપચારની બોલણી છે અર્થાત્ ઇન્દ્રિય અને મન દ્વારા જ્ઞાન થાય છે એમ કહેવું તે નિમિત્તનું કથન છે. ખરેખર જ્ઞાન પોતે ઉપયોગરૂપે થવા માંડ્યું છે. આ

બાબત શ્રી જયધવલાજી* શાસ્ત્રમાં એવા આશયથી કહ્યું છે કે—ઇન્દ્રિય અને મનથી જ્ઞાન થતું નથી કારણ કે આત્માનું સામાન્યજ્ઞાન ત્રિકાળ છે તે સામાન્ય વિશેષ વગરનું હોય નહિ. જ્ઞાનનું વિશેષ તે સામાન્ય જ્ઞાનના જ પરિણમનથી થયું છે. જો તે વિશેષજ્ઞાન ન હોય તો સામાન્યજ્ઞાન પણ ન હોય. સામાન્યના જ પરિણમનથી વિશેષ થાય છે માટે જ્ઞાન સ્વતંત્ર છે, તેમાં ઇન્દ્રિય કે મનની સહાય નથી. જે વિશેષજ્ઞાન [ ઉપયોગરૂપ જ્ઞાન ] થાય છે તે ઇન્દ્રિયથી થતું નથી, કેમકે જો વિશેષ જ્ઞાન ઇન્દ્રિયથી થાય તો તે વખતે સામાન્યજ્ઞાનનું વિશેષ ન રહ્યું; પરંતુ સામાન્ય કદી વિશેષ વગર ન હોય માટે સામાન્ય અને વિશેષ થઇને જે જ્ઞાન છે તે જ્ઞાનથી જ વિશેષજ્ઞાન થાય છે. ઇન્દ્રિય કે મનથી જ્ઞાન થતું નથી. પરોક્ષ જ્ઞાનમાં ઇન્દ્રિય તથા મનનું અવલંબન કહ્યું છે તે તો માત્ર જ્ઞાન કરતી વખતે તેની હાજરી હોય છે તે બતાવવા કહ્યું છે, પણ તેનાથી ખરેખર જ્ઞાન થતું નથી. જ્ઞાનના ઉપયોગમાં જે અવગ્રહાદિ ખંડ પડે છે તે પોતાના કારણે છે તથા પૂર્ણજ્ઞાન અખંડ છે તે પણ પોતાના જ કારણે છે, પરવસ્તુના કારણે જ્ઞાનમાં ખંડ પડતા નથી.

* શ્રી જયધવલાના આ વિષય ઉપર વ્યાખ્યાન થઈ ગયુ છે તેમાં અત્યંત સુંદર સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે–તે માટે જુઓ, "આત્મધર્મ–માસિક અંક–૨૧ નો શ્રુતપંચમીનો વધારો."

કેવળજ્ઞાન અખંડ છે તેથી તેનું કારણ પણ અખંડ જ હોય. મતિ-શ્રુતને કેવળજ્ઞાનનું કારણ વ્યવહારે કહેવાય છે. જે મતિ-શ્રુતજ્ઞાને પોતાના સ્વભાવનો નિશ્ચય કર્યો તે જ્ઞાન અખંડ છે પરંતુ તે અપૂર્ણ છે; તે 'અખંડ અપૂર્ણ જ્ઞાન' વ્યવહારે કેવળજ્ઞાનનું કારણ છે, નિશ્ચયકારણ તો અખંડ વસ્તુ છે, અખંડ વસ્તુના આધારે કેવળજ્ઞાન પર્યાય પ્રગટે છે. જે જ્ઞાન આત્મસ્વભાવ તરફ વળ્યું તે જ્ઞાન આત્મા સાથે અભેદ થયું હોવાથી અખંડ છે. સ્વ તરફ વળેલું અંશે અખંડજ્ઞાન તે પૂર્ણ અખંડ કેવળજ્ઞાનનું કારણ છે પરંતુ તે અપૂર્ણ છે તેથી તે વ્યવહારકારણ છે, પરમાર્થકારણ તો ત્રિકાળ અખંડ આત્મદ્રવ્ય છે.

પ્રથમ અખંડજ્ઞાનનો અંશ પ્રગટ્યા પછી પૂર્ણઅખંડ-જ્ઞાન પ્રગટે છે. અખંડનો અંશ તે પણ પૂર્ણઅખંડની અપેક્ષાએ ખંડ છે, જો કે તે ખંડ છે તોપણ જેટલું છે તેટલું રાગ વિનાનું છે તેથી અખંડ છે, અને તે કેવળ-જ્ઞાનનું સાધક છે. મતિ-શ્રુતજ્ઞાન જો અખંડસ્વભાવ તરફ વળે તો તે કેવળજ્ઞાનના સાધક થાય પણ જો મતિ-શ્રુત-જ્ઞાન પોતા તરફ જરાય ન વળે તો તે કેવળજ્ઞાનના સાધક થાય નહિ. જે જ્ઞાન પોતા તરફ વળ્યું તે કેવળજ્ઞાનનું વ્યવહારે સાધક છે, અને જે જ્ઞાન રાગમાં કે પરમાં અટકે છે તે ખંડિત થતું જ્ઞાન સાધક થતું નથી. નિશ્ચયથી તો દ્રવ્ય જ કેવળજ્ઞાનનું કારણ છે; અપૂર્ણજ્ઞાન તે પૂરાનું

કારણ પરમાર્થે નથી, પૂરાનું કારણ તો પૂરું જ હોય, પણ સદ્દ્ભુતવ્યવહારનયથી મતિ–શ્રુતજ્ઞાનને કેવળજ્ઞાનનું કારણ કહેવામાં આવે છે.

અનાદિકાળથી વસ્તુના સાચા સ્વરૂપની ખબર નથી, તેની અવસ્થા શું તે જાણ્યું નથી અને વિકારી અવસ્થાને પોતાનું સ્વરૂપ માનીને જીવ અનાદિથી સંસારમાં રખડે છે, જો પોતાના સ્વરૂપની સાચી સમજણ કરે તો સંસારનો અંત આવે. આ તત્ત્વ જેણે સાંભળ્યું નથી તેને આકરૂં લાગે પણ આ વાત ઘણા પ્રકારથી સ્પષ્ટ આવી છે તેથી જે સમજવા ધારે તે સમજી શકે તેવું છે. પોતાના સ્વરૂપની વાત છે તે પોતે જરૂર સમજી શકે છે.

દર્શનઉપયોગમાં એકલો આત્મવેપાર છે, દર્શનોપયોગ પછી પરપદાર્થના પ્રગટ જ્ઞાન વિનાનો આત્મામાં જ્ઞાનનો ઉપયોગરૂપ વેપાર તે વ્યંજનાવગ્રહ છે; વ્યંજનાવગ્રહ તે વિશેષ જ્ઞાન છે, દર્શન તેનાથી જુદું છે. દર્શન તો નિરાકાર છે અને જ્ઞાન સાકાર છે; નિરાકાર એટલે પર પદાર્થના બોધરહિત, સામાન્ય. સાકારનો અર્થ પરનો આકાર નહિ પણ જ્ઞાનમાં વિશેષરૂપે બોધ થવો અર્થાત્ સ્વ–પરનું જ્ઞાન થવું એવો સાકારનો અર્થ છે. "હું જ્ઞાન છું" એમ જાણનાર જ્ઞાન જ છે, જ્ઞાન સાકાર છે. જ્યારે વ્યક્તપણે જાણે ત્યારે જ્ઞાનમાં અર્થાવગ્રહ હોય છે અને વ્યક્તપણે જાણવા પહેલાં આત્મામાં જ્ઞાનનો જે વ્યાપાર શરૂ થાય

છે તે વ્યંજનાવગ્રહ છે. વ્યંજનાવગ્રહમાં ચક્ષુ અને મનનો વિષય નથી અર્થાત્ ચક્ષુ અને મનદ્વારા વ્યંજનાવગ્રહ થતો નથી.

આત્મા પોતાથી ત્રિકાળ એકરૂપ છે, નિગોદમાં પણ પોતાના સ્વભાવથી એકરૂપ હતો. અજ્ઞાનદશામાં જીવ પોતાથી જ પોતાના સ્વભાવને ભૂલીને પરિણમે છે, અને જ્ઞાનદશામાં પણ પોતાથી જ પોતાના સ્વભાવને ઓળખીને પરિણમે છે. "હું રાગી છું, દ્વેષી છું, પરનું હું કરું છું" વગેરે ઊંધી માન્યતાથી જીવ અજ્ઞાનરૂપે પરિણમે છે, અને "હું ત્રિકાળ પૂર્ણ જ્ઞાનસ્વભાવી છું, મારા સ્વભાવમાં રાગ-દ્વેષ નથી, મારા જ્ઞાનમાં પરની સહાય નથી," આવી સાચી માન્યતાથી જીવ જ્ઞાનરૂપે પરિણમે છે.

જ્ઞાનની નિર્મળ પર્યાયમાં પરપદાર્થ જણાય છે પરંતુ પરપદાર્થ જ્ઞાનમાં ઝળકતો નથી. આત્માનો જ્ઞાનસ્વભાવ જ સ્વ-પરને જાણનાર છે, તેથી પરવસ્તુને તે જાણે છે. ગમે તેવડી અને ગમે તેવી વસ્તુ હોય તોપણ તેને જાણી લ્યે એવું જ્ઞાનનું સામર્થ્ય છે. જ્ઞાન તો અસંખ્યપ્રદેશી અરૂપી-આકારે છે, તેમાં કોઈ પર પદાર્થનો આકાર પડતો નથી.

દર્શનઉપયોગ પછી જ્ઞાનઉપયોગ શરૂ થાય છે. પ્રથમ જે જ્ઞાન ઘણું નબળું હોવાથી પદાર્થને જાણી શકતું નથી તે જ્ઞાનને વ્યંજનાવગ્રહ કહેવાય છે, તે જ્ઞાન એટલું બધું

નબળું છે કે ત્યાર પછી તુરત જ ઈહા-અવાય કે ધારણા થઇ શકતાં નથી. અર્થાવગ્રહ પછી વિશેષજ્ઞાન થતાં ઈહા-અવાય-ધારણા થાય છે. અર્થાવગ્રહદ્વારા જાણેલા પદાર્થનું વિશેષ જ્ઞાન થવા માટે તે તરફના ઝૂકાવવાળો જ્ઞાનનો ઉપયોગ તે 'ઈહા' છે. ઈહા કોઈ પર પદાર્થની થતી નથી પણ જ્ઞાનની જ થાય છે. પોતાના જ્ઞાનમાં એકાગ્રતા કરીને વસ્તુ તરફનો જે ઉપયોગ કર્યો તે ઈહાજ્ઞાન છે. "સ્થંભનો અવગ્રહ થયો કે સ્થંભની ઇહા થઈ" એ તો કથન માટેની ટૂંકી ભાષા છે, પરમાર્થે સ્થંભના અવગ્રહ કે ઈહા થતાં નથી, પણ જ્ઞાનની જ અવગ્રહ કે ઈહારૂપ પર્યાય છે. આમ પરમાર્થસ્વરૂપ જે સમજે નહિ તે શાસ્ત્રમાં વ્યવહારનયનાં લખાણ હોય તેના અર્થ ન સમજતાં ભાષાના શબ્દોની પકડ કરીને ગોટા ઉઠાવે છે. અવગ્રહ-ઈહા તે જ્ઞાનની પર્યાય છે કે જડની? તે જ્ઞાનની જ પર્યાય છે માટે જ્ઞાનનાં જ અવગ્રહ-ઈહા થાય છે, સ્થંભ તો જડ છે તેનાં અવગ્રહ-ઇહા પરમાર્થે થતાં નથી. પર પદાર્થ સંબંધી પોતાના જ્ઞાનમાં આત્મા વિચાર કરે છે તેથી પર પદાર્થનો વિચાર કરે છે એમ નિમિત્તથી કહ્યું છે પણ ખરી રીતે વિચારનો સંબંધ પોતાના જ્ઞાન સાથે છે, જ્ઞાનવડે જ જીવ વિચાર કરે છે માટે વિચાર તે જ્ઞાનની પર્યાયનો જ છે, પર પદાર્થનો વિચાર નથી.

જ્ઞાનમાં જે લાયકાતરૂપ ઉઘાડ છે તેટલો ઉપયોગ જ્ઞાનમાં

એકાગ્ર થઈને જાણે છે પણ નિમિત્તથી (વ્યવહારથી) બોલાય છે કે પર પદાર્થને જાણે છે. પર પદાર્થ તો તેના કારણે હાજર હોય છે પણ જીવનું લક્ષ તે તરફ જાય છે ત્યાં અજ્ઞાનીને પોતાની નિમિત્તાધીન દૃષ્ટિના કારણે ભ્રમ થાય છે, તેથી બીજી હાજર રહેલી વસ્તુથી મને જ્ઞાન થયું એમ તે માને છે, પરંતુ જ્ઞાનની ઉઘાડશક્તિ અનુસાર જીવને જ્ઞાન થાય છે એમ તેને પોતાના જ્ઞાનસ્વભાવની ખબર નથી.

ઈહા વડે થયેલા જ્ઞાનનો પોતામાં નિર્ણય થવો તે અવાય છે અને તે જ્ઞાનને કાળાંતરમાં ભૂલવું નહિ તે ધારણા છે. આ બધા જ્ઞાનના જ ઉપયોગ છે. પહેલાં વ્યંજનાવગ્રહ થાય, પછી અર્થાવગ્રહ, પછી વિશેષ વિચાર કરવો તે ઈહા, પછી નિશ્ચય થયો તે અવાય અને ધારી રાખવું તે ધારણા છે-આ બધા મતિજ્ઞાનના ઉપયોગના ભેદો છે. મતિજ્ઞાન પછી પદાર્થાંતર [અન્ય પદાર્થ સંબંધી] વિશેષ બોધ થવો તે શ્રુતજ્ઞાન છે, તેના ત્રણ ભેદ છે. ૧-લબ્ધિ, ૨-ભાવના અને ૩-ઉપયોગ. પુરુષાર્થવડે જ્ઞાનની જે ઉઘાડશક્તિ તે લબ્ધિ, તે તરફ ઉપયોગનું જોડાણ તે ભાવના અને જ્ઞાનનો પ્રગટ વેપાર તે ઉપયોગ છે. આ રીતે પંચાસ્તિકાયમાં શ્રુતજ્ઞાનના ત્રણ ભેદ લીધા છે. એ પ્રમાણે શ્રુતજ્ઞાનના પ્રકાર ટૂંકમાં કહ્યા.

જ્ઞાનગુણ અખંડ છે તેમાંથી દરેક સમયે એક પર્યાય

આવે છે. જ્ઞાનનો સ્વભાવ અખંડ છે એટલે પરિપૂર્ણ અને રાગરહિત જાણવાનો સ્વભાવ છે. સામો જ્ઞેય પદાર્થ પણ ખંડરૂપે નથી, એક સમયમાં અખંડ છે અને તેને જાણનાર જ્ઞાનની શક્તિ પણ અખંડ છે. કેવળજ્ઞાન અખંડ છે તે ભિન્ન ભિન્ન અનંત પદાર્થોને જાણે છે તોપણ ખંડરૂપ કે રાગરૂપ થતું નથી. જ્ઞાનનો સ્વભાવ વિશેષ–સવિકલ્પ છે. જ્ઞાન એક સમયમાં અખંડ દ્રવ્ય, અનંત ગુણો અને અનંત પર્યાયોને જાણે છે તેથી તેને વિશેષ કહેવાય છે, પરંતુ તેથી જ્ઞાનના અનંત કટકા થતા નથી. જ્ઞાન પરને જાણે છે તે કથન નિમિત્તથી છે. રાગરહિત હોવાથી કેવળ-જ્ઞાન પૂર્ણ છે. જ્ઞાનનો સ્વભાવ એક સમયમાં અનંતને જાણવાનો છે, પોતે એકરૂપે રહીને જ અનંતને જાણે છે. મતિ–શ્રુતઆદિ ક્ષયોપશમજ્ઞાનમાં ઉઘાડ ઓછો છે તેથી જાણવામાં ભેદ ( ક્રમ ) પડે છે, પણ તેથી જ્ઞાનમાં કટકા પડતા નથી. જેટલું છે તેટલું જ્ઞાન અખંડ છે.

આ, ધર્મ સમજવા માટે કહેવાય છે. ધર્મ એટલે જ્ઞાનમાં આરાધકભાવ. જ્ઞાનનું પોતા તરફનું એકાગ્રપણું તે જ આરાધકભાવ છે. પંચમહાવ્રતનો વિકલ્પ તે આરાધક-પણું નથી કેમકે તે રાગ છે. જ્ઞાનસ્વભાવના ભાન વગર સાચું આરાધકપણું હોતું નથી. જ્ઞાનના ભાન વગર આરાધકપણું ક્યાં કરે ? જેમ જમીન વગર ઝાડ ન જ ઊગે તેમ આત્માના ભાન વગર આરાધકભાવ એટલે કે

ધર્મ ન જ થાય, માટે પહેલાં જ્ઞાનસ્વભાવદ્વારા આત્માને ઓળખવો જોઇએ.

આ ગાથાઓમાં જ્ઞાનના ઉપયોગના ભેદોનું વર્ણન ચાલે છે. કેવળજ્ઞાન પૂર્ણ હોવાથી તેને સ્વભાવજ્ઞાન તરીકે પ્રથમ વર્ણવ્યું છે. અપૂર્ણજ્ઞાનના સમ્યક્ અને મિથ્યા એવા બે ભેદ પાડયા અને તેમાં સમ્યગ્જ્ઞાનના ચાર ભેદ તથા મિથ્યાજ્ઞાનના ત્રણ ભેદ કહ્યા, તેમાંથી સમ્યગ્જ્ઞાનના મતિ અને શ્રુત એ બે ભેદોનું વર્ણન પૂરું થયું. હવે અવધિ અને મનઃપર્યયની વ્યાખ્યા કરે છે.

અવધિજ્ઞાનઃ—મન અને ઇન્દ્રિયના નિમિત્ત વગર રૂપી પર પદાર્થને જાણવાનો જ્ઞાનનો જે ઉઘાડ તે અવધિજ્ઞાન છે; તેના ત્રણ પ્રકાર છે. દેશઅવધિ, સર્વઅવધિ અને પરમઅવધિ.

મનઃપર્યયજ્ઞાનઃ—ઇન્દ્રિય અને મનના નિમિત્ત વગર જે સામાના મનની વાત જાણે તે મનઃપર્યય છે; તેના બે પ્રકાર છે. ૠજુમતિ અને વિપુલમતિ

પ્રથમ મતિ અને શ્રુતજ્ઞાન કે જે આત્માની શુદ્ધપર્યાય છે તેનું સ્વરૂપ બતાવ્યું, તેના વગર કોઇને વ્રત-પચ્ચખાણ ન હોય. ત્યારપછી અવધિ અને મનઃપર્યયજ્ઞાનનું સ્વરૂપ કહ્યું, તે જ્ઞાન કોઇ સમ્યગ્દૃષ્ટિઓને હોય અને કોઇને ન પણ હોય. સર્વઅવધિ અને પરમઅવધિજ્ઞાન તથા મનઃપર્યયજ્ઞાન તો મુનિને જ હોય છે, નીચલી દશામાં

હોતાં નથી. જ્યારે તીર્થંકર થવાવાળો જીવ માતાના ગર્ભમાં આવે છે ત્યારે તે દેશઅવધિજ્ઞાન સહિત જ હોય છે.

આ જે મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યય એ ચાર સમ્યગ્જ્ઞાન કહ્યાં તે આત્માની ભાવનાવાળા સમ્યગ્દૃષ્ટિ જીવોને જ હોય છે, તેમાં મતિ અને શ્રુત તો બધા જ સમ્યગ્દૃષ્ટિઓને હોય છે. આત્માના ભાન વગરના મિથ્યાદૃષ્ટિ જીવને સમ્યેગ્જ્ઞાન હોતાં નથી, પણ તેને મિથ્યાજ્ઞાન અર્થાત કુજ્ઞાન હોય છે, તેના કુમતિ, કુશ્રુત અને કુઅવધિ અર્થાત્ વિભંગ અવધિ એવા ત્રણ ભેદ છે.

——:[०]:——

વ્યાખ્યાન નં. ૧૨ તા. ૧-૫-૪૪ સોમ.

[ ગાથા ૧૧-૧૨ ચાલુ ]

આત્મા જ્ઞાનસ્વરૂપી છે, જ્ઞાનનું વર્ણન ચાલે છે. જ્ઞાન ગુણ ત્રિકાળ છે તેને શરીરાદિ કોઈ પર પદાર્થ સાથે સંબંધ નથી. પુણ્ય-પાપના વિકારભાવ થાય તેને માત્ર જાણવાનો આત્માનો ધર્મ છે. "આત્મામાં પુણ્ય-પાપ થાય તે મારૂં સ્વરૂપ નહિ, હું તો શુદ્ધ પવિત્ર જ્ઞાતા છું" એવું જે સાચું જ્ઞાન થાય છે તેના ચાર પ્રકાર છે-મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યય. [ આ ચારે જ્ઞાનોને 'શુદ્ધાશુદ્ધ' જ્ઞાનના ભેદો તરીકે ગણ્યા છે, કેવળજ્ઞાન સંપૂર્ણ પ્રત્યક્ષ શુદ્ધજ્ઞાન છે તેથી તેને આ ચાર ભેદો સાથે લીધું નથી.] "પુણ્ય-

પાપ તે જ હું" એવી ઊંધી માન્યતાવાળા કુજ્ઞાનના ત્રણ ભેદ છે-કુમતિ, કુશ્રુત અને વિભંગ અવધિ.

જ્ઞાનનું વર્ણન કરતાં આચાર્યદેવ પ્રથમ સામાન્ય જ્ઞાનને કહીને પછી વિશેષ અવસ્થાને વર્ણવશે. સહજજ્ઞાન તે સ્વરૂપપ્રત્યક્ષ અને કેવળજ્ઞાન તે સંપૂર્ણપ્રત્યક્ષ એ બંનેને સ્વભાવજ્ઞાન તરીકે કહેશે. આચાર્યદેવની ઘટના બહુ ઊંડી છે, અંતરની જ વાત મૂકી છે. ત્રિકાળ એકરૂપ સ્વરૂપપ્રત્યક્ષ સામાન્યની વાત ઘણી સુંદર રીતે કરી છે. કેવળજ્ઞાન સકલપ્રત્યક્ષ, અવધિ-મનઃપર્યયજ્ઞાન વિકલપ્રત્યક્ષ અને મતિ-શ્રુતજ્ઞાન નિશ્ચયથી પરોક્ષ તથા વ્યવહારે પ્રત્યક્ષ એમ વર્ણન કરશે. જ્ઞાનઉપયોગની કુલ આઠ અવસ્થા, તેમાં આત્માના ભાન પછી કેવળજ્ઞાન તે પૂર્ણદશા, મતિ આદિ ચાર અપૂર્ણદશા છે અને અજ્ઞાનીને કુમતિ આદિ ત્રણ ઊંધી દશા છે. આ રીતે, આત્મા ત્રિકાળ વસ્તુ છે, તેનો જ્ઞાનગુણ ત્રિકાળ છે અને તેની પાંચ સમ્યગ્જ્ઞાનરૂપ તથા ત્રણ મિથ્યાજ્ઞાનરૂપ અવસ્થા છે-એ કથન કર્યું.

# હવે સ્વરૂપપ્રત્યક્ષ સામાન્યજ્ઞાનની વાત કરે છે.

આત્મસ્વરૂપનું જ્ઞાન સહજ ત્રિકાળી અંતરંગતત્ત્વ તે પોતામાં વ્યાપક ત્રિકાળ સ્વરૂપપ્રત્યક્ષ છે. આ સ્વરૂપ-પ્રત્યક્ષરૂપ જ્ઞાન તત્ત્વરૂપ વ્યાપક ત્રિકાળ એકરૂપ ધ્રુવ છે કેવળજ્ઞાન સાદિ અનંત, અપેક્ષાવાળી પર્યાય છે તે ત્રિકાળી વ્યાપક નથી, પણ સ્વરૂપપ્રત્યક્ષજ્ઞાન અંતરંગતત્ત્વવ્યાપક અનાદિ અનંત ત્રિકાળ છે. સહજ સ્વાભાવિકજ્ઞાન ત્રિકાળી છે, કેવળજ્ઞાન સ્વાભાવિકજ્ઞાનની પર્યાય છે, તે ત્રિકાળી નથી; વળી તે જ્ઞાન નિમિત્તના અભાવની અપેક્ષાવાળુ એક સમય પૂરતી અવસ્થાવાળું છે.

સ્વરૂપ સહજજ્ઞાન છે, તે શુદ્ધઅંતરંગતત્ત્વરૂપ પરમ એકરૂપ ત્રિકાળ છે. આત્મા અનાદિ અનંત તેમાં વ્યાપક તે સ્વરૂપપ્રત્યક્ષ ત્રિકાળ છે. કેવળજ્ઞાનાદિ પાંચ જ્ઞાન તે સ્વરૂપપ્રત્યક્ષ સામાન્ય નથી, પણ પર્યાય છે-વિશેષ છે; તથા ઊંધા જ્ઞાનની પણ ત્રણ પર્યાયો છે.

આત્મા ત્રિકાળી વસ્તુ છે, તેમાં તેનું સ્વરૂપપ્રત્યક્ષ-જ્ઞાન-એકરૂપજ્ઞાન-ધ્રુવપર્યાયરૂપ જ્ઞાન ત્રિકાળ વ્યાપીને દરેક સમયે રહ્યું છે, તે સ્વરૂપપ્રત્યક્ષ છે, અને કેવળજ્ઞાન સંપૂર્ણપ્રત્યક્ષ પર્યાય છે. આત્મામાં જે શ્રદ્ધા અને અનુભવ

છે તે તો સાપેક્ષ પર્યાય છે; આત્મા તો ત્રિકાળ નિરાવરણ નિરપેક્ષ છે. કેવળજ્ઞાન કાર્યરૂપ પર્યાય છે, પ્રગટ પર્યાય છે; અને સ્વરૂપપ્રત્યક્ષજ્ઞાન તો ત્રિકાળ-અનાદિ અનંત છે. પર્યાય તો સમયે સમયે બધા ગુણોમાંથી જ આવે છે, પરંતુ અહીં જે ધ્રુવપર્યાયરૂપજ્ઞાન વર્ણવ્યું છે તે અંતરંગતત્ત્વરૂપ એકરૂપ ત્રિકાળ સ્વરૂપપ્રત્યક્ષ છે, અને કેવળજ્ઞાન સંપૂર્ણપ્રત્યક્ષ પર્યાય છે. સંપૂર્ણપ્રત્યક્ષ એટલે સ્વને અને પરને પરિપૂર્ણ જાણે તે; અને સ્વરૂપ પ્રત્યક્ષ તે પોતાના સ્વરૂપમાં એકરૂપ ધ્રુવરૂપ પ્રત્યક્ષ છે. પહેલાં સામાન્ય બતાવીને પછી વિશેષ કહેશે.

દયા-દાનાદિ પુણ્ય અને હિંસા-ચોરી આદિ પાપભાવથી જુદા આત્માના સ્વરૂપનું ભાન થતાં અને નિર્મળતા વધતાં કેવળજ્ઞાન થાય છે, અને પુણ્ય-પાપ મારાં એવી ઊંધી માન્યતા થતાં ઊંધી પર્યાય થાય છે; તે બન્ને ક્ષણિક પર્યાય છે, પણ અંતરંગમાં વ્યાપક જે એકરૂપ ધ્રુવરૂપ ત્રિકાળ સહજજ્ઞાન છે તે સ્વરૂપપ્રત્યક્ષ છે અને કેવળજ્ઞાન તો સકલપ્રત્યક્ષ ( પર્યાય ) છે. શ્રી પદ્મપ્રભમલધારિદેવે આ સ્વરૂપ સમજાવતાં અધ્યાત્મનું એકલું અમૃત જ રેડ્યું છે.

અંતરંગતત્ત્વરૂપ સહજજ્ઞાન એકરૂપ વર્તે છે. નિગોદમાં પણ ત્રિકાળ એકરૂપ વર્તે છે. કેવળજ્ઞાન પ્રગટ હો કે ન હો, પણ તે (સહજજ્ઞાન) તો એકરૂપ સ્વરૂપપ્રત્યક્ષ બધા જીવોને છે.

અનુભવ પ્રગટ થાય તે પર્યાયનો હોય છે. આચાર્ય ભગવાન પહેલાં સ્વરૂપપ્રત્યક્ષ સામાન્ય સ્થાપીને પછી વિશેષ કહે છે.

વાસ્તવિક આત્મા વસ્તુ શું છે તેના ભાન વિના અને જ્ઞાન વિના જીવને તેનું માહાત્મ્ય આવતું નથી. સ્વરૂપ-પ્રત્યક્ષનું સ્વરૂપ સમયસાર કરતાં નિયમસારમાં ખુલ્લે ખુલ્લું આચાર્યદેવે મૂક્યું છે. ( ૯૦ મી ગાથામાં ) સમયસારમાં તે ગૂઢ મૂક્યું છે.

આત્મા વસ્તુ છે, તેનો જ્ઞાનગુણ અનાદિ અનંત છે. તેમાં આત્માના સ્વરૂપને ભૂલીને પુણ્ય-પાપને પોતાનાં માને તે અજ્ઞાન છે, અજ્ઞાનની ત્રણ અવસ્થા છે, અને આત્માના જ્ઞાનસ્વરૂપનું ભાન થયા પછી સમ્યગ્જ્ઞાનની પાંચ અવસ્થા છે, તે કહેતાં પહેલાં અહીં શુદ્ધ અંતરંગ-તત્ત્વરૂપ એકરૂપ અભેદજ્ઞાન વર્ણવ્યું છે. તે જ્ઞાન પરમ-તત્ત્વમાં વ્યાપક હોવાથી એકરૂપ ધ્રુવરૂપ ત્રિકાળ સ્વરૂપ-પ્રત્યક્ષ છે. મતિ, શ્રુત, અવધિ કે મનઃપર્યય તે સંપૂર્ણ પ્રત્યક્ષ નથી, કેવળજ્ઞાન સંપૂર્ણ પ્રત્યક્ષ છે, તે સાદિ-અનંત છે, અને સ્વરૂપપ્રત્યક્ષ જ્ઞાન એકરૂપ ધ્રુવ અનાદિ અનંત પ્રત્યક્ષ છે, તેમાંથી કેવળજ્ઞાન આદિ કાર્યપર્યાય પ્રગટે છે.

આગળ દસમી ગાથામાં જે ઉપયોગરૂપ જ્ઞાન કહ્યું છે

તેને અહીં 'પ્રત્યક્ષ' વિશેષણ લગાડીને તેનું સ્વરૂપ વિશેષ-પણે જાહેર કર્યું છે.

સહજ અંતરંગ જ્ઞાનસ્વરૂપ ધ્રુવ ત્રિકાળ પ્રત્યક્ષ છે. આત્મદ્રવ્યનો ધ્રુવવેપારરૂપ ઉપયોગ તે સ્વરૂપપ્રત્યક્ષ છે, તે નિશ્ચયપ્રત્યક્ષ છે. જો તે ત્રિકાળ નિશ્ચયપ્રત્યક્ષ–સ્વરૂપ-પ્રત્યક્ષ જ્ઞાન ન હોય તો વ્યવહારપ્રત્યક્ષ મતિ–શ્રુત આદિ જ્ઞાન પ્રગટ થાય નહીં. સકલપ્રત્યક્ષ (કેવળજ્ઞાન) તે સાદિ અનંત એકરૂપ એક સમય પૂરતી પર્યાય છે. સ્વરૂપ-પ્રત્યક્ષ તે ધ્રુવપર્યાય ત્રિકાળ અનાદિ અનંત છે. અહીં આચાર્ય મહારાજે પર્યાયમાં પણ ફેર પાડયો. સ્વરૂપ-પ્રત્યક્ષ સામાન્ય જ્ઞાનની વાત કરી. હવે જ્ઞાનની અપેક્ષા-વાળી વિશેષ પર્યાયની વાત કરે છે.

કેવળજ્ઞાન:—આત્મા પોતાની મેળે ઇન્દ્રિય–મનના નિમિત્ત વિના સ્વ–પરને સંપૂર્ણપણે જાણે તે સંપૂર્ણપ્રત્યક્ષ કેવળજ્ઞાન છે. કેવળજ્ઞાનપર્યાય આત્મામાં પ્રગટ નથી પણ પુરુષાર્થથી પ્રગટ કરે ત્યારે થાય છે.

મન:પર્યયજ્ઞાન:—છઠ્ઠા ગુણસ્થાનકવાળા મુનિઓને સ્વરૂપની રમણતાથી નિર્મળતા થતાં સામાના મનની વાત (અવધિજ્ઞાનમાં જાણેલા રૂપી પદાર્થના અનંતમા ભાગે) જાણે તે મન:પર્યયજ્ઞાન છે, તે એકદેશ પ્રત્યક્ષ છે.

અવધિજ્ઞાન:—મન અને ઇન્દ્રિય વિના સ્વર્ગ–નરક

જણાય તે અવધિજ્ઞાન છે, તે અંશે પ્રત્યક્ષ છે. કેવળજ્ઞાનની અપેક્ષાએ અવધિ અને મનઃપર્યય બન્ને પરોક્ષ છે. આ બધાનું પ્રયોજન એ છે કે કહેલા જ્ઞાનના ભેદોમાં આત્માના સાક્ષાત્ મોક્ષનું મૂળ, પ્રગટદશાનું કારણ, જ્ઞાનથી ક્યારેય પણ જુદી પડતી નથી એવી ધ્રુવપર્યાય તે જ છે.

આત્મા ત્રિકાળી એકરૂપ તત્ત્વ છે; તે નિજતત્ત્વમાં લવલીન-તલ્લીન જે સહજરૂપ-ધ્રુવરૂપ-ઉપયોગરૂપ સહજજ્ઞાન તે જ મોક્ષનું મૂળ છે. આત્માના ઉપયોગ-સ્વરૂપ-પ્રત્યક્ષજ્ઞાનને જ મોક્ષનું મૂળ કહ્યું છે. સિદ્ધપદ, કેવળજ્ઞાન આદિ અભૂતાર્થ છે, કાયમ ટકનાર નથી. ત્રિકાળ ટકનાર-કાયમ ટકનાર એકરૂપ-ધ્રુવરૂપ પર્યાય છે-તે જ સમ્યગ્દર્શનનું કારણ છે. ઉપયોગના કેવળજ્ઞાનાદિ ભેદોમાં એકરૂપ-ધ્રુવરૂપ સાક્ષાત્પર્યાય અનાદિઅનંત છે તે જ મોક્ષનું સાક્ષાત્ કારણ છે. આત્માના સુખ, આનંદ, દર્શન, જ્ઞાન, ચારિત્ર આદિ દરેક ગુણમાં એકરૂપ ધ્રુવરૂપ પર્યાય અનાદિઅનંત છે. આનંદમાં, કેવળજ્ઞાન થાય ત્યારે આનંદની જે પર્યાય પ્રગટે છે તે નહીં-પણ ત્રિકાળ એકરૂપ આનંદરૂપ સહજ સ્વરૂપ આનંદગુણનું વર્તમાન છે; તેમાંથી આનંદની પ્રગટ પર્યાય આવે છે.

આત્મા વસ્તુ છે, તેમાં અનંત ગુણો ભર્યા છે, તે ગુણો બહારથી આવતા નથી. શરીરાદિ તો આત્માથી જુદી વસ્તુ છે, જડ પરમાણુનું બનેલું છે. તેમાંથી આત્માના

ગુણો આવતા નથી. જે અનંતા સિદ્ધો થયા તે બધા પોતાના ગુણો હતા તે પ્રગટ કરીને થયા છે. આત્મા અને તેના ગુણો ત્રિકાળ છે. તેમાં જ્ઞાનગુણ તેનો સહજરૂપ ઉપયોગરૂપ વેપાર ત્રિકાળ છે, તેમાંથી કેવળજ્ઞાનાદિ પર્યાય પ્રગટે છે; તે સામાન્યમાંથી વિશેષ પ્રગટે છે.

આત્મા વસ્તુ તેનો જ્ઞાન ગુણ, તેનો ધ્રુવસ્વભાવરૂપ ઉપયોગ તે—ભવ્યજીવોનો ઉપયોગ તે—જ પારિણામિકભાવ છે. એકલો સ્વભાવભાવ ધ્રુવઉપયોગ તેને પારિણામિકભાવ કહ્યો છે. પારિણામિકભાવ અખંડ છે ભવ્ય-લાયક જીવોને એટલે કે પોતાના હિતના કામી જીવોને સ્વાભાવિકજ્ઞાન પરમસ્વભાવ જે ધ્રુવરૂપ સહજજ્ઞાન છે તેના સિવાય કોઇ જ્ઞાન ઉપાદેય નથી. દૃષ્ટિમાં કેવળજ્ઞાન પણ આદરણીય નથી, તે પણ એક સમય પૂરતી પર્યાય છે. સહજ એકરૂપ ધ્રુવરૂપ ત્રિકાળજ્ઞાન તે જ દૃષ્ટિને આદરણીય છે અને તેનાથી જ કેવળજ્ઞાન વગેરે કાર્યપર્યાય પ્રગટે છે. સ્વભાવજ્ઞાન એકરૂપ અભેદ પરિપૂર્ણ છે તેના ઉપર જ મીટ માંડવા જેવું છે, તે સિવાય-શરીરાદિ તો પર છે, પુણ્ય-પાપનો જે વિકાર થાય છે તે ક્ષણિક છે અને જે કેવળજ્ઞાનાદિ પૂર્ણ પર્યાય થાય છે તે પણ પરમાર્થે આદરણીય નથી, કેમકે તે નવી પ્રગટતી અવસ્થા છે. જ્યાં કેવળજ્ઞાન પણ દૃષ્ટિને આદરણીય નથી ત્યાં પુણ્ય-પાપના ભાવ કે શરીર-મન-વાણીની ક્રિયા તો આદરણીય

હોય જ ક્યાંથી ? આત્મા વસ્તુ તેનો જ્ઞાન ગુણ અને તેનો ધ્રુવરૂપ એકરૂપ ઉપયોગ ત્રિકાળ છે તેની પ્રતીત અને તેનું જ માહાત્મ્ય કરતાં નિર્મળ પર્યાય પ્રગટે છે. આદરણીય તો એકરૂપ સહજ ત્રિકાળ ઉપયોગ છે. મતિ-શ્રુત કે કેવળની નિર્મળ પર્યાય પણ આદરણીય નથી તોપછી પુણ્ય-પાપ, નિમિત્ત કે શરીરાદિ જડ તો આદરણીય ક્યાંથી જ હોય ?

અહોહો ! ત્રિલોકનાથ તીર્થંકરભગવાને નવ તત્ત્વ બતાવ્યા, છ દ્રવ્ય બતાવ્યા, તેમાં જીવતત્ત્વ આવું હોય અને તેનો ઉપયોગ આવો હોય એમ બતાવ્યું; કારણ કે ઉપયોગથી જીવ સમજાય છે માટે ઉપયોગ બતાવ્યો. આવા જીવતત્ત્વની ખબર ન હોય, નવ તત્ત્વની ખબર ન હોય, છ દ્રવ્યની ખબર ન હોય અને પુણ્ય-પાપની કે જડની ક્રિયામાં જ ધર્મ માની બેઠા હોય તેને આત્માના ઉપયોગ-ધર્મની તો ખબર જ ક્યાંથી હોય ?

સહજજ્ઞાન ચૈતન્યનો વિલાસ તેમાં જ મોજમઝા છે. કેવળજ્ઞાન થાય ત્યારે જ નહીં, પણ સદાય તે સહજાત્મ ચૈતન્યમૂર્તિ ચૈતન્યનો વિલાસ અમૃતમય છે, આનંદમય છે. રાગ-દ્વેષ અને પુણ્ય-પાપ તે તો વિકાર અને ક્ષણિક ! ક્ષણિક ! ક્ષણિક ! કેવળજ્ઞાન પણ ક્ષણિક—એક સમય પૂરતી નિર્મળ પર્યાય છે. આત્મા ત્રિકાળ અમૃતમય છે. સંસાર-મોક્ષ, સુખ-દુઃખ કે પુણ્ય-પાપ તે તો ક્ષણિક છે, અહીં

તો કહ્યું કે ત્રિકાળ એકરૂપ ધ્રુવરૂપ પારિણામિકભાવરૂપ ઉપયોગ તે જ સમ્યગ્દર્શનનો વિષય છે. કેવળજ્ઞાન એક સમય પૂરતી અવસ્થા છે તે પણ સમ્યગ્દર્શનનો વિષય નથી

હાથ-પગ કે શરીર, મન, વાણીની ક્રિયા તો આત્માની નથી, પુણ્ય-પાપ જે આત્માની અવસ્થામાં થાય છે તે પણ આત્માનું સ્વરૂપ નથી, અને અંદર મતિજ્ઞાન કે કેવળ-જ્ઞાનાદિ નિર્મળ પર્યાય પ્રગટે તે પણ આત્માનું પૂર્ણ સ્વરૂપ નથી, તેનું લક્ષ ધર્મનું કારણ નથી. ધર્મનું કારણ તો એક સ્વાભાવિક એકાકાર જ્ઞાનઉપયોગ છે-તે જ છે, તેના ઉપર જ સમ્યગ્દર્શનની મીટ છે-ને જ સમ્યગ્દર્શનનો વિષય છે; આવો જે સ્વભાવ તેને કદી આવરણ નથી, તે બાધા કે પીડારહિત છે, આવી ચૈતન્યના વિલાસરૂપ પરમ શક્તિ તે સદા અમૃતમય છે.

"सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः" તે વ્યાખ્યા પણ પર્યાયથી છે. સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર તે તો ઊણી પર્યાય છે, ઊણી પર્યાય પૂરી પર્યાયનું કારણ પરમાર્થે થાય નહીં. પૂરી પર્યાયનું કારણ તો દ્રવ્ય જ છે, છતાં ઊણી નિર્મળ પર્યાયને વ્યવહારથી કારણ કહેવાય. શ્રી સમયસારજીનું કથન વસ્તુથી છે અને તત્ત્વાર્થસૂત્રનું કથન પર્યાયથી છે. બન્ને થઈને આખી વસ્તુનુ પ્રમાણજ્ઞાન થાય છે.

તે સહજજ્ઞાન સદા આનંદરૂપ છે; અહીં 'સદા આનંદ-રૂપ' કહ્યું છે કારણકે કેવળજ્ઞાનાદિ તો પ્રગટે ત્યારે

આનંદરૂપ હોય છે તેમ આ નથી પણ આ સહજજ્ઞાન એકરૂપ ધ્રુવરૂપ પર્યાય સદા આનંદમય જ છે. તે ત્રિકાળ શક્તિરૂપ છે. વળી તે જ્ઞાન સહજસ્વરૂપમાં સ્થિરરૂપ ધ્રુવરૂપ એકરૂપ સ્વાભાવિક પરમચારિત્રમય છે. ટીકામાં 'પરમ' શબ્દ પદ્મપ્રભમળધારીદેવે બહુ વાપર્યો છે સહજ-જ્ઞાન પરમચારિત્રમય છે. યથાખ્યાતચારિત્ર આદિ જે નિર્મળ પર્યાય પ્રગટે છે તેની આ વાત નથી પણ અંદર ધ્રુવરૂપ એકરૂપ સહજજ્ઞાન સદાય પરમચારિત્રમય જ છે તે બતાવે છે.

અહોહો! આવી અલૌકિક વાત ભગવાનના શાસ્ત્રમાં રહી છે તે સાંભળો તો ખરા! ધર્મ શું ચીજ છે તે કોઇ દિવસ કેટલાક જીવોએ સાંભળ્યું જ નથી. આત્મા શરીર-વાણી-મનથી જુદો પુણ્ય-પાપના ક્ષણિક વિકારથી જુદો અને એક સમય પૂરતી નિર્મળ પર્યાય પ્રગટી તેટલો પણ નહિ; અંદર એકરૂપ ધ્રુવ ત્રિકાળ આત્મસ્વભાવ પરિપૂર્ણ ભર્યો છે તેની ઉપર મીટ તે જ ધર્મ છે. ત્રિકાળી સત્‌નો જેને આદર થયો તેને અસતનો આદર હોય જ નહીં. આખું સત્ ત્રિકાળ છે તેના નિર્ણય વગર ધર્મ થાય નહીં; સદા અંતરમુખ એકરૂપ ત્રિકાળ જ્ઞાન તે જ ચારિત્ર છે, તેનો સ્વીકાર તે જ ધર્મ છે.

આત્મા એકરૂપ અખંડાનંદ પરિપૂર્ણ જ્ઞાન, આનંદ, શ્રદ્ધા વગેરે બધા ગુણોની ધ્રુવપર્યાયથી પરિપૂર્ણ છે. સદા

નિકટવર્તી પરમ ચૈતન્યની શ્રદ્ધાનસ્વરૂપ જે સહજજ્ઞાન તે ત્રિકાળરૂપ છે. જે ચૈતન્યસ્વરૂપ તે તો ત્રિકાળ છે પણ તેનું શ્રદ્ધાનસ્વરૂપસહજજ્ઞાન પણ નિકટવર્તી એકરૂપ ધ્રુવ ત્રિકાળ છે; આ રીતે ધ્રુવ એકરૂપ સહજજ્ઞાનપર્યાયમાં આનંદ, શ્રદ્ધા, તથા ચારિત્રને એકરૂપ અભેદપણે સમાડ્યા; અનંત-દર્શન-જ્ઞાન-વીર્ય અને સુખ એ ચતુષ્ટયનું ત્રિકાળ એકરૂપ ધ્રુવપણે સ્વભાવથી સ્વામીત્વ છે, આ જાતના સહજજ્ઞાન-દ્વારા આત્મસ્વભાવની ભાવના કરવાનું કહ્યું છે. શ્રદ્ધાન-સ્વરૂપ સહજજ્ઞાનને અહીં "ત્રણકાળમાં નહિ તૂટવાવાળું" એવું એક વધારે વિશેષણ આપ્યું છે. સહજજ્ઞાન સદા નિકટ-વર્તી પરમચૈતન્યના શ્રદ્ધાનસ્વરૂપ છે એટલે આત્મવસ્તુમાં શ્રદ્ધા નામનો ગુણ છે તેની અવસ્થા નહિ પણ તેનું અખંડ એકરૂપ વર્તમાન છે તે જ્ઞાન સાથે સદા અભેદ પડ્યું છે; 'ત્રિકાળ નહિ તૂટવાવાળું" કહેતાં અનાદિ અનંત એકરૂપ બતાવવું છે. આવા આત્માની રુચિ અને ભાવના કરવી જોઇએ, તે ભાવનારૂપ મોક્ષમાર્ગથી જ મોક્ષ પ્રગટે છે. આત્માની શ્રદ્ધા, જ્ઞાન અને ચારિત્રની એકતારૂપ ભાવના તે જ મોક્ષનું કારણ છે.

આ વિષય એકલા અધ્યાત્મનો છે: આત્માનો ત્રિકાળ પરિપૂર્ણ સ્વભાવ બતાવ્યો છે. આ વિષય સાંભળ્યા વિના ખ્યાલમાં ન આવે અને ખ્યાલમાં આવ્યા વગર ભાવના પણ ન કરી શકે. જેમ મુંબઈ જોયું કે સાંભળ્યું ન હોય તો

મુંબઇ યાદ આવે નહીં પણ મુંબઇ જોયું હોય તો મુંબઈની દુકાન વગેરે યાદ આવે. તેમ આત્મા વસ્તુ પરિપૂર્ણ છે તેને સાંભળી ન હોય તો ખ્યાલમાં ક્યાંથી આવે? અને ખ્યાલમાં આવ્યા વગર તેની ભાવના તેમ જ રુચિ પણ થાય નહીં; માટે પહેલાં યથાર્થ શ્રવણ કરી સમજવું જોઇએ.

આત્માના જ્ઞાન-શ્રદ્ધાન-ચારિત્ર તેનું ત્રિકાળ એકરૂપ ધ્રુવરૂપ વર્તમાન છે તેને સહજ કહો, ધ્રુવપર્યાય કહો, સ્વાભાવિક કહો કે ત્રિકાળ કહો, તે એક જ વસ્તુ છે, આખી આત્મવસ્તુ પોતે જ વર્તમાનરૂપ છે. આવા આત્માની જ શ્રદ્ધા-જ્ઞાન કરીને તેમાં જ ઠરવું તે ધર્મ છે, બહારમાં ક્યાંય ધર્મ નથી.

આત્મા શરીર, મન, વાણી આદિ જડ પદાર્થોથી જુદો અને દયા-ભક્તિ-પ્રભાવના આદિના શુભભાવ તે પુણ્ય તથા હિંસાદિના અશુભભાવ તે પાપ તેનાથી પાર છે; પણ અહીં તો કહ્યું કે આત્મામાં ક્ષણે ક્ષણે જે નિર્મળ પર્યાય થાય છે તેટલો પણ હું નહીં, હું ત્રિકાળ પરિપૂર્ણ એકરૂપ નિરપેક્ષ છું; આવી સહજજ્ઞાનસ્વરૂપની ભાવના અને રુચિ તે જ મોક્ષનું કારણ છે; આવું સહજસ્વરૂપ તે જ અખંડ છે, તેનો કોઇ નાથ નથી; કોઇ ઇશ્વરાદિ તેનો કર્તા નથી, સહજસ્વભાવ ત્રિકાળ છે તે પોતે જ સનાથ છે. આવો ત્રિકાળી ભગવાન આત્મા તેની પવિત્ર દશા-પૂર્ણદશા તે જ મોક્ષ છે. તેવા આત્માનું ભાન, જ્ઞાન અને

સ્થિરતા થતાં મોક્ષ થાય છે અને તે જ, પૂર્ણદશારૂપ મુક્તિ કે જેને બીજો કોઈ નાથ નથી તેનો પતિ છે

ઈશ્વર કોઈનું કરે નહીં, ઇશ્વર તો બધું જાણે. જે હોય તે ત્રિકાળ છે; અને ન હોય તે નવું બને નહીં. ત્રિકાળી વસ્તુ હોય તેનો કર્તા ન હોય, વસ્તુનો કર્તા માનવો તે જન્મ-મરણનુ કારણ છે. વસ્તુનો કર્તા હોય એટલે વસ્તુ પોતે સ્વતંત્ર નથી પણ પરાધીન છે એવી માન્યતા જ રખડવાનું કારણ છે. આત્માનો કોઈ ધણી નથી તેથી તે સ્વતંત્ર છે. આત્માઓ અનંત છે, રજકણો પણ અનંત છે, ધર્મદ્રવ્ય એક છે, અધર્મદ્રવ્ય એક છે, આકાશદ્રવ્ય એક છે અને કાળાણુઓ અસંખ્યાતા છે, એ છએ દ્રવ્યો અનાદિઅનંત છે. કોઇનો કોઇ કર્તા નથી. આત્મસિદ્ધિમાં કહ્યું છે કે "કર્તા ઈશ્વર કો નહિ, ઈશ્વર શુદ્ધ સ્વભાવ" ઈશ્વર નિર્મળ શુદ્ધ છે, જાણવું દેખવું તે તેનો સ્વભાવ છે; ઇશ્વરમાં કાંઇ કર્તાપણુ માનવું તે દોષ છે. તે (ઇશ્વર) તો પરમ આનંદ જ ભોગવે છે, તે કોઇને કાંઇ આપે નહીં. ઇશ્વરને કર્તા માનનારાઓ અનંત જન્મ-મરણમાં રખડનારા છે.

આત્મામાં રાગ-દ્વેષ, પુણ્ય-પાપના ભાવ થાય તે તો ક્ષણિક વિકાર છે અને મતિ-શ્રુત કે કેવળઆદિ નિર્મળ પર્યાય થાય તે પણ ક્ષણિક એક સમયપૂરતી છે, તેથી તે આદરણીય નથી; પણ એકરૂપ ત્રિકાળ ધ્રુવદ્રવ્ય અંદર પડ્યું છે તે જ આદરણીય છે, તેના ભાન વિના મોક્ષ થાય નહીં.

આ નિયમસારની ટીકા કરતાં આચાર્યદેવને પોતાને જ થયું કે મેં કોઈ બ્રહ્મમયઉપદેશ કીધો છે. ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનની વાણી જે શબ્દબ્રહ્મ, તેમાં જે તત્ત્વ નીકળ્યું છે તે અધ્યાત્મનું મૂળ મેં કહ્યું છે, તેથી મેં પણ બ્રહ્મમય ઉપદેશ જ કીધો છે. આ જ કથન સંસારરૂપી વેલડીનું મૂળ કાપવાવાળું છે.

સર્વજ્ઞ ભગવાને છ દ્રવ્યો, નવ પદાર્થો અને સાત તત્ત્વો જોયાં છે બટાટાની એક નાનામાં નાની કણીમાં અસંખ્યાતા ઔદારિક શરીર અને તે એકેક શરીરમાં અનંત જીવો જોયાં છે, તે દરેક આત્માનો સ્વભાવ આવો જ છે, તે સ્વભાવ કાંઈ બહારથી આવે નહીં. તે બટાટામાં રહેલો જીવ કષાયની મંદતા કરીને મનુષ્ય થઈને આઠવર્ષે આવા સ્વભાવનું ભાન કરીને તેમાં સ્થિરતા કરીને મોક્ષ દશા પ્રગટ કરી શકે છે.

ટીકાકાર કહે છે કે:—

[ માલિની ]

इति निगदितभेदज्ञानमासाद्य भव्यः
परिहरतु समस्तं घोरसंसारमूलम् ।
सुकृतमसुकृतं वा दुःखमुच्चैः सुखं वा
तत उपरि समग्रं शाश्वतं श प्रयाति ॥

જે ભવ્યજીવ–લાયકપ્રાણી ઉપર કહ્યું તેનું આત્માનું

સ્વરૂપ ઓળખીને—સમજીને, "પરથી—પુણ્ય પાપથી મારૂં સ્વરૂપ નિરાળું છે, સહજ જ્ઞાનસ્વરૂપ એકરૂપ છે એટલે જ્ઞાનમાં ભેદ પડે તે હું નહીં-હું અખંડરૂપે છું" એવા જ્ઞાનની પ્રાપ્તિ કરીને ક્રમેક્રમે સ્થિરતા કરે છે તે ભવ્ય-જીવો બધા સુખોમાં ઉત્તમ એવા મોક્ષના અવિનાશી આનંદને પ્રાપ્ત કરે છે. આ ભયાનક સંસાર તે ભયનું ટોળું છે, પુણ્ય-પાપ, સુખ-દુઃખની કલ્પના તે અજ્ઞાન છે, વિકાર છે તે ચોરાશીનું મૂળીયું છે, તેને છોડીને અંદર આત્માની જેણે શ્રદ્ધા કરી અને તેમાં ક્રમેક્રમે સ્થિરતા કરી તે વીતરાગ થઇ ગયા.

અનાદિથી નહીં સાંભળેલ અને આ ભવમાં પરિચય નહીં કરેલ એવા આત્માના સ્વરૂપનો પરિચય જે લાયક આત્મા કરે છે તે જ અવિનાશી આત્માનું ભાન કરીને સ્વરૂપના અવિનાશી આનંદની પ્રાપ્તિ કરે છે.

[ અનુષ્ટુપ ]

परिग्रहाग्रहं मुक्त्वा कृत्वोपेक्षां च विग्रहे ।
निर्व्यग्रप्रायचिन्मात्र-विग्रहं भावयेद् बुधः ॥

આત્માનું ભાન થયા પછી વિશેષ સ્થિરતાદ્વારા જેને મુનિપણું આવ્યું હોય એવા બુદ્ધિમાન પ્રાણી પરિગ્રહનો આગ્રહ છોડીને નિરાકુળ ચૈતન્યમાત્રશરીરની ભાવના કરે છે. આગ્રહને છોડે નહીં તો મુનિપણું આવે નહીં, તેથી

આગ્રહ અને હઠ છોડીને તથા દેહ ઉપર પણ ઉપેક્ષા બુદ્ધિ કરીને, શરીરનો રાગ એટલે આસક્તિ છોડીને એકલો આત્મા અખંડ નિરાકુળ સ્વરૂપ છે તે જ જ્ઞાન શરીર છે, તેની ભાવનાથી મુનિદશા પ્રગટે છે.

[ શાર્દૂલવિક્રીડિત ]

शस्ताशस्तसमस्तरागविलयान्मोहस्य निर्मूलनाद्
द्वेषाम्भःपरिपूर्णमानसघटप्रध्वंसनात्पावनम् ।
ज्ञानज्योतिरनुत्तमं निरुपधि प्रव्यक्ति नित्योदितं
भेदज्ञानमहीजसत्फलमिदं वन्द्यं जगन्मंगलम् ॥

પ્રથમ હું જ્ઞાનમૂર્તિ છું એવું ભાન અને ઓળખાણ થયા પછી શુભ-અશુભ બન્ને ભાવોને છોડીને તે જ્ઞાન-મૂર્તિ આત્મામાં સ્થિર થાય તો મોક્ષદશા પ્રગટે. એકલું સમ્યગ્દર્શન મોક્ષનું સાક્ષાત્ કારણ નથી, પણ સાચી શ્રદ્ધા-સાચું જ્ઞાન અને સાચી સ્થિરતા તે જ વ્યવહારે મોક્ષનું કારણ છે, પરમાર્થે મોક્ષનું કારણ અખંડ દ્રવ્ય છે.

ચૈતન્યજ્યોત સ્વભાવની શ્રદ્ધા અને સ્થિરતા થતાં રાગ છૂટી જાય છે, અને દ્વેષરૂપી જળથી ભરેલ મનરૂપી ઘડો ફૂટી જાય છે, તે જ ચારિત્ર છે અને તે જ મોક્ષનું કારણ છે.



# શ્રી મહાવીરભગવાન કેવળ-કલ્યાણક મંગળદિન.

વ્યાખ્યાન નં. ૧૩ તા. ૨-૫-૪૪ મંગળ.

ગાથા ૧૧-૧૨ ચાલુ વૈશાક સુદ ૧૦

અહીં આત્માના પૂર્ણ સ્વરૂપની વાત કરે છે. આત્મા જ્ઞાનજ્યોતિ છે; તે જ્ઞાનજ્યોતિ કેવી હોય તે કહે છે. જેમ અગ્નિ ઉષ્ણતાની જ્યોત છે, ઉષ્ણતા તેનું સ્વરૂપ છે, પણ કાજળી, ધૂમાડાની કાળાશ કે લાકડાં તે અગ્નિનું મૂળ સ્વરૂપ નથી; તેમ આત્મા જ્ઞાનની જ્યોત છે, જ્ઞાન તેનું સ્વરૂપ છે; શરીર, મન, વાણી આદિ લાકડાં કે પુણ્ય-પાપના ભાવ આત્માનું સ્વરૂપ નથી, આત્મા તો જ્ઞાનનો રસકંદ છે, જાણવું એ જ તેનું સ્વરૂપ છે.

પ્રશ્ન:—પહેલો ધર્મ કયો ?

ઉત્તર:—શરીર, પૈસા, સ્ત્રી, પુત્રાદિ તે હું નહીં; તથા દયા દાનાદિ શુભભાવ કે હિંસા ચોરી આદિના અશુભ-ભાવ તે બન્ને ભાવ વિકાર છે, મારૂં સ્વરૂપ નથી; મારૂં સ્વરૂપ પરથી નિરાળું પવિત્ર છે એમ ચૈતન્યજ્યોતિસ્વરૂપી આત્માની ભાવના ભાવતાં ભાવતાં, પરથી પોતાને જુદો પાડતાં પાડતાં ભેદજ્ઞાનરૂપી વૃક્ષ થાય છે તે જ પહેલો ધર્મ છે; અને તે ભેદજ્ઞાનરૂપી વૃક્ષમાંથી જ કેવળજ્ઞાન-

પૂર્ણદશારૂપી ફળ આવે છે; આમાં મોક્ષમાર્ગ અને મોક્ષ બન્ને બતાવ્યા.

ચૈતન્ય એટલે હું જાણવાના તત્ત્વથી જ ભર્યો છું એવા સાચા જ્ઞાનદ્વારા ભેદજ્ઞાનરૂપી વૃક્ષમાંથી જ કેવળ-જ્ઞાનરૂપી સાચું ફળ આવે છે—કેવળજ્ઞાન પ્રગટે છે, આમાં બે ન્યાય આવે છે.

(૧) શરીર, મકાન, પૈસા આદિ તો જડ છે અને દયા, દાન, ભક્તિ, પ્રભાવના આદિ શુભ કે હિંસા, વિષય, કષાય, ચોરી આદિ અશુભ ક્રિયા કરવાના વિકારી ભાવ તે આત્માનો ધર્મ નથી. (૨) આત્મા પરથી નિરાળો પરિપૂર્ણ છે એમ ભેદજ્ઞાનદ્વારા જુદા પાડતાં તે ભેદજ્ઞાન-રૂપી વૃક્ષમાંથી કેવળજ્ઞાનરૂપી સાચું ફળ પ્રગટે છે.

શરીર, મન, વાણી તો હું નહીં પણ દિલગીરી કે હર્ષ વગેરેની લાગણી થાય તે પણ હું નહીં, હું તો જ્ઞાન છું એમ પરથી પોતાને જુદા પાડવાની ભાવનામાં ભેદ-જ્ઞાનરૂપી વૃક્ષ થયું અને તે ભેદજ્ઞાનનું ફળ તે જ કેવળ-જ્ઞાન છે, પુણ્ય–પાપ આદિ કોઈ ભેદજ્ઞાનરૂપી વૃક્ષનું ફળ નથી.

ભેદજ્ઞાન એટલે પરથી જુદાપણાનો નિરંતર અભ્યાસ-પંચમહાવ્રતના ભાવ, કે તીર્થંકરગોત્ર જે ભાવે બંધાય તે ભાવ પણ રાગ છે, તેનાથી હું જુદો છું, તે મારા સ્વ-ભાવથી જુદાં છે–એમ ભેદજ્ઞાન કરતાં કરતાં કેવળજ્ઞાનરૂપી

ફળ પ્રગટે છે. ભેદજ્ઞાનમાં સમ્યક્દર્શન-જ્ઞાન-ચારિત્ર ત્રણે સમાઈ જાય છે; ભેદજ્ઞાન થયા પછી, પૂર્ણદશા ન થાય ત્યાંસુધી વિકલ્પ થાય પણ તે મારૂં સ્વરૂપ નથી એવું ભાન હોય. જેમ અગ્નિની જ્યોતમાં ધૂમાડો કે કાજળી થાય તે અગ્નિનું સ્વરૂપ નથી, પણ વિકાર છે, દોષ છે તેમ આત્મા જ્ઞાનની જ્યોતિ છે તેમાં પુણ્ય-પાપ થાય તે વિકાર છે, તે આત્માનું મૂળ સ્વરૂપ નથી, એમ ભેદજ્ઞાનથી આત્માને જુદો પાડતાં પાડતાં કેવળજ્ઞાન પ્રગટે તે જ સાચું ફળ છે.

આ જીવાધિકારમાં જીવતત્ત્વની વાત ચાલે છે; બાર ગાથા સુધી તેનું વર્ણન કર્યું, હજી આગળની પંદર વગેરે ગાથામાં તેની બહુ સરસ અને ઝીણી વાત આવશે.

ચૈતન્યના વર્તમાન પરિણામ ધ્રુવરૂપ પરિપૂર્ણ છે તેની ભાવના ભાવતાં ભાવતાં સાચું ભેદજ્ઞાન થાય છે અને તે ભેદજ્ઞાનરૂપી વૃક્ષમાંથી કેવળજ્ઞાનરૂપી સાચું ફળ પ્રગટે છે. ભેદજ્ઞાનરૂપી વૃક્ષનું સાચું ફળ તે જ કેવળજ્ઞાન છે. ભગવાન તીર્થંકર ત્રિલોકપરમાત્મા મહાવીર ભગવાનને આ ભેદજ્ઞાન સાડાબાર વર્ષ સુધી નિરંતર ભાવતાં ભાવતાં આજથી ૨૫૦૦ વર્ષ પહેલાં વૈશાક સુદ ૧૦ ના રોજ કેવળજ્ઞાન પ્રગટ્યું હતું. મહાવીર ભગવાનને કેવળજ્ઞાન થયું અને ઇન્દ્રોએ ધર્મસભાની (સમવસરણની) રચના કરી, પરંતુ ગણધરપદવીને યોગ્ય લાયક પ્રાણી ધર્મસભામાં

હાજર નહીં હોવાથી છાસઠ દીવસ સુધી વાણી ન છૂટી. ત્યારબાદ અષાડ વદ એકમના રોજ ગૌતમ [ ઇન્દ્રભૂતિ ] જે ગણધરપદને લાયક હતા તે ધર્મસભામાં આવતાં દિવ્ય-વાણી છૂટી. ભગવાનને કેવળજ્ઞાન પ્રગટ્યું તે વૈશાક સુદ ૧૦ નો માંગળિક દિવસ આજે છે.

ભગવાન પરમાત્મા દેવાધિદેવ મહાવીર સ્વામી જેનું શાસન હાલ વર્તે છે તેમને આજની તિથિએ કેવળજ્ઞાન પ્રગટ્યું હતું, જેઓ ભગવાન થાય છે એટલે કે જેમને પૂર્ણ સ્વરૂપ પ્રગટે છે તે બધાને કેવળજ્ઞાન થાય જ. વર્ત-માનમાં મહાવિદેહક્ષેત્રમાં ધર્મસભામાં દેહસહિત શ્રી સીમંધર ભગવાન અરહંતપદે બિરાજમાન છે, તેમને લાખો વર્ષ પહેલાં કેવળજ્ઞાન પ્રગટ્યું છે અને તેઓ દેહ-સહિત હજી અબજો વર્ષ રહેશે. આ બધી મોટી વાત કોઇને નાના કાળજામાં ન બેસે તો શું થાય? વાત તો આ જ ત્રિકાળ સત્ય છે. વર્તમાનમાં સીમંધર ભગવાનને કેવળજ્ઞાન છે, અને જેટલા ભગવાન થાય છે તે બધાને કેવળજ્ઞાન પ્રગટે છે, તે કેવળજ્ઞાન બહારથી પ્રગટતું નથી પણ અંદર પરિપૂર્ણ સ્વભાવની ભાવના ભાવતાં ભાવતાં તે ભાવનારૂપી વૃક્ષમાંથી કેવળજ્ઞાનરૂપી સાચું ફળ પ્રગટે છે. પૂર્ણ ન થાય ત્યાં વચ્ચે શુભરાગ આવી જાય પણ તે ભાવના–વૃક્ષનું ફળ નથી. ભાવના–વૃક્ષનું ફળ તો પૂર્ણ-દશા છે. ધન્ય તે કાળ, ધન્ય તે દિવસ, ધન્ય એ પળ!

કે જે વખતે પૂર્ણદશા પ્રગટી તે પ્રગટી, તે કદી તૂટે નહીં અને સાદિ-અનંત કાળ ટકી રહે! હું પરિપૂર્ણ નિર્મળ શુદ્ધઆત્મા છું એવું ભાન થતાં, નિર્મળદશાનો જે અનુભવ થયો તે વધતાં વધતાં મારી કેવળ–જ્ઞાનજ્યોતિ એટલે પૂર્ણ અવસ્થા જે સમયે, જે પળે, જે દિવસે, જે ક્ષેત્રે પ્રગટ થશે તેને ધન્ય છે; હું એવી જ્ઞાનજ્યોતિને નમસ્કાર કરૂં છું, એમ આચાર્યમહારાજ ભાવના કરે છે.

પહેલી જ ગાથામાં અસાધારણ મંગળિકથી શરૂ કર્યું છે. સંસારમાં દીકરો પરણે, ઘરનું વાસ્તુ હોય એ બધા મંગળિક મનાય છે–પરંતુ એ તો નાશવાન છે, તે મંગળિકની પાછળ ચોરાશીનું દુઃખ પડયું છે, અને વર્તમાન પણ દુઃખ જ છે. પણ આ તો અસાધારણ મંગળિક છે, આ મંગળિકમાં વર્તમાન સુખ છે અને તેની પાછળ સિદ્ધદશા પડી છે; તેના જેવું કોઇ મંગળિક નથી. હું આત્મા એક સમયમાં ધ્રુવ, ત્રિકાળ એકરૂપ ઉપયોગથી પરિપૂર્ણ છું એવી ભાવના ભાવતાં પરભાવથી પોતાને જુદો પાડતાં પાડતાં પરિપૂર્ણ જુદો પડી ગયો તે કેવળજ્ઞાન થયું, એજ પરિપૂર્ણ મંગળિક છે.

જેમ અગ્નિનું સ્વરૂપ ઉષ્ણતા છે, તે ઉષ્ણતાની જ્યોત છે, તેમાં ધૂમાડાને કારણે કાળાશ દેખાય તે અગ્નિનું મૂળ-સ્વરૂપ નથી, લાકડાં પણ તેનું સ્વરૂપ નથી, લાકડાં અને ધૂમાડાથી જુદી પાડતાં એકલી ઉષ્ણતા રહી ગઇ તે જ

અગ્નિ છે; તેમ શરીરાદિ લાકડાં છે તે આત્માનું સ્વરૂપ નથી, અને પુણ્ય-પાપના વિકારરૂપી જે કાળાશ થાય છે તે પણ આત્માનું સ્વરૂપ નથી. આત્માનું સ્વરૂપ તો એકલી જ્ઞાનજ્યોત છે-એમ ભેદજ્ઞાનવડે પરથી પોતાને જુદો પાડતાં કેવળજ્ઞાનરૂપી સાચું ફળ પ્રગટયું તેને જ હું નમસ્કાર કરૂં છું-એમ આચાર્યભગવાને કેવળજ્ઞાનની ભાવના કરી છે.

[ મંદાક્રાંતા ]

मोक्षे मोक्षे जयति सहजज्ञानमानन्दतानं
निर्व्याबाधं स्फुटितसहजावस्थमन्तर्मुखं च ।
लीनं स्वस्मिन्सहजविलसच्चिच्चमत्कारमात्रे
स्वस्य ज्योतिःप्रतिहततमोवृत्ति नित्याभिरामम् ॥

આત્માની પરિપૂર્ણ જ્ઞાનદશામાં જ આનંદ-સુખ છે. પોતાની ઊંધી માન્યતાને લઇને સંસારના આનંદમાં, ઘરમાં, હીંડાળા ખાટમાં, બગીચામાં-ફૂવારામાં વગેરેમાં સુખ માને છે, પણ પરમાં સુખની કલ્પના તે દુઃખ જ છે. અહીં કોઈને પ્રશ્ન થાય કે જો સુખ ન હોય તો પછી સંસારનું કામ કરતા હશે શું કરવા? પણ ગાંડા કરે શું? જેમ સંસારમાં કોઈ ગાંડો થયો હોય અને પછી દાણાની કોઠી ઊથાપે, ભીંતમાં કાણાં પાડે અને તેમાં આનંદ માને તેમ જેને આત્માના સ્વભાવનું ભાન નથી, અજાણપણું છે એવા જીવો પરમાં સુખ આનંદ માને છે,

તે બધા ગાંડા જ છે; આત્માના સહજજ્ઞાનસ્વભાવમાં જ સુખ છે. પૈસા, પુત્ર, બંગલા વગેરેમાં ક્યાંય સુખ નથી. આત્માનું સહજજ્ઞાન વધ્યું એટલે આનંદનો વિસ્તાર થયો. જેમ જેમ જ્ઞાન વધે તેમ તેમ સમાધાન વધતું જાય અને જેમ જેમ સમાધાન વધતું જાય તેમ તેમ આનંદ વધતો જાય. આત્મા સુખનો રસકંદ છે તેને ન માનતાં બહારમાં સુખ માનવું તે જ મૂઢતા છે. આત્મા પરિપૂર્ણ આનંદ રસથી ભર્યો છે; જેમ મીઠામાં ખારપ જ ભરી છે, મીઠું તે ખારપની જ ગાંગડી છે તેમ આત્મામાં એકરૂપ ધ્રુવ ત્રિકાળી આનંદ ભર્યો જ છે, આત્મા આનંદનો જ કંદ છે, પણ તે આનંદના અનુભવની પૂર્ણતા પ્રગટ પૂર્ણદશા થાય છે ત્યારે જ હોય છે.

આચાર્યદેવ કહે છે કે આત્માનો સ્વાભાવિક નિર્મળ સ્વભાવ તેનો સદા જય હો! આત્મા જ્ઞાનમૂર્તિ સહજ-જ્ઞાનસ્વભાવી છે તેમાં આનંદનો વિસ્તાર ભર્યો છે, તેનું ભાન થયું એટલે પર્યાયમાં તે આનંદ વધતાં વધતાં પૂર્ણ દશામાં પૂર્ણ પ્રગટી ગયો—તે સદા જયવંત વર્તો!

આત્માનું સહજજ્ઞાન કેવું છે તે હવે કહે છે:—આત્માના સહજજ્ઞાનને કર્મનું વિઘ્ન નથી, શરીરાદિ જડ છે તે કદિ જ્ઞાનને નડતાં નથી; પરને પોતાનાં માનવારૂપ પોતાની જે ઊંધી માન્યતા હતી તે નડતી હતી પણ તે માન્યતા ટાળ્યા પછી કાંઈ નડતું નથી, કારણ કે સિદ્ધ ભગવાન થયા તેમનો જેવો સ્વભાવ છે તેવો જ આ આત્માનો

સ્વભાવ છે, અંતર સ્વભાવ સહજસ્વાભાવિકજ્ઞાન એકરૂપ ધ્રુવ ત્રિકાળ દશાથી પ્રગટરૂપ ભર્યો છે; મોક્ષદશા પ્રગટ થવાની શક્તિથી ભરચક ભર્યો છે.

આચાર્યદેવે ટીકામાં બહુ જ ઊંચા ભાવથી ભરેલા શબ્દો વાપર્યા છે, એકલા સ્વભાવનું જ વર્ણન કર્યું છે.

સંસારમાં બંગલા બાંધે છે, હીંડાળાખાટે રેશમના તકીયે સૂવે છે, બગીચા બનાવી તેમાં ફૂવારા ગોઠવીને વિલાસ કરે છે અને અજ્ઞાનભાવે તેમાં સુખ માને છે પણ સંસારના વિલાસ તે વિલાસ નથી, તે વિલાસની રુચિ તો નરકનું કારણ છે; આત્મા જ્ઞાનસ્વરૂપ પુણ્ય-પાપથી નિરાળો છે, આત્માનું જે જ્ઞાન સ્વાભાવિક વિલાસરૂપ છે તે અંદર જ છે, તેને કોઇ બાહ્ય સામગ્રીની જરૂર પડતી નથી; તે અનાદિ અનંત એકરૂપ છે, તેનુ ભાન થતાં તેમાંથી જ પ્રગટ આનંદ અવસ્થા આવે છે, તેથી સહજ-જ્ઞાન પોતે આનંદના વિલાસરૂપ છે.

કેવું છે સ્વાભાવિક જ્ઞાન અથવા કેવી છે આત્માની જ્ઞાનજ્યોતિ ? અહીં "જ્ઞાનજ્યોતિ" એમ શા માટે કહે છે ? જ્યોતિ કહેવાનું કારણ એ છે કે અગ્નિની જ્યોત, ચંદ્રની જ્યોત વગેરે બધી જ્યોતને જાણનાર આ જ્ઞાન-જ્યોતિ જ છે. આત્માનો સ્વભાવ એટલે કે આ જ્ઞાન-જ્યોતિ જ એવી છે કે તેનું સાચું ભાન થતાં ઊંધી

આ વાત બહુ ઝીણી છે, આત્મામાં એક દૃષ્ટા શક્તિ છે તેને દર્શન કહેવાય છે. જ્ઞાનાવરણીય કર્મના નિમિત્તે રોકાણું તે જ્ઞાન અને દર્શનાવરણીય કર્મના નિમિત્તે રોકાણું તે દર્શન એમ કહેવાય છે. ખરેખર જીવ જ્યારે પોતાના ઊંધા પુરુષાર્થથી રોકાય છે ત્યારે કર્મને નિમિત્ત કહેવાય છે.

જ્ઞાનનો જાણવાનો સ્વભાવ છે, તે આત્માને જાણે છે, દર્શનને જાણે છે, બધા ગુણોને જાણે છે, વિકારી પર્યાયને જાણે છે, ઊણી પર્યાયને જાણે છે, પૂરી પર્યાયને પણ જાણે છે એમ બધા પ્રકારને જ્ઞાન જાણે છે. દર્શન એટલે જાણવા પહેલાં આત્માનો વેપાર થાય છે તે દર્શનઉપયોગ છે, તે બધા આત્માને થઈ રહ્યો છે. અંદર આત્મામાં સ્વને અને પરને જાણવાનો વેપાર ( જ્ઞાનોપયોગ ) થાય છે તેના પહેલાં આત્માનો અંદર ચૈતન્ય વેપાર તે દર્શનઉપયોગ છે.

દર્શનઉપયોગ અને જ્ઞાનઉપયોગ તે આત્માનો ચૈતન્ય-વેપાર છે. તેમાં જ્ઞાનઉપયોગના ભેદ ગાથા ૧૨ માં કહ્યા; હવે દર્શનઉપયોગના બે ભેદ છે. ૧–સ્વભાવદર્શનઉપયોગ, અને ૨–વિભાવદર્શનઉપયોગ. ઇન્દ્રિયો અને મનના નિમિત્ત વગર જે એકલા આત્માથી જ થાય તે સ્વભાવ-દર્શનઉપયોગ છે. “આ લાકડું છે” એમ લાકડા ઉપર નજર જાય છે અથવા કોઈ બોલે તે શબ્દ સાંભળવા

તરફ લક્ષ જાય છે તે તો જ્ઞાનનો વેપાર છે; જ્ઞાન પોતાથી જાણે છે, લાકડા ઉપર લક્ષ કરે છે અગર કોઈ બોલે છે તે ઉપર લક્ષ જાય છે તેથી જ્ઞાન થાય છે એવું નથી, પણ અંદર આત્મામાં આત્માથી જ્ઞાન થાય છે. કોઈએ બોલેલા 'લાકડાં' એવા શબ્દ ઉપર જ્ઞાનનું લક્ષ જતાં પહેલાં આત્માનો જે ચૈતન્ય વેપાર થાય છે તે દર્શનઉપયોગ છે. દર્શન કહેતાં અહીં સમ્યગ્દર્શનનો વેપાર, ન સમજવો, સમ્યગ્દર્શન તો આત્માના શ્રદ્ધા ગુણની પર્યાય છે, અને અહીં આત્માના દર્શનગુણના વેપારની વાત ચાલે છે.

જાણવાના ઘણા ભેદ લીધા હતા તેમ દર્શનના ઘણા ભેદ છે. પહેલાં કહ્યું હતું કે દર્શનમાં ભેદ નથી; વળી પાછા દર્શનના ભેદ લર્યે છે. જો કે દર્શનઉપયોગમાં ઘણાં પ્રકાર નથી, પણ જ્ઞાન પહેલાં દર્શનનો વેપાર થાય છે તેથી જેટલા જ્ઞાનના પ્રકાર પડે છે તેટલા દર્શનના પ્રકાર લીધા છે. ઉપયોગ દરેક જીવને સમયે સમયે થઈ રહ્યો છે, છતાં તેની ખબર નથી, અને "એકલી ઊજજડ ગામની ભરી" એના જેવું જીવે કર્યું છે. એક ખેડુત એક ગામથી બીજે ગામ જતો હતો, વચ્ચે ઊજજડ ગામ આવ્યું ત્યાં ખાલી જમીન પડેલી ખેડુતે તે માપવા માંડી કે કેટલા હાથ છે? ગામમાં આવી બીજાને તે જમીનના માપની વાત કરી તો તેને પૂછ્યું કે તે જમીન તારે લેવી છે કે બીજાને? (કેમકે લેવાનો વિચાર હોય ત્યારે માપ

માન્યતારૂપ અંધકારનો તે નાશ જ કરે છે. સહજજ્ઞાનનું ચારિત્ર ત્રિકાળ એકરૂપ ધ્રુવરૂપ આત્મામાં પડ્યું છે. અવસ્થા પ્રગટે છે તે ચારિત્ર જુદું ઉત્પાદ ( પર્યાયરૂપ ) છે.

આત્મા નિત્ય છે, તે મરે કે જન્મે નહીં, શરીર પણ જન્મે કે મરે નહીં. જન્મ-મરણ એ તો માન્યતા છે; શરીરનો સંયોગ થવો તે જન્મ અને શરીરનો વિયોગ થવો તે મરણ એમ મનાય છે, પરંતુ જેમ એક માણસ એક ઠેકાણેથી દુકાન બીજે ઠેકાણે ફેરવે તેથી તે માણસ મર્યો ન કહેવાય તેમ આત્મા એક શરીરના સંયોગથી છૂટીને બીજે ઠેકાણે જાય એટલે કાંઇ આત્મા મર્યો કહેવાય નહીં.

[ અનુષ્ટુપ ]

सहजज्ञानसाम्राज्यं सर्वस्वं शुद्धचिन्मयम् ।
ममात्मानमयं ज्ञात्वा निर्विकल्पो भवाम्यहम् ॥

ચૈતન્યમૂર્તિ આત્માનું સ્વરાજ જડમાં–પરમાં નથી, પણ તેનું સહજજ્ઞાન સામ્રાજ્ય અંદર છે, આત્માનું પરથી નિરાળું જ્ઞાનમૂર્તિ સ્વરૂપ તે સ્વરાજ છે–તેને કોઈ લૂંટી શકે નહીં અને આત્મા કોઇને દઇ શકે નહીં. બહારનું સ્વરાજ–ધૂળનું સ્વરાજ તો પુણ્યના કારણે મળે છે પુણ્ય સિવાય તે સ્વરાજ કોઇને મળે નહીં કે કોઇ લઈ શકે નહીં; પણ આત્માનું સ્વરાજ તો આત્મામાં જ છે અને

આત્માના શ્રદ્ધા જ્ઞાનથી તે મળી શકે છે. આત્માના ભાન વિના પરનું સ્વરાજ લેવાની મૂઢતા ટળે નહીં. આત્મા જ્ઞાનમૂર્તિ છું એવા સ્વરૂપનું ભાન તે જ આત્માનું સ્વરાજ છે, જડને પોતાનું માનવું તે જ ચોરાશીમાં રખડવાનું અને પરાધીનતાના દુ:ખનું કારણ છે. 'અહોહો! મારૂં રાજ્ય મારી પાસે જ છે આમ જાણીને હું મારા સ્વરૂપમાં જ ઠરવા માગું છું, હું કોઇને સમજાવી શકતો નથી. હું મને જ સમજું છું' આમ સમજીને ધર્મી જીવ વિકલ્પરહિત થઇને અંદર ઠરવા માગે છે. આ જ સ્વાધીનતા અને સુખ છે.

આ અધિકાર જ્ઞાનનો છે; જ્ઞાનની મતિ, શ્રુત, અવધિ, મન:પર્યય અને કેવળ એ પાંચ સમ્યક્ અવસ્થા છે તથા કુમતિ, કુશ્રુત અને કુઅવધિ એ ત્રણ ઊંધી અવસ્થા છે, પણ કારણરૂપ જ્ઞાનઉપયોગ તો એકરૂપ છે–તેના આ ભેદ નથી, એ તો ત્રિકાળ સ્વરૂપરૂપ એકરૂપ છે. આ રીતે ગાથા ૧૧–૧૨ માં જ્ઞાનોપયોગના ભેદોનું સ્વરૂપ કહ્યું. ॥ ૧૧–૧૨ ॥

હવે તેરમી ગાથામાં દર્શનઉપયોગના ભેદ કહે છે:—

तह दंसणउवओगो ससहावेदरवियप्पदो दुविहो ।
केवलमिंदियरहियं असहायं तं सहावमिदि भणिदं ॥१३॥

तथा दर्शनोपयोगः स्वस्वभावेतरविकल्पतो द्विविधः ।
केवलमिन्द्रियरहितं असहायं तत् स्वभाव इति भणितः ॥१३॥

આ વાત બહુ ઝીણી છે, આત્મામાં એક દ્રષ્ટા શક્તિ છે તેને દર્શન કહેવાય છે. જ્ઞાનાવરણીય કર્મના નિમિત્તે રોકાણું તે જ્ઞાન અને દર્શનાવરણીય કર્મના નિમિત્તે રોકાણું તે દર્શન એમ કહેવાય છે. ખરેખર જીવ જ્યારે પોતાના ઊંધા પુરુષાર્થથી રોકાય છે ત્યારે કર્મને નિમિત્ત કહેવાય છે.

જ્ઞાનનો જાણવાનો સ્વભાવ છે, તે આત્માને જાણે છે, દર્શનને જાણે છે, બધા ગુણોને જાણે છે, વિકારી પર્યાયને જાણે છે, ઊણી પર્યાયને જાણે છે, પૂરી પર્યાયને પણ જાણે છે એમ બધા પ્રકારને જ્ઞાન જાણે છે. દર્શન એટલે જાણવા પહેલાં આત્માનો વેપાર થાય છે તે દર્શનઉપયોગ છે, તે બધા આત્માને થઈ રહ્યો છે. અંદર આત્મામાં સ્વને અને પરને જાણવાનો વેપાર (જ્ઞાનોપયોગ) થાય છે તેના પહેલાં આત્માનો અંદર ચૈતન્ય વેપાર તે દર્શનઉપયોગ છે.

દર્શનઉપયોગ અને જ્ઞાનઉપયોગ તે આત્માનો ચૈતન્ય-વેપાર છે. તેમાં જ્ઞાનઉપયોગના ભેદ ગાથા ૧૨ માં કહ્યા; હવે દર્શનઉપયોગના બે ભેદ છે. ૧–સ્વભાવદર્શનઉપયોગ, અને ૨–વિભાવદર્શનઉપયોગ ઇન્દ્રિયો અને મનના નિમિત્ત વગર જે એકલા આત્માથી જ થાય તે સ્વભાવ-દર્શનઉપયોગ છે. "આ લાકડું છે" એમ લાકડા ઉપર નજર જાય છે અથવા કોઈ બોલે તે શબ્દ સાંભળવા

તરફ લક્ષ જાય છે તે તો જ્ઞાનનો વેપાર છે; જ્ઞાન પોતાથી જાણે છે, લાકડા ઉપર લક્ષ કરે છે અગર કોઇ બોલે છે તે ઉપર લક્ષ જાય છે તેથી જ્ઞાન થાય છે એવું નથી, પણ અંદર આત્મામાં આત્માથી જ્ઞાન થાય છે. કોઈએ બોલેલા 'લાકડાં' એવા શબ્દ ઉપર જ્ઞાનનું લક્ષ જતાં પહેલાં આત્માનો જે ચૈતન્ય વેપાર થાય છે તે દર્શનઉપયોગ છે. દર્શન કહેતાં અહીં સમ્યગ્દર્શનનો વેપાર, ન સમજવો, સમ્યગ્દર્શન તો આત્માના શ્રદ્ધા ગુણની પર્યાય છે, અને અહીં આત્માના દર્શનગુણના વેપારની વાત ચાલે છે.

જાણવાના ઘણા ભેદ લીધા હતા તેમ દર્શનના ઘણા ભેદ છે. પહેલાં કહ્યું હતું કે દર્શનમાં ભેદ નથી; વળી પાછા દર્શનના ભેદ લ્યે છે. જો કે દર્શનઉપયોગમાં ઘણાં પ્રકાર નથી, પણ જ્ઞાન પહેલાં દર્શનનો વેપાર થાય છે તેથી જેટલા જ્ઞાનના પ્રકાર પડે છે તેટલા દર્શનના પ્રકાર લીધા છે. ઉપયોગ દરેક જીવને સમયે સમયે થઇ રહ્યો છે, છતાં તેની ખબર નથી, અને "એકલી ઉજજડ ગામની ભરી" એના જેવું જીવે કર્યું છે. એક ખેડુત એક ગામથી બીજે ગામ જતો હતો, વચ્ચે ઉજજડ ગામ આવ્યું ત્યાં ખાલી જમીન પડેલી ખેડુતે તે માપવા માંડી કે કેટલા હાથ છે? ગામમાં આવી બીજાને તે જમીનના માપની વાત કરી તો તેને પૂછ્યું કે તે જમીન તારે લેવી છે કે બીજાને? (કેમકે લેવાનો વિચાર હોય ત્યારે માપ

કરેને ?) પણ પેલો ખેડુત તો કહે-કોઇને લેવી નથી, હું તો મફતનો માપ કરી આવ્યો. તેમ આત્માને સમજ્યા વિના પોતે પરનું બધું ભરી આવ્યો. જગતના માણસો પોતાના આત્માનો વેપાર અંદર શું છે તેને માપતા નથી અને સંસારનું બીજું માપ કાઢવું હોય તો તૈયાર ! પણ જેના સરવાળે શૂન્ય અને શરુઆત પણ શૂન્ય તેનું માપ કરી કરીને અનંતકાળ કાઢયો છતાં તેને જ માપ્યા કરે છે, પણ આત્મા શું વસ્તુ છે તેનું સાચું માપ કાઢતો નથી, એજ મહાન ભૂલ છે.

આત્માનું માપ કઇ રીતે થાય તે અહીં કહેવાય છે. આત્માની અંદર બે પ્રકારના ઉપયોગ છે ૧-દર્શનઉપયોગ, ૨-જ્ઞાનઉપયોગ; તેમાં જ્ઞાન ઉપયોગની વાત તો કરી. હવે દર્શનઉપયોગની વાત ચાલે છે. જાણવું તે તો વિશેષ ઉપ-યોગ (જ્ઞાન) છે, જાણવા પહેલાં સામાન્ય ઉપયોગ થાય છે તે દર્શનઉપયોગ છે; દર્શનમાં ભેદ હોય નહીં, પણ જ્ઞાનમાં ભેદ પડે છે તેથી દર્શનમાં પણ ભેદ લીધા છે. દર્શન એટલે દેખવાનો ભાવ; આંખથી દેખવું તે દર્શન નહીં. 'આ રૂપ છે' એમ જણાય તે તો જ્ઞાન થઇ ગયું, પણ 'આ રૂપ છે' એમ તેને જાણતાં પહેલાં આત્માનો વેપાર તે દર્શનઉપયોગ છે, તેના સ્વભાવદર્શનઉપયોગ અને વિભાવદર્શનઉપયોગ એવા બે ભેદ છે. જ્ઞાનનો સ્વભાવ -સ્વપરને ભેદરૂપ જાણવાનો છે; પોતાને, પરને, શુદ્ધતાને

અને રાગને સ્વ-પરના ભેદથી જાણવાનો તેનો સ્વભાવ છે, દર્શનમાં એ ભેદ હોય નહીં. આ બધું જાણે તો આત્માનો મહિમા આવે અને સાચા જ્ઞાનવડે આત્માનું માપ થાય.

અહોહો ! શું વસ્તુ સ્વરૂપ છે ! માણસોને ધર્મ કરવો છે પણ ધર્મ ક્યાં છે તેની ખબર નથી, સમજણ નથી. આત્મા પોતે એકરૂપ વસ્તુ છે તેની શુદ્ધપર્યાય એ જ ધર્મ છે. જેટલા સિદ્ધભગવાન થયા તે કોઈ પુણ્ય-પાપની ક્રિયાથી થયા નથી પણ આત્મામાંથી જ તે પર્યાય પ્રગટ કરી થયા છે. ઊંધી માન્યતારૂપ સંસાર પણ આત્મામાં જ હતો, અને સાચું ભાન કરીને નિર્મળ પર્યાય પણ આત્મામાંથી જ કાઢી.

આત્મામાં દેખવાનો ત્રિકાળી સ્વભાવ છે, તેના બે ભેદ છે; એક સ્વભાવદર્શનઉપયોગ, બીજો વિભાવદર્શન-ઉપયોગ. સ્વભાવિકદર્શન તે તો દેખવું સ્વભાવ છે, તે સ્વભાવદર્શનઉપયોગના બે ભેદ છે ૧–કારણસ્વભાવદર્શન-ઉપયોગ અને ૨–કાર્યસ્વભાવદર્શનઉપયોગ.

હવે કારણસ્વભાવદર્શનઉપયોગનું સ્વરૂપ કહે છે:— અહીં ફેર એટલો છે કે જે દર્શનઉપયોગ છે તેને, અને
૧
કારણદૃષ્ટિ જે એક ધ્રુવરૂપ-શ્રદ્ધારૂપ ત્રિકાળસ્વભાવ છે (કે જેના ઉપર મીટ માંડવાથી સમ્યગ્દર્શન પ્રગટે છે) તેને
૨
એક લીધાં છે. આત્માનો (દેખવાનો) ધ્રુવરૂપ સમય પૂરતો અવિચળ શાશ્વત દર્શનવેપાર છે.

કારણસ્વભાવદૃષ્ટિ એટલે શું ? જે શ્રદ્ધાગુણ ત્રિકાળી છે તે ગુણ નહિ પણ તેનો વર્તમાનવેપાર—અંદર એકરૂપ ધ્રુવરૂપ છે, તેને અહીં શ્રદ્ધારૂપ લીધેલ છે શ્રદ્ધા કહેતાં સમ્યગ્દર્શનપર્યાય નહીં પણ જે દર્શન-ઉપયોગ એકરૂપ સામાન્ય છે તેને શ્રદ્ધારૂપ વર્ણવ્યું છે, અને તેમાં આ કારણસ્વભાવદૃષ્ટિરૂપ સામાન્ય નાખ્યું છે, બંને સામાન્યને અભેદરૂપ વર્ણવ્યા. આ કાંઈ કેવળી-ભગવાનને સમજાવતા નથી પણ અજ્ઞાનીને સમજવા માટે કહે છે. આ સમજ્યા વગર ધર્મ થશે નહિ; આ કહીને ધર્મ [ વસ્તુનું સ્વરૂપ ] કેવી રીતે છે તે સમજાવે છે.

આત્મામાં દર્શનગુણ છે, જ્યારે પોતાના ઊંધા પુરુષાર્થથી પોતાના કારણે દર્શનની પર્યાય રોકાય ત્યારે દર્શનાવરણીયકર્મ નિમિત્તરૂપ કહેવાય છે; પરંતુ અહીં તો કર્મની અપેક્ષાથી પાર દર્શનનો એકરૂપ ધ્રુવવેપાર તેને કારણસ્વભાવદૃષ્ટિ કીધી છે. કારણસ્વભાવદૃષ્ટિ એટલે—આત્મામાં શ્રદ્ધાગુણ છે તે નહિ, સમ્યક્શ્રદ્ધા કે મિથ્યા-શ્રદ્ધા એ બે ઉત્પાદ-વ્યયરૂપ પર્યાયો છે તે પણ નહિ, 'હું દર્શન છું' એવો વિકલ્પ ઊઠે છે તે રાગ છે-તે પણ નહિ અને ચક્ષુદર્શન-અચક્ષુદર્શન વગેરે અવસ્થા છે તે પણ નહિ, પરંતુ તે બધાને મૂકીને દર્શનનો નિરપેક્ષ કાયમી વેપાર તે કારણસ્વભાવદૃષ્ટિ છે કારણરૂપદૃષ્ટિ શ્રદ્ધામાત્ર છે તે નિજરૂપ પોતાને જ દેખે છે; તેમાં ઉત્પાદ-વ્યયરૂપ વેપાર નથી છતાં તે ધ્રુવરૂપ-પર્યાય છે.

શરીરને આત્મા માને કે પુણ્ય-પાપને પોતાનું સ્વરૂપ માને તે અજ્ઞાન છે–તે નહિ, 'હું દર્શન છું' એવો વિકલ્પ ઊઠે તે નહિ અને ચક્ષુદર્શન–અચક્ષુદર્શનાદિ અવસ્થાના ભેદ તે પણ નહિ, પરંતુ એકરૂપ દર્શન [ દૃષ્ટાશક્તિ ] તેની જે એકરૂપ ધ્રુવરૂપદૃષ્ટિ તે કારણદર્શનઉપયોગ છે. જેવી આત્માની શ્રદ્ધા એકરૂપ ધ્રુવરૂપ વર્તમાન છે તેવો ત્રિકાળ દર્શનઉપયોગ એકરૂપ ધ્રુવરૂપ વર્તમાન છે. આત્માનો શ્રદ્ધા-ગુણ અને દર્શનગુણ અભેદદૃષ્ટિમાં એકરૂપ લેવાય છે.

આચાર્યદેવ પોતે કહે છે કે 'આ બ્રહ્મમય ઉપદેશ કર્યો છે.' આત્મા સહજ ત્રિકાળી એકરૂપ, દ્રવ્ય-ગુણ-પર્યાય તે પણ એકરૂપ, શ્રદ્ધા પણ એકરૂપ અને તેનો વર્તમાન ઉપયોગ પણ ધ્રુવરૂપ ત્રિકાળ એકરૂપ—એમ બધું ધ્રુવરૂપે એકરૂપ છે, તે સ્વરૂપ અહીં બતાવ્યું છે. આ પ્રથમની વાત છે, શરૂઆતનો એકડો છે. જેણે આ કદી સાંભળ્યું પણ ન હોય અને ક્યાંક બહારમાં ધર્મ માન્યો હોય તેને આ વાતની શું ખબર પડે ?

આ એકરૂપ ધ્રુવ ત્રિકાળી નિરપેક્ષ ઉપયોગરૂપ કારણ-દૃષ્ટિ સદા પવિત્રરૂપ છે; પરમઉપયોગ ત્રિકાળ પવિત્ર છે. અપવિત્રતા ટાળીને પવિત્ર થવું તે તો અપેક્ષીત પર્યાયમાં છે. જેમ સ્ફટીકમાં સ્વચ્છતા સદાય ભરી છે તેમ આત્મામાં એકરૂપ ઉપયોગ સદા પવિત્રરૂપ જ છે. કારણદર્શનઉપયોગ અને કારણશ્રદ્ધાઉપયોગ તે બંને સદા પવિત્રરૂપ ઉપયોગ છે.

આત્મા ત્રિકાળી વસ્તુ છે તેનો દર્શનઉપયોગ ત્રિકાળ છે તેનું વર્ણન ચાલે છે. 'હું દર્શન છું, પુણ્ય-પાપ નહિ' એવો વિકલ્પ તે રાગ છે. ઉદયભાવ તે આત્માનો સ્વભાવ નથી પણ ક્ષણિક નવો પ્રગટતો ભાવ છે, તેના લક્ષે સ્વાભાવિકદૃષ્ટિ પકડાય નહિ; ઉપશમસમકિતના લક્ષે પણ પરમસ્વભાવ અગોચર છે; ક્ષયોપશમભાવના લક્ષે પણ અગોચર છે; કારણકે ઉદય, ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયક એ ચારે ભાવો નિમિત્તની અપેક્ષા રાખીને પ્રગટે છે તેથી તે ભાવોને આત્માનો *વિભાવસ્વભાવ કહ્યો છે. અહીં તો એકલો સહજસ્વભાવી ત્રિકાળ નિરપેક્ષભાવ છે તે કહેવા માગે છે. આ ઉદયાદિ ચારે ભાવો વિભાવસ્વભાવરૂપભાવો છે કેમકે તે ભાવ પરની અપેક્ષાવાળા છે, પરની અપેક્ષાવાળો જે ભાવ તે સ્વભાવભાવ નથી.

પારિણામિકસ્વભાવભાવ પારિણામિકભાવથી ન જણાય પણ ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષાયિકભાવદ્વારા તે જણાય—લક્ષમાં આવે; પણ તે ઉપશમ વગેરે ભાવો જેવડો તે પારિણામિકભાવ નથી, ઉપશમાદિ તો અપેક્ષિત ભાવો છે અને પારિણામિકભાવ તો નિરપેક્ષ ત્રિકાળીભાવ છે—એવા પારિણામિકભાવનું માહાત્મ્ય કરવા માટે ઉપશમવગેરે ચારે ભાવોથી તે અગોચર છે એમ અહીં કહ્યું છે.

જેમ બાળક નવું જન્મે તેને પોતાના જન્મ પહેલાં

---

* વિભાવસ્વભાવ = વિશેષભાવ, અપેક્ષિતભાવ.

શું ચાલતું હોય તેની ખબર ન પડે, તેમ આત્મામાં ક્ષાયિકજ્ઞાન–કેવળજ્ઞાન–પરની (-કર્મની અભાવની) અપેક્ષાવાળું જ્ઞાન સાદિ–અનંત છે તે નવું પ્રગટ થાય છે અને અંદર નિરપેક્ષતત્ત્વ એકરૂપ સહજસ્વરૂપ છે તે ત્રિકાળ-અનાદિઅનંત છે—તે નિરપેક્ષસ્વભાવભાવનું મહાત્મ્ય બતાવવા માટે, કેવળજ્ઞાનને પણ તેની ખબર ન પડે એમ અહીં કહેવામાં આવ્યું છે એટલે કે કેવળજ્ઞાનના લક્ષે કેવળજ્ઞાન પ્રગટે નહિ એમ સમજાવ્યું છે. કેવળજ્ઞાન ક્ષાયિકભાવ છે, તે અશુદ્ધતાના નાશથી પ્રગટે છે તેથી તેને પણ અશુદ્ધતાના નાશની અપેક્ષા આવે છે; અહીં તે અપેક્ષિત ભાવ બતાવવો નથી પણ એકરૂપ સત્‌પારિણામિકભાવ—નિરપેક્ષસ્વભાવભાવ તે અહીં બતાવવો છે.

સમ્યગ્જ્ઞાનદીપિકામાં 'જેને બહિરાત્મા, અંતરાત્મા કે પરમાત્મા ન જાણી શકે, જ્ઞાની, અજ્ઞાની કોઈ ન જાણી શકે તે હું છું' એમ કહ્યું છે તેનો આશય એ છે કે નિરપેક્ષસ્વભાવમાં જ્ઞાની–અજ્ઞાની કે અંતરાત્મા–બહિરાત્મા-પરમાત્મા એવા કોઈ જાતના પડખાં નથી, તે તો નિરપેક્ષ સદા એકરૂપ છે; કોઈ અપેક્ષાવાળા ભાવ તેને ન જાણે એમ કહીને નિરપેક્ષતત્ત્વનો મહિમા કર્યો છે.

લોકોને એમ લાગે કે આમાં કાંઈ કરવાનું તો ન આવ્યું? પણ આમાં સાચી સમજણ કરવાનું આવ્યું, તે જ કરવાનું છે. આ વાત સમજવામાં કેટલી મહેનત (પુરુષાર્થ) છે?

અનંતો સવળો પુરુષાર્થ એકેક વાત સમજવામાં આવે છે; આ સમજ્યા વગર કોઇ ગો ઉપવાસ કરી નાંખે તોય આત્મા ઓળખાય નહિ. તો પછી આ સમજવામાં મહેનત છે કે ઉપવાસ કરવામાં? સાચી સમજણ કરવામાં ઘણો પુરુષાર્થ છે આ વસ્તુની સાચી સમજણ મોંઘી છે, આમાં ઊંડા ઊતર્યા વગર મગજ કામ કરે એવું નથી. અજ્ઞાનીઓ સાચી સમજણની ગણતરી કરતા નથી અને ઉપવાસાદિ જે અનંતવાર સાચી સમજણ વગર કરી ચૂક્યો તેની ગણતરી કરે છે કેમકે તે અનાદિની બેઠેલી વાત છે; પણ આત્માનો ધર્મ શું છે તે વાત કદી બેઠી નથી. ધર્મ તો આત્માનો સ્વભાવ છે તે બહારમાં નથી, આ વાત બેસાડવી લોકોને મુશ્કેલ પડે છે પરંતુ જ્યાંસુધી આ વાત ન બેસે ત્યાંસુધી ધર્મ થાય નહિ.

આત્માનો સ્વભાવ ત્રિકાળ શક્તિરૂપે પૂર્ણ છે તે સ્વભાવભાવ છે, અને ક્ષાયિક આદિ ચારે ભાવો વિભાવસ્વભાવ છે. જ્યારે અશુદ્ધતાનો વ્યય થાય ત્યારે ક્ષાયિકભાવનો ઉત્પાદ થાય છે-તેથી તે ત્રિકાળ એકરૂપભાવ નથી. અહીં તો કહ્યું કે સત્ ત્રિકાળ એકરૂપ વર્તે છે એવો સ્વભાવભાવ તે ક્ષાયિકભાવથી પણ અગોચર છે કારણ કે તે ક્ષાયિકભાવ જેવડો નથી, એથી તેનું માહાત્મ્ય બતાવવા ક્ષાયિકભાવથી પણ તે ખ્યાલમાં આવે નહિ એમ કહ્યું છે. આમ કહેવાનો આશય એવો છે કે ઉદય, ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષાયક એ ચાર ભાવોના લક્ષે ભેદનો વિકલ્પ

આવે છે માટે તેની અપેક્ષા (-લક્ષ) છોડી દે; તેના લક્ષે રાગ રહેશે અને સ્વભાવ જણાશે નહિ. એ ચારે તરફનો વિકલ્પ તૂટતાં ધ્રુવ એકરૂપ પંચમભાવ છે તે જણાશે, એવો જ સ્વભાવ છે-બીજો કોઈ સ્વભાવ નથી.



વ્યાખ્યાન નં ૧૪ તા. ૩-૫-૪૪ બુધ

ગાથા ૧૩ ચાલુ.

અધિકાર મૂળ માખણનો છે. ન સમજાય તો સાંભળવું. જીંદગીમાં કેટલાકને તો આ શબ્દો પણ કાને ન પડયા હોય એવું ઝીણું છે-ઊંચું છે ઝીણું પડે પણ ના ન પાડવી. બાપે પોતાનો વારસો કદી કહ્યો ન હોય તેથી છોકરાને ખબર ન હોય, પણ જ્યારે બાપ વારસો કહે ત્યારે એમ ન કહે કે તમે આ વાત તો કદી કહી નથી માટે આજ હું નહિ સાંભળું કે નહિ માનું; પણ ત્યાં તો તેની રુચિ છે તેથી સાંભળે છે અને તેમ માને છે; તેમ અહીં સર્વજ્ઞ ભગવાનનું અંતરપેટ કહેવાય છે. પરિપૂર્ણ આત્મસ્વરૂપનો વારસો સર્વજ્ઞભગવાન બતાવે છે તેની ના ન પાડવી પણ અંતરમાં રુચિ અને હકાર લાવી સાંભળવું. પૂર્ણસ્વરૂપનો મહીમા બતાવાય છે, તેમાં કુતર્ક કામ આવે તેમ નથી, શબ્દો ગોખ્યે આવડે તેવું નથી, મનથી જણાય તેમ નથી એવા સહજસ્વભાવની વાત આચાર્યદેવ મૂકે છે. પહેલાંજ

આચાર્યદેવે કહ્યું છે કે મેં આ બ્રહ્મમય ઉપદેશ કર્યો છે, માટે તે અંતરદૃષ્ટિ વગર પકડાશે નહીં. આ અંતરમાં 'છે' તેની વાત છે, નથી તેને કોઈ કહે નહીં. અંદર વસ્તુ છે તેની વ્યાખ્યા-તેનું સ્વરૂપ કહેવાય છે. સત્ તો ત્રણેકાળ એકરૂપ છે. ધર્મ સતરૂપ છે તે સમજે તો આદર થાય. સમજ્યા વગર સત્નો સાચો સ્વીકાર કે મહિમા થાય નહીં.

જુઓ ! હવે કારણસ્વભાવદર્શનોપયોગનું સ્વરૂપ કહે છે. આત્મામાં અનંત ગુણો છે; તેમાં જે જાણે છે તે જ્ઞાન-ગુણ છે, તેમાં સામાન્ય વિશેષ બંને જણાય છે. બીજો દર્શનગુણ છે તેનો વ્યાપાર સામાન્યને દેખે છે. દર્શન-ઉપયોગનો અર્થ ઉત્પાદરૂપ પરિણામ અર્થાત્ વર્તમાનવ્યા-પારરૂપભાવ એમ અહીં લીધો નથી. પણ આત્મા વસ્તુ અને દર્શનગુણ તો ત્રિકાળ છે અને તે દર્શનગુણનો વર્ત-માન વેપાર તે પણ ધ્રુવ એકરૂપ બદલ્યા વગર રહેનાર છે, તે દર્શનઉપયોગ અહીં લીધેલ છે.

સમ્યગ્દર્શન તો શ્રદ્ધાગુણની પર્યાય છે, પણ તે અહીં કહેવું નથી; પણ શ્રદ્ધા નામના ત્રિકાળી ગુણની ધ્રુવપર્યાય અને આ દર્શનનો ધ્રુવરૂપ વેપાર બન્ને અભેદ છે, તે અહીં કહેવું છે.

આ તો અમૃત છે, આચાર્યદેવે સર્વજ્ઞ વીતરાગનાં પેટનાં અમૃત રેડયાં છે, આવી વાત જંગલમાં વિચરતા નિર્ગ્રંથ સંત-મુનિઓ કોઈક વખતે ખૂલ્લી મૂકે છે, લોકોનાં મહાભાગ્યે આ વાત બહાર આવી છે.

દર્શન ત્રિકાળી ગુણ છે તેના ઉપયોગમાં સ્વભાવ-દર્શનઉપયોગ અને વિભાવદર્શનઉપયોગ એવા બે પ્રકાર છે; તથા સ્વભાવદર્શનઉપયોગના બે પ્રકાર છે: ૧–કારણ-સ્વભાવદૃષ્ટિ, ૨–કાર્યસ્વભાવદૃષ્ટિ. શ્રદ્ધા કરવી તે તેપ સમ્યગ્દર્શન છે–તે પર્યાય છે તેને અહીં નથી લેવી. શરીર, મન, વાણી કે રાગ દ્વેષ તે તો આત્મા જ નથી. જે કેવળ દર્શન પ્રગટે તે પણ કાર્ય છે, તેના કારણરૂપ એક દર્શન-ઉપયોગ ત્રિકાળ એકરૂપ સામાન્ય છે અને શ્રદ્ધાગુણ પણ સામાન્ય છે, તે બન્નેને સામાન્યપણે એક લઈ લીધા છે. દર્શનઉપયોગ તે આત્માનું નિજરૂપ છે, તે એક પ્રકારે અવસ્થા હોવા છતાં ધ્રુવ અને અક્રિય છે, બંધ–મોક્ષની બધી પર્યાય તો સક્રિય [ ઉત્પાદ–વ્યયરૂપી ક્રિયાસહિત ] છે; તે વ્યવહારક્રિયા છે, મોક્ષપર્યાય પણ ક્રિયા છે, અને આ ( દર્શનઉપયોગ ) તો અક્રિય ધ્રુવ વસ્તુ છે–અવિચળ છે; સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન પણ ચળ છે, કેવળજ્ઞાન પણ ચળ છે એટલે કે એક સમય પૂરતી બદલતી અવસ્થા છે. આત્માનો દર્શનઉપયોગ નિજરૂપ સદાય પવિત્ર છે, તે ઉપયોગરૂપ ધ્રુવપર્યાય ચાર વિભાવસ્વભાવરૂપ પર્યાયોથી અગોચર છે. ઉદય, ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયક એ ચારે પર્યાયોને અહીં ‘વિભાવસ્વભાવરૂપ પર્યાય’ કહી છે.

ઉદય—કર્મના નિમિત્તે આત્મામાં વિકારભાવ થાય છે તે ઉદયભાવ છે, તેનાથી દર્શનઉપયોગરૂપનિરપેક્ષ પર્યાય

પકડાય નહીં. જો કે ઉદયની અવસ્થા પ્રવાહે કરીને અનાદિથી ચાલી આવે છે, પણ તે અવસ્થા તો એક સમયપૂરતી જ છે. તે વિકારી પર્યાયના આશ્રયે ત્રિકાળી ધ્રુવ દ્રવ્ય પકડાય નહીં.

ઉપશમ—આત્માના પુરુષાર્થથી કર્મનું પ્રગટરૂપ ફળ ન આવવું તે ઉપશમ છે. તેની અવસ્થા એક સમયે એક જ હોય, ઉપશમભાવ ભલે અસંખ્ય સમય સુધી ચાલે પણ તેની પ્રગટરૂપ પર્યાય તો એક સમયે એક જ હોય છે. સમયે સમયે બદલીને અસંખ્ય સમય ચાલે છે. વિકારી પર્યાય કે નિર્મળ પર્યાય એક સમય પૂરતી જ છે. ઉપશમ સમ્યગ્દર્શન કે ચારિત્રમાં એક સમયની જ પર્યાય છે. ઉપશમનો કાળ અસંખ્ય સમય છે પણ વર્તમાન તો એક સમયે એક જ પર્યાય પ્રગટ હોય. જેમ કોઈ માળા ફેરવતું હોય તેના હાથમાં એક વખતે માળાનો એક જ મણકો રહે, પછી એક એક મણકો ફેરવીને કોઈ અડધી માળા ફેરવે કે કોઈ આખી ફેરવે. તેમ વિકાર ભલે અનાદિનો છે પણ એક સમયે તો એક જ પર્યાય પ્રગટ હોય; તેવી જ રીતે વિશુદ્ધિની પ્રગટરૂપ પર્યાય પણ એક સમયે એક જ હોય; સમય સમય કરીને ભલે અનંતકાળ લંબાય.

લોકો કહે છે કે આમાં ક્રિયા ઊડે છે, પણ આ સમજવામાં ક્રિયા નહિ આવતી હોય? સમજણની અપૂર્વ ક્રિયા આમાં આવે છે. આમાં એક કલાક એકાગ્ર થાય તો

એવાં ઊંચાં પુણ્ય બંધાઈ જાય કે જગતમાં કોઈ ઠેકાણે તેવાં પુણ્ય નહિ હોય. અને જે સમજે તેનું તો કહેવું જ શું?

જુઓ! આ લાકડું છે તેનો બહારનો આકાર (વ્યંજનપર્યાય) એવો ને એવો દેખાય છે, છતાં સમયે સમયે તે પોતાની અવસ્થા બદલે જ છે. સ્થૂળદૃષ્ટિથી લાકડું એવું ને એવું લાગે છે પણ તેની અવસ્થા દરેક સમયે બદલાય છે. દ્રવ્ય-ગુણ તો ધ્રુવ પડયા છે, અને તેની અવસ્થા એક સમયની જ પ્રગટ છે, બીજે સમયે બીજી અવસ્થા આવે છે. છદ્મસ્થનો ઉપયોગ અસંખ્ય સમયનો છે અને સામો પરમાણુઓનો સ્કંધ (લાકડું) પણ અસંખ્ય સમય સ્કંધરૂપે ટકી રહે છે તેથી એકરૂપ રહેતો હોય એવો ભ્રમ અજ્ઞાનને કારણે થઇ ગયો છે. અહીં ક્ષણિક પર્યાયનું લક્ષ છોડાવી ત્રિકાળી દ્રવ્યનું લક્ષ કરાવે છે. પર્યાય ઉપર લક્ષ જાય તો દ્રવ્યની શુદ્ધપર્યાય પ્રગટે નહીં. જો ઉપશમનું લક્ષ રહે તો અંદરનો સ્વભાવ સમજાય નહીં. અંદર કાયમ જે સત્ ત્રિકાળ એકરૂપ છે તે તરફ વળ્યો ત્યારે ઉપશમ કહેવાયો; એ રીતે જો કે ઉપશમભાવથી સ્વભાવનું લક્ષ થઇ શકે છે પરંતુ ત્રિકાળી સ્વભાવનું માહાત્મ્ય દર્શાવવા માટે તે ઉપશમથી પણ અગમ્ય છે એમ કહ્યું છે.

અવસ્થામાંથી અવસ્થા નથી આવતી, પણ વસ્તુમાંથી આવે છે. અખંડ વસ્તુ ખંડના (પર્યાયના) આશ્રયે

લક્ષમાં આવતી નથી; ઉપશમ વગેરે ખંડરૂપ છે, એક સમય પૂરતી પર્યાય છે તેના ઉપર લક્ષ જતાં આખું દ્રવ્ય ખ્યાલમાં આવતું નથી, માટે ઉપશમ-ક્ષયોપશમ વગેરેથી અગોચર છે, એમ કહ્યું છે.

ક્ષયોપશમ—આત્માના પુરુષાર્થથી ગુણનો અંશે ઉઘાડ થવો તે ક્ષયોપશમ છે. ક્ષયોપશમભાવ વર્તમાન તો એક સમય પૂરતો જ છે. ક્ષયોપશમની સ્થિતિ ઘણા કાળની છે-પરંતુ તેની પ્રગટ અવસ્થા તો એક જ સમય પૂરતી છે, તેના લક્ષે [ તે તરફના વિકલ્પે ] ત્રિકાળી સ્વભાવ પ્રગટતો નથી.

ક્ષાયક—ક્ષાયકભાવના લક્ષે પણ વસ્તુ અગોચર છે, કેમકે જેને કેવળજ્ઞાન થઈ ગયું છે તેને તો સમજવાનું રહ્યું નથી; નીચલી દશામાં તો ક્ષાયકદશા છે નહીં, જે નથી તે ઉપર વલણ કરવું તે તો વિકલ્પ છે, તથા ક્ષાયકસમકિત પણ પ્રગટરૂપ તો એક સમય પૂરતું જ છે, તેના લક્ષે સ્વભાવ લક્ષમાં આવતો નથી; માટે કહ્યું કે આત્મ વસ્તુ ક્ષાયકથી પણ અગમ્ય છે.

કેવળજ્ઞાન તો વર્તમાન વર્તતું નથી તો તેના ઉપર લક્ષ કેવી રીતે કરવું? વર્તમાનમાં જે અભાવરૂપ છે તેનું લક્ષ કેવી રીતે થાય? છદ્મસ્થને ઉપશમ-ક્ષયોપશમ-ભાવ વર્તતા હોય પણ તે ઊણી પર્યાય છે તેના ઉપરના લક્ષે રાગ આવે છે, અને ક્ષાયક તો છે નહીં; ત્યારે છે

શું ? કે દ્રવ્ય એકરૂપ સત્ ત્રિકાળ પડયું છે. નિત્ય એકરૂપ, દ્રવ્ય-ગુણ અને ત્રિકાળી ધ્રુવ પર્યાયથી અભેદરૂપ છે એવા પરમપારિણામિકસ્વભાવ ઉપર લક્ષ જતાં, જે વર્તમાન પ્રગટયું તેનું લક્ષ રહેતું નથી તેમજ ક્ષાયક ભાવ પ્રગટશે તેનો પણ વિકલ્પ હોતો નથી, એકલા ધ્રુવનો જ આશ્રય છે.

ક્ષાયક તો વર્તમાન છે નહીં, તો 'જે નથી તેનું લક્ષ' શી રીતે કરવું ? જ્યારે સમજવા તરફ વળ્યો ત્યારે ક્ષાયક-ભાવ તો હોય નહીં, જે ન હોય તેમાં એકાગ્ર શી રીતે થવું ? તથા 'ક્ષાયક પ્રગટશે' એમ વિચાર કરે તો જે નથી તેના વિકલ્પમાં રાગ આવે છે. ત્યારે શું કરવું ? તે કહે છે:—

આત્મા ત્રિકાળ વસ્તુ, તેના ગુણ અને તેની અરૂપી પારિણામિક ક્રિયા [તે અંતરંગ ક્રિયા છે, બહારમાં તો અક્રિય છે]-તે એકરૂપ પડયા છે, તેના લક્ષે સમ્યગ્દર્શન પ્રગટે છે. ઉદય, ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષાયકના લક્ષે રાગ આવે છે તેમાં પણ ક્ષાયક તો વર્તમાન પ્રગટ છે નહીં તેથી અંદર જે અવિચળ ધ્રુવ એકરૂપ સ્વભાવભાવ પડયો છે તેનું જ લક્ષ કરવા જેવું છે. ઉદય, ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયક એ ચારેને વિભાવસ્વભાવ કહ્યા છે કેમકે તે ચારેમાં પરની અપેક્ષા આવે છે; તેમાં પણ ક્ષાયક તો વર્તમાન છે નહીં અને બીજા ત્રણ એક સમય પૂરતા છે તેના લક્ષે રાગ આવે છે. તેથી કહ્યું કે પરમપારિણામિક-

સ્વભાવ ચાર વિભાવસ્વભાવરૂપ ભાવોથી અગોચર છે. સહજ પારિણામિકભાવને જ ગમ્ય છે. જો કે ક્ષાયિકભાવથી કાંઈ અગોચર નથી, પણ ક્ષાયક વર્તમાનમાં નથી અને "નથી" તેના લક્ષે સત્ ઊઘડે નહીં એ અપેક્ષાએ ક્ષાયિકથી પણ અગોચર છે એમ કહ્યું છે.

મૂળ સ્વભાવ તો ત્રણેકાળ એકરૂપ છે, તેને કોઈ અપેક્ષા જ લાગુ પડતી નથી. મોક્ષ કે ક્ષાયકભાવ તે બધો વ્યવહારનયનો વિષય છે. જે ક્ષાયક અવસ્થા પ્રગટે તે અંદર શક્તિ હોય તો પ્રગટે કે ન હોય તો? અંદર જે સદાય એકરૂપ દ્રવ્ય પડ્યું છે તેના જોરે જ ક્ષાયકદશા પ્રગટે છે. પીપર ઘસતાં તેમાંથી જે તીખાશ પ્રગટે છે તે પત્થરમાંથી નથી આવતી પણ અંદર ચોસઠપહોરી તીખાશ કાયમ ભરી છે તે જ પ્રગટે છે; તેમ આત્મામાં નિર્મળ પર્યાય પ્રગટી તે તો વ્યવહાર છે, પણ તે નિર્મળ પર્યાય આવી ક્યાંથી? કોના જોરે પ્રગટી? અંદર ત્રિકાળ છે શું? ત્રિકાળ સ્વભાવની દૃષ્ટિ અને તેની સ્વરૂપશ્રદ્ધા તે ત્રિકાળ ધ્રુવ છે, વિકાસ થવો તે તો પર્યાયમાં છે.

આ આત્માના દર્શનઉપયોગની વાત ચાલે છે. દર્શનઉપયોગ ત્રિકાળ એકરૂપ અને તેની શ્રદ્ધા પણ ત્રિકાળ એકરૂપ છે. ઉદય, ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયક એ ચાર ભાવો તો અપેક્ષિત છે, આ દર્શનઉપયોગ અને તેની શ્રદ્ધા ત્રિકાળ એકરૂપ છે. સમ્યગ્દર્શન તો પર્યાય છે.

સમ્યક્શ્રદ્ધા કે મિથ્યાશ્રદ્ધા એ તો શ્રદ્ધાગુણની એક સમય પૂરતી પ્રગટ દશા છે, સ્વરૂપશ્રદ્ધા તો ત્રિકાળ એકરૂપ છે.

અહીં ધ્રુવઉપયોગ લેવો છે; દર્શનઉપયોગ ધ્રુવ અને તેની શ્રદ્ધા પણ ધ્રુવ, બન્ને સામાન્ય છે. શ્રદ્ધા તે કાયમી-ભાવ છે-ત્રિકાળ છે; અને સમ્યગ્દર્શન તે તો ઉત્પાદરૂપ-દશા છે અને મિથ્યાદર્શન તે વ્યયરૂપદશા છે, તેમાં તો અપેક્ષા આવે છે. સમ્યગ્દર્શનમાં મિથ્યાદર્શનના અભાવની-વ્યયની અપેક્ષા આવે છે; શ્રદ્ધા તો કાયમ એકરૂપ ધ્રુવ છે.

દર્શનઉપયોગ પરિણમન વગરનો એકરૂપ પર્યાયરૂપ ધ્રુવ છે; તે વર્તમાન-વર્તમાન વર્તે છે તોપણ પરિણમન નથી-ધ્રુવ કહેવાય. આહા! એકરૂપ સહજસ્વભાવભાવ છે, એકલો વીતરાગભાવ છે, પરમપારિણામિકભાવ છે, આવું જ જૈનદર્શનનુ સ્વરૂપ છે, વસ્તુ જ આવી છે. ઉદય, ઉપશમાદિ ચાર વિભાવસ્વભાવોથી અગોચર છે, સહજ સ્વાભાવિક છે; મોક્ષ વગેરે તો કૃત્રિમ છે, આ તો સહજ, સહજ, સહજ પરમપારિણામિકભાવ છે, તેની શ્રદ્ધા તે ત્રિકાળી છે. આવા સ્વભાવની શ્રદ્ધા તે અંદરનું દર્શન છે. દર્શનઉપયોગ ત્રિકાળ એકરૂપ છે, તે કારણશુદ્ધ આત્મા છે અને મોક્ષપર્યાય તે શુદ્ધકાર્ય છે.

આત્મા કેવો છે તેની વાત ચાલે છે. એકલો નિજ-સ્વભાવની સત્તામાત્રભાવ છે-હોવાપણું કાયમ છે દર્શન

ગુણ તો કાયમ છે પણ દર્શનઉપયોગરૂપ ધ્રુવપર્યાય તે પણ કાયમ છે, ગુણ-પર્યાય અભેદ છે.

કોઇ વાણિયા પાસે એક ચમકદાર કિંમતી મોતી હતું, તે કોઇ ભરવાડને બતાવ્યું અને કહ્યું કે "બહુ ઊંચી જાતનું પાણીદાર મોતી છે તેના પાણીના તેજની ઝલકનાં મોજાં ઊઠે છે;" ત્યારે મોતીની જાતનો અજાણ ભરવાડ કહે કે મને તો કાંઈ પાણી દેખાતું નથી, જો મારી પછેડીનો છેડો પાણીમાં પલાળી આપો તો માનું. પણ ભાઈ! આ તો મોતીની ચમકનાં મોજાં છે, નદીના પાણીનાં મોજાં નથી કે તેમાં તારી પછેડી પલળે! આ તો મોતીની અંદરની ચમકને ઓળખવાની રીત છે. તેમ આત્મા ચૈતન્યમૂર્તિ તે મોતી છે તેમાં જ્ઞાન, દર્શન વગેરે ગુણો તો ત્રિકાળ છે, અને તેમાં સ્વભાવપરિણતિરૂપ ચમક તે પણ ત્રિકાળ છે. 'પરિણતિ' કહેવા છતાં પરિણમે નહીં. બોલાય તો ગમે તેમ પણ બોલવા ઉપર જોવા જાય તેને ખરી વસ્તુ મળશે નહીં. [ "મોતીની ચમકનાં મોજાં" કહેવાય ત્યાં મોજાં એટલે પાણીનાં મોજાં નથી.]

આત્મા વસ્તુ કાયમી છે, તેનો દર્શનઉપયોગ શુદ્ધાત્મ-સત્તામાત્ર છે, એક અવસ્થા જાય ને બીજી થાય એવું તેમાં નથી પણ એકરૂપ ધ્રુવ છે, અવસ્થા ઉપરના લક્ષે તો વિકલ્પ આવે છે; એકરૂપ સ્વભાવભાવ નિરપેક્ષ છે તે સમ્યગ્દર્શનનો વિષય છે. વિષય એટલે તે તરફનું લક્ષ,

ધ્યેય. આત્માનો વિષય કરનાર સાચી શ્રદ્ધા, તે પ્રગટ કરવાનું કારણ જે 'સમ્યગ્દર્શનનો વિષય' તે શું છે? કે નિત્ય એકરૂપ શુદ્ધાત્મ અખંડ દ્રવ્ય, અનંત ગુણ અને એકરૂપ ધ્રુવ અખંડ પર્યાય તે અભેદપણે સમ્યગ્દર્શનનો વિષય છે, તે જ સાચી શ્રદ્ધા પ્રગટવાનું કારણ છે; તેનું લક્ષ કરીને તેમાં એકાગ્ર થઈને પરિણતિ કૃતકૃત્ય થાય છે.

દૃષ્ટિ અંદર દેખે છે; પ્રશસ્ત રાગ વચ્ચે આવે તે જુદો વિષય છે; દર્શનના વેપારમાં રાગ કે નિમિત્ત તરફનું વલણ નથી. દર્શનઉપયોગ તો પરમચૈતન્યસ્વરૂપ સ્વસ્વભાવ સત્તામાત્ર છે, અકૃત્રિમ છે. સમ્યગ્દર્શન પછી ચારિત્ર થાય છે, તે નવી પ્રગટતી અવસ્થા છે, સ્વરૂપની રમણતારૂપ ક્રિયા તે પણ કૃત્રિમ છે, કેમકે કેવળજ્ઞાન થયા પછી તેનો વ્યય થઇ જાય છે. અને આ શુદ્ધ સહજસ્વરૂપચારિત્ર તે તો ત્રિકાળ એકરૂપ છે, તેની શ્રદ્ધા પણ ત્રિકાળ એકરૂપ છે, અકૃત્રિમ પરમસ્વરૂપમાં નિશ્ચળસ્થિતિરૂપ એકરૂપ શુદ્ધ-ચારિત્રમય છે. વસ્તુ જ આવી પરમ શુદ્ધ છે.

આ દર્શનઉપયોગ ગુણ નથી પણ ગુણ સાથે તેની અભેદ ધ્રુવ પર્યાય છે, તે નિત્ય શુદ્ધ કર્માંજન રહિત (પુણ્ય–પાપ બન્ને કર્માંજન છે તેનાથી રહિત) ત્રિકાળ એકરૂપ નિરપેક્ષ જ્ઞાનસ્વભાવ છે. દર્શન, જ્ઞાન બધું અભેદ છે, નિત્ય શુદ્ધ કાયમ એકરૂપ છે; તે કારણસ્વભાવદર્શન આત્માના વેરી જે

પુણ્ય-પાપ તેની સેનાની ધ્વજાને તોડી નાંખનાર છે, જ્યાં ધ્વજા તૂટી ત્યાં સેના પણ ચાલી જાય છે. પુણ્ય-પાપની સેનાની ધ્વજારૂપ જે મિથ્યાદર્શન તેને આત્મસ્વભાવ તોડી નાંખે છે, આત્માનો સ્વભાવ બધાં પુણ્ય-પાપનો નાશ કરનાર છે; આવા આત્મસ્વરૂપની શ્રદ્ધામાત્ર કારણસ્વભાવદર્શન છે.

આત્મામાં દર્શનગુણ ત્રિકાળ એકરૂપ છે અને તેની દર્શનવ્યાપારરૂપ પરિણતિ તે ધ્રુવ અક્રિય છે; આવા સ્વરૂપે આત્માને માનવો-તેનું લક્ષ કરવું તે સમ્યગ્દર્શન છે. સમ્યગ્દર્શનનું લક્ષ પરિપૂર્ણ ધ્રુવ વસ્તુ છે; ચારિત્રની નિર્મળ વીતરાગી ક્રિયા તે પણ સમ્યગ્દર્શનનું લક્ષ નથી.

આ વસ્તુ સમજ્યા વિના જન્મ-મરણ ટળે નહીં. જેમ ચીભડાંનો વેલો સૂકવવો હોય ત્યાં જો ઉપરથી ચીભડાં અને પાંદડાં તોડયા કરે તો વેલો સૂકાય નહિ, કેમકે મૂળિયું સાજું છે; જ્યાંસુધી વેલાનું મૂળિયું ગોતીને તોડે નહીં ત્યાંસુધી ચીભડાં ફાલ્યાં જ કરે છે, પાંદડાં તોડે તો ફરી નવાં ઊગી જાય, જો વેલો સૂકવવો હોય તો મૂળિયું તોડવું જોઇએ; તેમ અનંતકાળના જન્મ-મરણરૂપી વિષવૃક્ષનું મૂળ શું છે તે જાણીને તેને છેદ્યા વિના જન્મ-મરણ અટકે નહીં. જન્મ-મરણ ટાળવા માટે તો જન્મ-મરણનું મૂળિયું જે મિથ્યાદર્શન તેને આત્માની સાચી ઓળખાણદ્વારા પ્રથમ ટાળવું જોઇએ, એ ટાળ્યા વિના જન્મ-મરણ ટળે નહીં. મિથ્યાશ્રદ્ધા એ જ સંસારનું મૂળ છે અને સમ્યક્-

શ્રદ્ધા તે કેવળજ્ઞાનનું મૂળ છે, તથા તે સમ્યક્શ્રદ્ધાનું મૂળ અખંડ દ્રવ્ય છે. અખંડ દ્રવ્ય ઉપર જોર કરતાં સમ્યગ્દર્શન પ્રગટી જાય છે. તે સમ્યગ્દર્શનનો વિષય સમ્યગ્દર્શન નથી અને વીતરાગદશા પણ નથી, કેમકે તેમાં પરની અપેક્ષા આવે છે. પરાશ્રિત બધો વ્યવહાર છે અને વ્યવહારને આશ્રિત જીવો મિથ્યાદૃષ્ટિ છે. નિશ્ચયને આશ્રિત સમ્યગ્દૃષ્ટિ હોય છે. **શ્રી સમયસારજીમાં કહ્યું છે કેઃ—**

ववहारोऽभूयत्थो भूयत्थो देसिदो दु सुद्धणओ ।
भूयत्थमस्सिदो खलु सम्माइट्ठी हवइ जीवो ॥ ११ ॥

અર્થઃ—વ્યવહારનય અભૂતાર્થ છે અને શુદ્ધનય ભૂતાર્થ છે એમ ઋષીશ્વરોએ દર્શાવ્યું છે; જે જીવ ભૂતાર્થનો આશ્રય કરે છે તે જીવ નિશ્ચયથી સમ્યગ્દૃષ્ટિ છે. સમ્યગ્દર્શનનો વિષય ત્રિકાળ એકરૂપ નિરપેક્ષ ધ્રુવ વસ્તુ છે. આ રીતે કારણસ્વભાવદર્શનની વ્યાખ્યા પૂરી થઈ.

---

[ વ્યાખ્યાન બાદ ]

આત્મા અંદર **ત્રિકાળી ભગવાન** પડ્યો છે તે સિવાય બીજા કોને માનવું ને કોને જોવું ? દુનિયા તો ચાલી જ જાય છે.

વ્યાખ્યાન નં. ૧૫ તા. ૪–૫–૪૪ ગુરુ.

ગાથા ૧૩ ચાલુ. ( પાનું ૨૪ લીટી ૪ )

કારણસ્વભાવદર્શનની વ્યાખ્યા થઈ ગઈ–તેમાં કહ્યું કે

પુણ્ય-પાપ તેની સેનાની ધ્વજાને તોડી નાંખનાર છે, જ્યાં ધ્વજા તૂટી ત્યાં સેના પણ ચાલી જાય છે. પુણ્ય-પાપની સેનાની ધ્વજારૂપ જે મિથ્યાદર્શન તેને આત્મસ્વભાવ તોડી નાંખે છે, આત્માનો સ્વભાવ બધાં પુણ્ય-પાપનો નાશ કરનાર છે; આવા આત્મસ્વરૂપની શ્રદ્ધામાત્ર કારણસ્વભાવદર્શન છે.

આત્મામાં દર્શનગુણ ત્રિકાળ એકરૂપ છે અને તેની દર્શનવ્યાપારરૂપ પરિણતિ તે ધ્રુવ અક્રિય છે; આવા સ્વરૂપે આત્માને માનવો-તેનું લક્ષ કરવું તે સમ્યગ્દર્શન છે. સમ્યગ્દર્શનનું લક્ષ પરિપૂર્ણ ધ્રુવ વસ્તુ છે; ચારિત્રની નિર્મળ વીતરાગી ક્રિયા તે પણ સમ્યગ્દર્શનનું લક્ષ નથી.

આ વસ્તુ સમજ્યા વિના જન્મ-મરણ ટળે નહીં. જેમ ચીભડાંનો વેલો સૂકવવો હોય ત્યાં જો ઉપરથી ચીભડાં અને પાંદડાં તોડયા કરે તો વેલો સૂકાય નહિ, કેમકે મૂળિયું સાજું છે; જ્યાંસુધી વેલાનું મૂળિયું ગોતીને તોડે નહીં ત્યાંસુધી ચીભડાં ફાલ્યાં જ કરે છે, પાંદડાં તોડે તો ફરી નવાં ઊગી જાય, જો વેલો સૂકવવો હોય તો મૂળિયું તોડવું જોઈએ; તેમ અનંતકાળના જન્મ-મરણરૂપી વિષવૃક્ષનું મૂળ શું છે તે જાણીને તેને છેદ્યા વિના જન્મ-મરણ અટકે નહીં. જન્મ-મરણ ટાળવા માટે તો જન્મ-મરણનું મૂળિયું જે મિથ્યાદર્શન તેને આત્માની સાચી ઓળખાણદ્વારા પ્રથમ ટાળવું જોઈએ, એ ટાળ્યા વિના જન્મ-મરણ ટળે નહીં. મિથ્યાશ્રદ્ધા એ જ સંસારનું મૂળ છે અને સમ્યક્-

શ્રદ્ધા તે કેવળજ્ઞાનનું મૂળ છે, તથા તે સમ્યક્‌શ્રદ્ધાનું મૂળ અખંડ દ્રવ્ય છે. અખંડ દ્રવ્ય ઉપર જોર કરતાં સમ્યગ્દર્શન પ્રગટી જાય છે. તે સમ્યગ્દર્શનનો વિષય સમ્યગ્દર્શન નથી અને વીતરાગદશા પણ નથી, કેમકે તેમાં પરની અપેક્ષા આવે છે. પરાશ્રિત બધો વ્યવહાર છે અને વ્યવહારને આશ્રિત જીવો મિથ્યાદૃષ્ટિ છે. નિશ્ચયને આશ્રિત સમ્યગ્દૃષ્ટિ હોય છે. **શ્રી સમયસારજીમાં કહ્યું છે કે:—**

**ववहारोऽभूयत्थो भूयत्थो देसिदो दु सुद्धणओ ।**
**भूयत्थमस्सिदो खलु सम्माइट्ठी हवइ जीवो ॥ ११ ॥**

અર્થ:—વ્યવહારનય અભૂતાર્થ છે અને શુદ્ધનય ભૂતાર્થ છે એમ ઋષીશ્વરોએ દર્શાવ્યું છે; જે જીવ ભૂતાર્થનો આશ્રય કરે છે તે જીવ નિશ્ચયથી સમ્યગ્દૃષ્ટિ છે. સમ્યગ્દર્શનનો વિષય ત્રિકાળ એકરૂપ નિરપેક્ષ ધ્રુવ વસ્તુ છે. આ રીતે કારણસ્વભાવદર્શનની વ્યાખ્યા પૂરી થઈ.

---

[ વ્યાખ્યાન બાદ ]

આત્મા અંદર **ત્રિકાળી ભગવાન** પડ્યો છે તે સિવાય બીજા કોને માનવું ને કોને જોવું? દુનિયા તો ચાલી જ જાય છે.

વ્યાખ્યાન નં. ૧૫ તા. ૪–૫–૪૪ ગુરુ.

ગાથા ૧૩ ચાલુ. ( પાનું ૨૪ લીટી ૪ )

**કારણસ્વભાવદર્શનની** વ્યાખ્યા થઈ ગઈ–તેમાં કહ્યું કે

આત્માનો દર્શન નામનો ત્રિકાળી ગુણ, તેનો વર્તમાન વ્યાપાર તે પણ ધ્રુવ છે. આત્માની દૃષ્ટાશક્તિ [ દર્શનગુણ ] છે તેનો વર્તમાન ઉપયોગરૂપ વ્યાપાર તે પણ ધ્રુવરૂપ છે. આત્મા ત્રિકાળી વસ્તુ છે, તેના ગુણો પણ ત્રિકાળ છે, અને ગુણની અવસ્થા પણ ધ્રુવરૂપ ત્રિકાળ છે. પારિણામિક-ભાવની અને ગુણની અવસ્થા પણ ધ્રુવ છે દર્શનનામનો ત્રિકાળ ગુણ, તેની વર્તમાન પરિણતિ પણ ધ્રુવ છે.

આત્મા વસ્તુ છે; વસ્તુ, ગુણો તથા ગુણની અવસ્થા ( વ્યાપાર ) એ ત્રિકાળ ધ્રુવ છે. ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન કે કેવળદર્શન એ તો અપેક્ષિત પર્યાય છે, તેને અહીં નથી લીધી; પણ એકેક ગુણની એકેક ત્રિકાળી ધ્રુવ પર્યાય છે, તેમાં દર્શનગુણની ત્રિકાળી પર્યાયને અહીં કારણસ્વભાવદૃષ્ટિ કહી છે; એ બધું વિસ્તારથી કહેવાઈ ગયું છે.

બીજી કાર્યસ્વભાવદૃષ્ટિ છે. દર્શનગુણ ત્રિકાળ પડયો છે તેની ધ્રુવ અવસ્થા પણ ત્રિકાળ પડી છે, તેના જોરે જે કેવળદર્શન પ્રગટ થાય તેને કાર્યસ્વભાવદૃષ્ટિ કહી છે. અહીં તો વસ્તુ ત્રિકાળ એકરૂપ, તેનો દર્શનગુણ તે ત્રિકાળ, તેની ધ્રુવપર્યાય તે પણ ત્રિકાળ અને તેનો કારણઉપયોગ તે પણ ત્રિકાળ ધ્રુવ છે; અને કાર્યરૂપ કેવળદર્શન છે તેને કાર્ય-સ્વભાવદૃષ્ટિ કહી છે.

અંદર ધ્રુવશક્તિ છે તેમાંથી કાર્ય પ્રગટ્યું છે. આત્મામાં દર્શનગુણ ત્રિકાળ નિર્મળ પડયો છે તેની શ્રદ્ધા પણ ત્રિકાળ પડી છે. શ્રદ્ધાનો ધ્રુવરૂપ ભાવ ત્રિકાળ છે. સમ્યક્-શ્રદ્ધા તે ઊણું કાર્ય છે અને કેવળદર્શન તે પૂર્ણ કાર્ય છે, તે કાર્યનું કારણ અંદર ત્રિકાળ એકરૂપ કારણસ્વભાવદૃષ્ટિ છે, તે છે. અંદર પૂર્ણ કારણ છે તેમાં એકાગ્રતાની ક્રિયા કરતાં કેવળદર્શન પ્રગટે છે તે કાર્ય છે. કેવળદર્શન એક સમયની અપેક્ષિત અવસ્થા છે તેથી તેને કાર્ય કહ્યું છે.

કાર્યસ્વભાવદૃષ્ટિ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહ-નીય અને અંતરાય એ ચાર ઘાતિકર્મોના નાશથી પ્રગટે છે. જ્ઞાનાવરણીય કર્મ ખરેખર જ્ઞાનગુણને કે જ્ઞાનગુણની અવસ્થાને રોકતું નથી, પણ પુરુષાર્થની નબળાઇને કારણે જ્યારે જ્ઞાનનું હીણું પરિણમન હોય ત્યારે સામે નિમિત્ત તરીકે જ્ઞાનાવરણીય કર્મ હાજર હોય છે.

અંદર પૂર્ણ ધ્રુવરૂપ કારણસ્વભાવ છે તે ઉપર દૃષ્ટિ જતાં કાર્યરૂપ કેવળદર્શન પ્રગટે છે; અહીં કેવળદર્શન પ્રગટવાનું કારણ અંતરંગ વસ્તુ જ કહી છે. બહારનાં પૂજા, ભક્તિ, દયા, દાન, વ્રત કે તપ એ કોઇથી આત્મ-ધર્મની પર્યાય ઊઘડતી નથી; કાર્યનો સંબંધ કારણ સાથે છે, બહારમાં પર સાથે કે કોઈ વિકલ્પ સાથે નથી.

શ્રી તીર્થંકર ભગવાનને જે કેવળદર્શન અવસ્થા પ્રગટી

તે કેવળદર્શન કેવું છે? જેમ કેવળજ્ઞાન એક સમયમાં લોકાલોકને વિશેષપણે જાણે છે તેમ, કેવળદર્શન એક સમયમાં લોકાલોકને સામાન્યપણે દેખે છે; પ્રથમ બાહ્યલક્ષથી જે કર્મનો સંયોગ હતો તે અંતરલક્ષ થતાં બહારમાં કર્મોનો નાશ થઇ ગયો.

અહીં શ્રદ્ધા અને દર્શન એક લીધાં છે. દર્શનઉપયોગ ત્રિકાળ છે, અને શ્રદ્ધા પણ ત્રિકાળ છે. શ્રદ્ધા ગુણ ત્રિકાળ છે, તેની પર્યાયનો વિષય દર્શન નામનો ગુણ ત્રિકાળ એકરૂપ છે, કારણસ્વભાવશ્રદ્ધા તે ત્રિકાળ એકરૂપ છે.

આ વાત અપરિચયને કારણે નવી લાગે, પણ આત્માની પોતાની જ વાત છે, અંદર આત્મતત્ત્વ બિરાજે છે તેની આ વાત છે; આત્માનો ધર્મ બહારથી પ્રગટે નહીં, પણ અંતરસ્વભાવની શ્રદ્ધાના જોરે પ્રગટે છે.

અંદરમાં જે જ્ઞાનદર્શનરૂપ ભગવાન આત્મા ત્રિકાળ પડયો છે તેમાં એકાગ્ર થતાં જે શુદ્ધ પર્યાય પ્રગટે તેને કાર્યસ્વભાવદૃષ્ટિ કહી છે.

આત્માનું સ્વરૂપ ગુણ-પર્યાયથી અભેદપણે છે. ગુણી અને ગુણમાં ભેદ નથી, પણ જ્ઞાનગુણ જાણવાની વિશેષ તાકાતવાળો છે તેથી તેને કેવળ જ્ઞાનની ઉપમા આપી છે.

કેવા છે પરમ તીર્થંકરદેવ અર્થાત્ કાર્યપરમાત્મા? આવરણરૂપ ઘાતિયાં કર્મોનો નાશ કરીને પૂર્ણ નિર્મળદશા

જેણે પ્રગટ કરી છે; સંપૂર્ણ કર્મોના નાશથી સંપૂર્ણ નિર્મળ કેવળજ્ઞાન પર્યાયની પ્રાપ્તિ છે, એ કેવળજ્ઞાનદ્વારા એક સમયમાં ત્રણકાળ–ત્રણલોકને જાણનારા છે, તેમાં અનંત જીવો તેના ગુણ-પર્યાય સહિત આવી જાય છે, અને પોતાનો આત્મા પણ તેમાં આવી જાય છે. અંદર કાર્યરૂપ પર્યાય સાથે ગુણો અભેદ છે એમ જ્ઞાન બતાવે છે. પોતાના આત્મામાંથી જ ઉત્પન્ન પરમ વીતરાગરૂપ–રાગ વિનાનું નિરાકુળ સુખ–અમૃત તેનો તો તે સાગર છે, અર્થાત્ કેવળી ભગવાનને સુખરૂપી અમૃતનો અનંત આનંદ પ્રગટયો છે. પ્રથમ પરમાં રાગથી સુખ માન્યું હતું તે માન્યતા ટળી એટલે આત્માનું રાગરહિત નિરાકુળ સુખ પ્રગટયું. વળી કેવળી ભગવાન યથાખ્યાત નામના કાર્યશુદ્ધચારિત્રના ધરનાર છે. અહીં દર્શનશક્તિના ઉઘાડ સાથે બીજા અનંત ગુણો અભેદ છે તે પણ ઉઘડી જાય છે, એ બતાવ્યું છે. કેવળી ભગવાન ત્રણ લોકના ભવ્યજીવોથી પ્રત્યક્ષ વંદનીય છે.

સદ્‌ભુતવ્યવહારનયે નિર્મળ અવસ્થા પ્રગટી છે, નિશ્ચયથી તો દ્રવ્ય ત્રણેકાળ એકરૂપ શુદ્ધ જ છે. કેવળજ્ઞાન, કેવળદર્શન વગેરે પર્યાય છે, પર્યાયનો ભેદ પાડયો માટે વ્યવહાર અને તે પર્યાય શુદ્ધ હોવાથી સદ્‌ભુતવ્યવહાર કહ્યો છે, અને ત્રિકાળી સ્વભાવ તે નિશ્ચય છે. કેવળજ્ઞાન પણ એક સમય પૂરતી અવસ્થા છે. કેવળજ્ઞાનની પણ બે સમયની પર્યાય ભેગી થતી નથી, એક પર્યાય વ્યય થાય

ત્યારે બીજી પ્રગટ થાય. અપેક્ષિત પર્યાય એક સમયે એક જ હોય; અને નિરપેક્ષ દ્રવ્ય તો ત્રિકાળ એકરૂપ છે.

આદિ સહિત અને અંત રહિત એવો અતીન્દ્રિય અમૂર્તિક સ્વભાવ પ્રગટયો એમ કહેવું તે શુદ્ધસદ્ભુત-વ્યવહારનય છે. કેવળજ્ઞાન નહોતું અને પ્રગટયું માટે આદિ સહિત છે, અને અનંત કાળ એવું ને એવું નિર્મળપણે ટકી રહેશે માટે અંતરહિત છે. કેવળજ્ઞાન નહોતું અને પ્રગટયું એવા ભેદ પડયા માટે વ્યવહાર છે અને આત્માની પોતાની પર્યાય છે માટે સદ્ભુતવ્યવહાર છે. કેવળજ્ઞાન અને સિદ્ધપદ પ્રગટયું તે પણ વ્યવહાર છે, દ્રવ્ય તો અંદર ત્રિકાળ એકરૂપ પડયું જ છે તે નિશ્ચય છે. કિંમતી તો નિશ્ચય જ છે, નિશ્ચયના જોરે વ્યવહાર સહેજે આવી જાય છે. જ્યાં કેવળજ્ઞાન વગેરેને સદ્ભુતવ્યવહાર કહ્યો, ત્યાં મોક્ષમાર્ગ કે યથાખ્યાત ચારિત્ર તો કયાંય રહ્યાં, અને રાગનો વિકલ્પ ઊઠે તે તો બહુ દૂર રહ્યો અને નિમિત્તથી-પરથી લાભ થાય એ તો કયાંય ને કયાંય ગયું. આહા! શું વસ્તુ છે? આ વસ્તુ મૂકીને જાવું કયાં? કયાં જાવું? અંદર જ સમાઈ જાવું. અંદર ત્રિકાળી વસ્તુ એ જ નિશ્ચય છે. પૂજા ભક્તિ તો શુભરાગ છે, દેવ-ગુરુ-શાસ્ત્ર પણ બહારનાં નિમિત્તો છે, અને મોક્ષમાર્ગ કે મોક્ષ તે પણ એક સમય પૂરતી પર્યાય છે, વ્યવહાર છે, અંદર ત્રિકાળી વસ્તુ એ જ નિશ્ચય છે. આ માર્ગને સમજ્યા વગર મોક્ષની પ્રાપ્તિ બીજા માર્ગે થઈ શકતી નથી.

મોક્ષપર્યાયને વ્યવહાર કહ્યો, પરંતુ તેથી મોક્ષપર્યાયનો અભાવ નથી. મોક્ષપર્યાય છે ખરી પણ દ્રવ્યદૃષ્ટિમાં તેનું લક્ષ નથી. જો પર્યાય ન જ હોય તો વસ્તુ શેની? અને જો ધ્રુવ ઉપર દૃષ્ટિ ન હોય તો તે સમ્યગ્દર્શન શેનું? જો ધ્રુવ–કૂટસ્થ વસ્તુની દૃષ્ટિ ન કરે તો તે સમ્યગ્દર્શન નથી; ધ્રુવ એકરૂપ વસ્તુમાં પર્યાય પ્રગટવાના ભેદ નથી.

આ રીતે કારણસ્વભાવદર્શનઉપયોગ અને કાર્યસ્વભાવદર્શનઉપયોગનું સ્વરૂપ કહ્યું; પણ દર્શન ગુણનું નહીં. શુદ્ધ પરમ આત્મતત્ત્વની નિશ્ચલ એકરૂપ શ્રદ્ધા તે જ આત્માનો સ્વાભાવિક ગુણ અર્થાત્ કેવળદર્શન વ્યક્ત કરવાનું સાધન છે, માટે કારણસ્વભાવદૃષ્ટિ જે ત્રિકાળ એકરૂપ છે તે જ ઉપાદેય છે; સમ્યગ્દર્શન કે કેવળજ્ઞાન પણ ખરેખર ઉપાદેય નથી, કેમકે તે એક સમય પૂરતી પર્યાય છે.

પ્રશ્નઃ—પર્યાયને આદરણીય માને તો શું હાનિ?

ઉત્તરઃ—એક સમય પૂરતી પર્યાય છે તેના લક્ષે રાગ આવે છે, કેમકે હજી સાધકદશા છે–ઊણી દશા છે; પરિપૂર્ણ નિર્મળ દશા પ્રગટી નથી તેથી અવસ્થાનું લક્ષ કરવા જતાં સ્વભાવનું લક્ષ રહેતું નથી; કેમકે છદ્મસ્થનો ઉપયોગ ક્રમસર હોય છે, અને એકરૂપસ્વભાવની દૃષ્ટિમાં વળ્યા વગર નિર્મળ અવસ્થા થાય નહીં. માટે કારણસ્વભાવદૃષ્ટિ જે ત્રિકાળ એકરૂપ છે તે જ ઉપાદેય છે.

ટીકાકાર આચાર્યદેવ કહે છે કે:—

[ ઉપજાતિ ]

दृग्ज्ञप्तिवृत्त्यात्मकमेकमेव चैतन्यसामान्यनिजात्मतत्त्वं ।
मुक्तिस्पृहाणामयनं तदुच्चैरेतेन मार्गेण विना न मोक्षः ॥

દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ સામાન્ય એક ચૈતન્ય આત્મ-તત્ત્વ છે, તેની મીટ એ જ મોક્ષનો ઉપાય છે; એ માર્ગ વિના મોક્ષ નથી. અહીં એકલા ચૈતન્યના સામાન્ય દર્શનના વ્યાપારનો આદર બતાવવો છે, અપેક્ષિત પર્યાયની વાત નથી. એકરૂપ દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ સામાન્ય ધ્રુવતત્ત્વ તે મુક્તિસ્વરૂપનું દર્પણ છે, તે તત્ત્વમાં પર્યાય પ્રગટે તેના ભેદ નથી.

આત્માની મુક્ત દશાની ઇચ્છા કરનાર માટે ધ્રુવસ્વરૂપ નિત્ય એકરૂપ છે તે દર્પણ સમાન છે. પુણ્ય-પાપ બન્ને વિકાર છે, તે રહિત ભગવાન આત્મા શાશ્વત ચૈતન્યબિંબ છે તેને ધાર્યા વગર-દૃષ્ટિમાં લીધા વગર—'મોક્ષકી પ્રાપ્તિ નહીં હો સકતી '!

આ તો ગુણની કારણપર્યાયની વ્યાખ્યા થાય છે; અહો ! પદ્મપ્રભઆચાર્યની ટીકા ! ગજબ કરી છે, વસ્તુના અધ્યાત્મ સ્વરૂપને બહારમાં પ્રગટરૂપે મૂકી દીધું છે. એકેક ગુણની વર્તમાન ધ્રુવ પર્યાય છે. આ માર્ગને ધાર્યા વિના મોક્ષની પ્રાપ્તિ નથી.

આ દુર્લભ મનુષ્યપણું, તેમાં વીતરાગનું જૈનશાસન અને તેમાં પણ અપૂર્વ સત્ સમજવાનાં ટાણાં આવ્યાં અને આ ટાણે જો મૂળ તત્ત્વ ન પકડે તો જન્મ-મરણના અંત ક્યાં? આ મનુષ્યદેહ અને અપૂર્વ સત્ સમજવાનાં ટાણાં ફરી ફરીને મળવાનાં નથી.

પ્રશ્ન:—નીચલી દશામાં અધૂરી પર્યાય તે શુદ્ધનો અંશ છે અને તે પૂરી થઈ ને કેવળદશા-પૂર્ણ નિર્મળ દશા પ્રગટ થાય છે તે દશા ધ્રુવમાંથી આવે છે ને?

ઉત્તર:—હા, પર્યાય ધ્રુવના લક્ષે પ્રગટે છે છતાં ધ્રુવ તો ધ્રુવ જ છે. ધ્રુવ તો એકરૂપ ત્રિકાળ ટકે છે, તે ધ્રુવ ઉપર જોર કરતાં ઊણી પર્યાય પૂરી થાય છે, તે પૂર્ણતા ઊણી પર્યાયના કારણે નથી. પારિણામિક તો ત્રિકાળ છે જ. ક્ષાયકભાવ પ્રગટ્યા પછી અનંત કાળ ટકે છે, પણ તે પારિણામિક નથી. કેવળજ્ઞાન પણ એક સમય પૂરતી પર્યાય છે, સમય-સમય કરતાં અનંત કાળ ટકે છે; અને જે સત્ વસ્તુ છે તે કાયમ એકરૂપ રહેનાર છે. ક્ષાયકભાવ કાયમ ટકવાનો અર્થ એવો છે કે "એવી ને એવી એક સરખી પર્યાય થયા કરે છે;" વર્તમાન એક જ પર્યાય હોય છે. સિદ્ધદશામાં પણ પર્યાય સમયે સમયે થયા કરે છે; પર્યાય તે અવસ્થારૂપ ધર્મ છે; અને ધ્રુવ છે તે તો ત્રણેકાળ એકરૂપ છે. મન, વાણી, દેહ અને ઇન્દ્રિયોથી પાર એકલો ચૈતન્યદળ તે ધ્રુવવસ્તુ છે. એક સમયમાં,

વસ્તુના જેટલા ગુણો હોય તેની દરેકની એકેક અવસ્થા પ્રગટ હોય, અને તે વખતે આખું દ્રવ્ય તો ત્રિકાળ પડ્યું જ છે.

"પારિણામિક" શબ્દ વારંવાર વાપર્યો છે તેનો અર્થ શું? પારિણામિક એટલે સહજ સ્વભાવ. ઉત્પાદ–વ્યય વગરનો ધ્રુવ એકરૂપ કાયમ રહેનાર તે પારિણામિક છે. સિદ્ધદશામાં ક્ષાયકભાવ છે તે વિશેષતા છે, પારિણામિકભાવ તો બધા જીવોને સામાન્ય હોય છે. સિદ્ધ થયા તેણે પહેલાં લક્ષ ક્યાં માંડ્યું હતું?

કેવળજ્ઞાન કે સિદ્ધદશા તે તો અવસ્થા છે, તે બીજે સમયે બદલી જાય છે, તથા વર્તમાનમાં તો તે છે નહીં તેથી તેના ઉપર લક્ષ ન હોય, જે ત્રિકાળ છે તેના આધારે નવું પ્રગટે છે. જે પર્યાય ચાલી જાય તેના આધારે નવી પર્યાય પ્રગટે નહીં, પણ ધ્રુવ એકરૂપ અવિચળ સ્વભાવના જોરે નિર્મળ પર્યાય પ્રગટે છે.

આત્માના અંતરસ્વરૂપની આ વાત છે, રાગાદિ ભાવ તે વિકારી ક્રિયા છે, તે આત્માના અંતરસ્વરૂપની બહાર છે. જેને આત્માની સ્વતંત્ર સુખદશા જોઈતી હોય તેને માટે આ વાત છે. પૈસા વગેરે ધૂળના ઢગલામાં કે સ્વર્ગાદિમાં જે સુખ માન્યું છે તે પરાધીનતા છે, તેમાં ખરું સુખ નથી. જેને સ્વાધીન સુખદશા જોઈતી હોય તેને માટે આચાર્ય મહારાજે દર્પણ મૂકી દીધું છે, તેમાં પોતે મોઢું

જોવાનું છે. આચાર્યદેવ કહે છે કે—આ કહેવાય છે તેવો જ તું છો. અમે આ જે તત્ત્વ કહીએ છીએ તે તું તારા આત્મામાં જોઇ લેજે, કોઇ બીજું તને બતાવી દે એમ નથી. પૂર્વે તને બધુંય કહ્યું હતું પણ તારાથી ન પકડાય તો કોઈ બીજો સમજાવી શકે નહીં તું તારાથી સમજણ કર તો થઇ શકે છે. અમે સમજ્યા તે અમારી પાસે રહી ગયું, તારે સમજવું હોય તો તું તારામાં જોઇ લે! આ માર્ગને ધાર્યા વિના—અંતરમાં ટકાવ્યા વિના મોક્ષ નથી. બહારનું તો અનંતવાર કરી ચૂકયો, ત્યાગી થયો પણ આત્માની ઓળખાણ વગર તેમાં કાંઈ ધર્મનો લાભ થયો નહીં. આત્મસ્વરૂપની દૃષ્ટિના ભાન પછી વિશેષ સ્થિરતામાં રાગ તૂટતાં રાગનાં નિમિત્તો સહેજે છૂટી જાય છે, ત્યાં કલેશ ન હોય, અંતરની શાંતિ વધે એનું નામ ધર્મ.

લોકો તો બાહ્ય નિમિત્તમાં રોકાઈ ગયા છે. ભગવાનની પ્રતિમા જુએ તેમાં પણ વાંધા કાઢે કે આંખ નાની છે, શરીરમાં ડાઘ છે વગેરે; પણ એ તો નિમિત્ત છે, પર છે એ કયાં તારામાં આવી જાય છે, પણ જગતને તેમાંય વાંધા! જેને અંતર સ્વરૂપની ઓળખાણના વાંધા તેને જગતમાં બધેય વાંધા. વળી કોઈ પ્રતિમાને ઉડાડે કે આત્માના ભાન પછી પ્રતિમા ન હોય, પણ હજી પોતાને દર્શનશુદ્ધિના ભાન વિના દર્શનશુદ્ધિ પછી શું હોય તેની ખબર કયાંથી પડી ગઈ? વસ્તુસ્વરૂપને ધાર્યા વિના ત્રણકાળ ત્રણલોકમાં કોઈની મુક્તિ થઇ નથી, થતી નથી, થશે નહીં.

અંતર સ્વરૂપની ઓળખાણ વગર જેનું આત્માને જરાપણ શરણ નથી એવા શરીરને વારંવાર ધોયા કરે-સાફ કર્યા કરે, પણ તે તો માટી છે, તેમાં કે'દી આત્માનો ધર્મ હતો? અંદર ચૈતન્ય આનંદઘન રસકંદ એકરૂપ ધ્રુવ અવિચળ નિર્વિકાર શુદ્ધ ચિદાનંદ પડયો છે તેની શ્રદ્ધા કર, તેનું જ્ઞાન કર અને તેમાં જ રમણતા કર. સ્વરૂપની રમણતા થતાં જેટલે અંશે રાગ તૂટયો તેટલાં રાગનાં નિમિત્તો પણ છૂટી જ જાય છે, તે સહજ છે. પર્યાયમાં આ રાગ છોડું કે શુદ્ધ થાઉં એ પણ દૃષ્ટિના વિષયમાં નથી. વસ્તુમાં ગ્રહણ-ત્યાગ છે જ નહીં. રાગ તોડી વીત-રાગ થાઉં એવું પણ સમ્યગ્દર્શનના લક્ષમાં નથી, છતાં અખંડ એકરૂપ સ્વભાવદૃષ્ટિના જોરમાં રાગ તૂટતો જાય છે અને નિર્મળ પર્યાય વધતી જાય છે, પરંતુ તે નિર્મળ પર્યાય ઉપર સમ્યગ્દર્શનનું લક્ષ નથી, સમ્યગ્દર્શનનું લક્ષ તો અખંડ એકરૂપ ધ્રુવ વસ્તુ છે.

ભગવાન આત્મા સદાય પરિપૂર્ણ સ્વભાવે ભર્યો છે. આત્માના ગુણો જાય કયાં? આત્મામાં જ ભર્યા છે, પણ તેને પોતાની શ્રદ્ધા બેસતી નથી, એ જ સંસારનું કારણ છે; જેમ મૃગની ડૂંટીમાં કસ્તુરી હોય તેની સુગંધ આવતાં તે મૃગ જાણે કે આ સુગંધ કયાંથી આવતી હશે! એમ વિચારીને તે બહારમાં દોટ મૂકે છે, ખરેખર તો પોતા-માંથી જ સુગંધ આવે છે પણ મૃગને પોતાની કસ્તુરીનો

વિશ્વાસ નથી, તેને એમ બેસી ગયું છે કે "હું આવું ક્ષુદ્ર પ્રાણી અને મારામાં આવી ઊંચી સુગંધ કેમ હોઇ શકે!" બસ! પોતાના સામર્થ્યનો અવિશ્વાસ એ જ તેને દુઃખનું કારણ થાય છે; તેમ આચાર્યદેવ કહે છે કે– "અરે પ્રભુ! તું ત્રણલોકનો નાથ છો, સિદ્ધ છો, તારું સુખ તારામાં ભરચક પડયું છે, તારે પરની જરૂર નથી." તે વાત અજ્ઞાનીને બેસતી નથી, કારણ કે અનાદિથી "મારે પરવસ્તુ વગર ચાલે નહીં" એમ માની બેઠો છે, તે માન્યતા જ તેને પોતાનો વિશ્વાસ થવા દેતી નથી.

આચાર્યદેવ કહે છે કે:—ખરેખર પરમાત્મા અને આ આત્મામાં જે કિંચિત્ ફેર માને તે મિથ્યાદૃષ્ટિ મહાપાતકી છે, આત્માના ગુણની તે હિંસા કરે છે. આત્મા જ્ઞાનાનંદ પવિત્ર સ્વભાવે ભર્યો છે, તેમાં અવસ્થાનું લક્ષ કરવું નહીં કેમકે અવસ્થા ક્ષણિક છે, અવસ્થા જેટલો આત્મા નથી. જેણે રાગ જેટલો આત્માને માન્યો અથવા તો વીતરાગદશા જેટલો આત્મા માન્યો તેણે બીજા અનંત ગુણનો અને અનંત પર્યાયના પિંડનો અનાદર કર્યો છે. જેણે આત્માને પર્યાય જેટલો માન્યો તેણે દ્રવ્યને એક સમય પૂરતું માન્યું. વીતરાગપર્યાય પણ એક સમય પૂરતી જ છે, તે પર્યાય જેવડો જ જેણે આત્મા માન્યો તેણે ત્રિકાળી વસ્તુને માની નહીં, એટલે તેની માન્યતામાં તેણે અનંતા ગુણો અને અનંતી પર્યાયનો અનાદર કર્યો તે જ અનંતું પાપ છે,

તેના જેવો કોઈ પાપી નથી. અખંડ પરિપૂર્ણ વસ્તુને લક્ષમાં લીધા વિના નિર્મળ દશા પ્રગટે નહીં.

વસ્તુ તો જેમ છે તેમ છે તેમાં તકરાર શું? વસ્તુમાં કાંઈ પણ આડુંઅવળું ચાલે તેમ નથી. શરીર, મન, વાણી તે તો પર છે, પુણ્ય–પાપનો નિષેધ તો કયાંય ગયો, અહીં તો તારી વીતરાગપર્યાયનો પણ નિષેધ છે, કેમકે તું પર્યાય જેટલો નથી. પર્યાય એક સમય પૂરતી છે, તે *અભૂતાર્થ છે અને સમ્યગ્દર્શન અભૂતાર્થ પર્યાયનો વિષય કરતું નથી. અહીં તો માલવાળું ત્રિકાળી દ્રવ્ય પડ્યું છે તેની કિંમત છે; તેમાં રાગ તો કયાંય રહ્યો, પણ જે નિર્મળ અવસ્થા તે પણ મચક ખાય છે–બદલી જાય છે, એકરૂપ વસ્તુ જેમાં મચક નથી એનો જ સમ્યગ્દર્શનને આશ્રય છે–એ જ સમ્યગ્દર્શનનો વિષય છે.

અંદર ચૈતન્ય ધ્રુવ શાશ્વત પડયો છે, તેની નિર્મળ પર્યાય પણ અનિત્ય છે, તો બહારનું લક્ષ જાય તે વિકારી પર્યાયની તો વાત જ કયાં રહી?

ભગવાનની પ્રતિમા પણ નાશવાન છે, તને રાગનો વિકલ્પ ઊઠયો તે પણ નાશવાન છે અને અંદર જે નિર્મળ દશા ઊઘડે તે પણ નાશવાન છે, તો હવે તારે કોને અવિચળ

---

* અભૂતાર્થનો અર્થ "અભાવરૂપ" થતો નથી, પણ "ત્રિકાળી નહીં" એવો થાય છે.

બનાવવું છે? તે વચ્ચે હોય એ જુદી વાત છે, પણ અમે આ કર્યું, અમારાથી આ થાય છે અથવા તેનાથી ધર્મ થાય છે એમ માને તો દૃષ્ટિ ખોટી છે. ત્રિકાળી ધ્રુવનો આશ્રય ચૂકીને જે બહારમાં લક્ષ જાય, કે પર્યાયમાં લક્ષ જાય તે બધું વિકારનું (ક્ષણિકનું) લક્ષ છે.

દર્શનઉપયોગ તે પણ ધ્રુવ છે. વસ્તુ, ગુણ અને તેની અવસ્થા ત્રિકાળ એકરૂપ છે તે જ સમ્યગ્દર્શનનું લક્ષ છે. આ સમજણ અનંત કાળમાં કરી નથી, આ સમજવું એ જ અપૂર્વ છે અને તેમાં અનંતો પુરુષાર્થ છે. સંસાર સંબંધી કામમાં બુદ્ધિનો ઉઘાડ તે પૂર્વના કારણે છે, વર્તમાન ડહાપણનું તે ફળ નથી પણ પૂર્વનો ઉઘાડ લઈને આવ્યો છે તે દેખાય છે—છતાં તેમાં કેટલી કાળજી રાખે છે! ત્યાંની કાળજી તો સંસારનું કારણ છે, અને આ સંસારના મૂળિયાં તોડવાનો ઉપાય આત્માની સમજણ કરવામાં વર્તમાનમાં અનંતા પુરુષાર્થની જરૂર પડે છે, આ સમજણ કરે તો આત્માનો અપૂર્વ લાભ થાય, અને આ સમજે નહિ તો આત્માનો લાભ થાય નહીં. ॥ ૧૩ ॥

---

વ્યાખ્યાન નં. ૧૬ ગાથા ૧૪ મી. તા. ૫-૫-૪૪ શુક્ર.

તેરમી ગાથામાં સ્વભાવદર્શનઉપયોગનું વર્ણન કર્યું, હવે ચૌદમી ગાથામાં વિભાવદર્શનઉપયોગનું-ઊણીપર્યાયનું વર્ણન કહે છે. દર્શનઉપયોગનો અધિકાર ચાલે છે, બહુ ઝીણો અધિકાર છે.

चक्खु अचक्खू ओही तिण्णिवि भणिदं विभावदिच्छित्ति ।
पज्जाओ दुवियप्पो सपरावेक्खो य णिरवेक्खो ॥ १४ ॥

चक्षुरचक्षुरवधयस्तिस्रोपि भणिता विभावदृष्टिरिति ।
पर्य्यायो द्विविकल्पः स्वपरापेक्षश्च निरपेक्षः ॥ १४ ॥

અર્થ:—ચક્ષુદર્શન, અચક્ષુદર્શન અને અવધિદર્શન એ ત્રણેને વિભાવદર્શન કહેવામાં આવ્યાં છે; પર્યાય બે પ્રકારની હોય છે, એક સ્વપર અપેક્ષિત અને બીજી નિરપેક્ષ

અવસ્થા બે પ્રકારની છે:—૧-સ્વપરઅપેક્ષિત, ૨-નિરપેક્ષ. આ ગાથામાં દર્શનગુણની ઊણી અવસ્થાને અશુદ્ધકાર્યસ્વભાવ કહ્યો છે, તે જ વિભાવદર્શનઉપયોગ છે. જેમ મતિજ્ઞાનાવરણના ઉઘાડથી મતિજ્ઞાન પરપદાર્થને-રૂપી વસ્તુને જાણે છે તેમ ચક્ષુદર્શનાવરણના ઉઘાડથી ચક્ષુદર્શન મૂર્તિક પદાર્થને દેખે છે. જાણવાના પદાર્થ તરફ લક્ષ કરવા પહેલાં જાણવાની તાકાતવાળો આત્માનો વેપાર તે દર્શનઉપયોગ છે. ચક્ષુ સંબંધી મતિજ્ઞાન પહેલાં આત્માનો સામાન્ય વેપાર તે ચક્ષુદર્શન છે, મૂર્તવસ્તુને જાણે એ તો જ્ઞાનનો વિષય છે, પણ જ્ઞાન પહેલાં તે તરફ ચૈતન્યના વ્યાપારનું વલણ થવું તે દર્શન છે.

જેણે ધર્મ કરવો છે તેણે પ્રથમ આત્મા અંદર નિર્મળ દ્રષ્ટાશક્તિ ( દર્શનગુણ ) થી ભરેલો છે, પુણ્ય-પાપ તો ક્ષણિક વિકાર છે-તે રહિત દ્રષ્ટાશક્તિ ત્રિકાળ શુદ્ધ છે તેની શ્રદ્ધા કરવી પડશે. દર્શન એટલે 'શ્રદ્ધા' પ્રગટે છે તે નહીં

પણ શ્રદ્ધાનો વિષય દર્શન છે તેની અહીં વાત છે. પરંતુ દર્શન તો નિમિત્તથી કહેવા માત્ર છે, અંદર આત્મા પૂર્ણ ગુણોથી અને અનંતી અવસ્થાઓથી ભરેલો છે, તેમાં એક દર્શનગુણ ત્રિકાળ છે અને તેનો દેખવારૂપ વ્યાપાર તે દર્શનઉપયોગ છે. આચાર્ય ભગવાન કહે છે કેઃ—દર્શનગુણ—દ્રષ્ટાશક્તિ આત્મામાં અનાદિ અનંત છે, એકલો દર્શનગુણ નથી પણ દર્શનગુણ સાથે જ્ઞાન, ચારિત્ર, વીર્ય વગેરે અનંત ગુણો છે. એકરૂપ-દર્શનઉપયોગ અંદર કાયમી ભાવ છે, તે શ્રદ્ધા, જ્ઞાન, આનંદ સહિત છે; તેની પ્રતીતિ, તેનું જ્ઞાન અને તેમાં સ્થિરતા તે મોક્ષનો ઉપાય છે. આત્માની અંદર એકરૂપ દ્રષ્ટાશક્તિનો સહજ સ્વાભાવિક અંતર વ્યાપાર તેનાં શ્રદ્ધા-જ્ઞાન અને સ્થિરતા તે ધર્મમાર્ગ છે, અરૂપી આત્મસ્વભાવનાં નિર્મળ શ્રદ્ધા-જ્ઞાન અને રમણતા તે મોક્ષનો માર્ગ છે.

આત્મા અરૂપી વસ્તુ છે, તેમાં અનંત ગુણો ત્રિકાળી છે, તેમાં દર્શનગુણ ત્રિકાળ છે અને તે દર્શનગુણનો વેપાર પણ ત્રિકાળ એકરૂપ છે. એનાં શ્રદ્ધા-જ્ઞાન અને સ્થિરતા એ જ ધર્મનો ઉપાય છે; શરીર, મન, વાણીની ક્રિયાથી ત્રણકાળ ત્રણલોકમાં ધર્મ થતો નથી. ધર્મ શું ચીજ છે અને તે ક્યાં છે તે સમજ્યા વિના ધર્મ ક્યાંથી હોય? આત્મા દેહથી જુદો અરૂપી જ્ઞાનઘન વસ્તુ છે, તેનો દર્શન એ ત્રિકાળી સ્વભાવ છે અને તે દર્શનનો વર્તમાન વ્યાપાર પણ ત્રિકાળ એકરૂપ છે, તેનાં શ્રદ્ધા-જ્ઞાન અને

રમણતા વગર મોક્ષ નથી. આ સિવાય બીજો માર્ગ કોઇ કહે તો તે ભગવાન તીર્થંકરનો માર્ગ નથી, પણ તેમના ( બીજો માર્ગ કહેનારના ) ઘરનો માર્ગ છે.

આ ગાથામાં પૂર્ણ દશા થતાં પહેલાં વચ્ચે દર્શન-ઉપયોગની એક હાલત ઊઘડે છે તેની વ્યાખ્યા છે. આત્મા જ્ઞાનમૂર્તિ છે, તેમાં ' હું નિર્મળ જ્ઞાનઘનસ્વરૂપ છું" એવી પ્રતીતિ પૂર્વક થતું જે મતિજ્ઞાન-તેના ઉઘાડથી સ્વને જાણવા સાથે પરને પણ જાણે છે તેમ ચક્ષુદર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી ચક્ષુદર્શનઉપયોગ ( અરૂપીદર્શન-ગુણની નિર્મળ અવસ્થા ) મૂર્તિક પદાર્થોને દેખે છે. બહારની આંખો તે ચક્ષુ નહિ પણ અંદર દર્શનગુણની નિર્મળ પર્યાય ઊઘડે છે તે ચક્ષુદર્શન છે.

પ્રશ્ન:—આંખ હોય તો દેખાય ને ?

ઉત્તર:—આંખ તો જડ છે, આંખથી કાંઈ દેખાતું નથી. આંખથી દેખાય તો મડદાંને દેખાવું જોઈએ. પણ મડદાંને દેખાતું નથી કેમકે તેમાં આત્મા નથી; જોનારો તો આત્મા છે. અંદરના ચક્ષુદર્શનને આવરણ કરનાર કર્મનો પુરુષાર્થથી પોતે જેટલો ઉઘાડ કર્યો તેટલા મૂર્તિક પદાર્થોને પોતાની અવસ્થામાં ચક્ષુદર્શન દેખે છે. આત્મામાં પૂર્ણ કેવળદર્શન થયા પહેલાં જે ચક્ષુદર્શન ( દેખવાની શક્તિ )-ની એક અવસ્થા પ્રગટે છે તેને ચક્ષુદર્શનઉપયોગ કહે છે.

જેમ શ્રુતજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી શ્રુતજ્ઞાન

સમસ્ત મૂર્ત-અમૂર્ત પદાર્થોને પરોક્ષપણે જાણે છે તેમ અચક્ષુદર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી અચક્ષુદર્શન સ્પર્શન-રસન-ઘ્રાણ અને શ્રોત્ર ઇન્દ્રિયદ્વારા પોતપોતાને યોગ્ય વિષયને સામાન્યપણે દેખે છે.

શ્રુતજ્ઞાન એટલે શાસ્ત્રનાં પાનાંનું જ્ઞાન તે નહિ; પણ અંદર આત્મામાં જ્ઞાનની અરૂપી અવસ્થા તે શ્રુતજ્ઞાન છે. આત્મા અરૂપી વસ્તુ, તેનું બધું અરૂપી છે. કોઈ કહે કે આત્માને રૂપીઅરૂપી કહેવાય છે ને? તો રૂપ એટલે પોતે છે તે પોતાનું રૂપ છે. આત્મા પોતાના અસંખ્ય પ્રદેશાકારે છે તે પોતાના સ્વ-રૂપે છે અને સ્પર્શ, રસ, ગંધ, વર્ણથી રહિત છે એ અપેક્ષાએ અરૂપી છે-આ રીતે તેને રૂપીઅરૂપી કહેવામાં આવે છે. અરૂપીપણું એ આત્માનું છે; આત્મામાં અરૂપી શ્રુતજ્ઞાન છે. અંદર એમ જણાય કે "હું શાંત છું, મારો સ્વભાવ નિર્મળ છે, જે પુણ્ય-પાપની વૃત્તિ ઊઠે તે વિકાર છે-મારું સ્વરૂપ નથી" એવું જે જ્ઞાન તે ભાવશ્રુતજ્ઞાન છે. શ્રુતજ્ઞાનાવરણ કર્મના ઉઘાડ-રૂપજ્ઞાનની અવસ્થા તે શ્રુતજ્ઞાન છે. ભગવાનની જે દ્વાદશાંગરૂપ વાણી નીકળી તે વાણીમાં કહેલી ચૌદ બ્રહ્માંડની મૂર્ત (સ્પર્શાદિવાળી) અને અમૂર્ત (ધર્માસ્તિ વગેરે) સર્વ વસ્તુઓને પરોક્ષ રીતે તે શ્રુતજ્ઞાન જાણે છે, એવો અરૂપી શ્રુતજ્ઞાનવ્યાપાર આત્મામાં છે. શ્રુતજ્ઞાન એટલે શબ્દ કે પાનાં નહિ, પણ અંદર જે મન, વાણી, દેહથી પાર છે એવો જ્ઞાનસ્વભાવ-તેની શ્રુતઅવસ્થાના બળ-

દ્વારા [ અંશે ઉઘાડ દ્વારા ] પણ, વીતરાગે જે કહ્યું તે બધું પરોક્ષ રીતે શ્રુતજ્ઞાન જાણે છે. આ કોને કહેવાય છે ? કેવળી ભગવાનને કે મુનિને કહેતા નથી, પણ આત્માનો ધર્મ શું છે તે જાણીને જેને આત્માનું હિત કરવું હોય તેને કહેવાય છે. આ શ્રુતજ્ઞાન વચલી દશામાં આવે છે. જગતે માંડી જડથી અને ભગવાને માંડી અંદરથી. બધું નજરે જ દેખાય છે. ' ન દેખાય ' એવો નિર્ણય કરનાર કોણ ? ચૈતન્યે નિર્ણય કર્યો કે જડ વસ્તુએ ? આત્માએ પોતે જ તે નિર્ણય કર્યો છે; તો નિર્ણય કર્યો તે પ્રત્યક્ષ કે પરોક્ષ ? પોતે નિર્ણય કર્યો તેમાં નિર્ણયની શંકા નથી; તે પ્રત્યક્ષ છે. નક્કી કરનાર જ પોતે અરૂપી જ્ઞાનસ્વરૂપ છે, જડને કાંઈ ખબર નથી. અજ્ઞાની વિચાર કરતો નથી કે આત્મા તે શું ચીજ છે ? આત્મતત્ત્વની ઓળખાણ એનું નામ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન છે. અંદર જ્ઞાન-સ્વભાવનો ધરનાર આત્મા પોતે પોતાનો નિર્ણય કરે છે. મને મારો નિર્ણય હશે કે નહિ એવી શંકા તેને પડતી નથી. ' નથી દેખાતું ' એમ કહ્યું કોણે ? " મને મારો નિર્ણય થતો નથી " એમ કહેનારે " હું તો છું " એમ સ્વીકારી લીધું છે. પોતે અરૂપી તત્ત્વ ત્રિકાળ છે પણ પોતાનો વિચાર ન મળે, એમને એમ ગાડાં જોડી દીધાં છે-પણ ક્યાં જવું તેની ખબર ન મળે ! જુએ છે અને જાણે છે પોતે અને કહે કે મને મારી ખબર ન પડે ! આત્મા શું, તેનો સ્વભાવ શું એ જાણવાની દરકાર જ કરી નથી,

પોતાનો નિર્ણય કર્યો નથી અને જડનાં અભિમાન કરવામાં જિંદગી કાઢી. આત્માની ઓળખાણ થવાથી આ શ્રુતજ્ઞાન ઢોરને અને નારકીને પણ હોઇ શકે છે; ભગવાન તીર્થંકરદેવની ધર્મસભામાં ઢોરો પણ ઉપદેશ સાંભળવા આવે છે અને આવો નિર્ણય કરીને સમ્યગ્દર્શન પામી જાય છે; અને જગતના સમસ્ત પદાર્થોનું સ્વરૂપ ભગવાનની વાણીદ્વારા કહેવાય છે તેનો અરૂપી આત્મામાં શ્રુતજ્ઞાનદ્વારા નિશ્ચય થાય છે. ભગવાને કહેલા દ્વાદશાંગમાં આવેલી મૂર્ત–અમૂર્ત સમસ્ત વસ્તુઓને શ્રુતજ્ઞાની જાણે છે; સમસ્ત કહેતાં પોતાનો આત્મા પણ ભેગો આવી જાય છે.

પ્રભુ ! તારી મહિમાનો પાર નથી. આ તારા સ્વરૂપનાં ગાણાં ગવાય છે, પણ તને તારી ખબર નથી. પ્રભુ ! તારી પ્રભુતા તો તારામાં ભરી છે, પણ દૃષ્ટિ બહારમાં છે તેથી પરની માંડી છે; પરમાંથી પુણ્ય–પાપનાં પડ નીકળે પણ તેમાં આત્માનો ધર્મ નથી.

ચૈતન્યમૂર્તિ આત્મામાં કાર્યદર્શનઉપયોગ છે તેનું વર્ણન ચાલે છે. પહેલાં મતિજ્ઞાન સાથે ચક્ષુદર્શનને મેળવ્યું અને શ્રુતજ્ઞાન સાથે અચક્ષુદર્શનને મેળવે છે. આત્મા અરૂપી વસ્તુ, તેમાં અનંતા ગુણો અને અનંતી પર્યાય તે બધાને પરોક્ષ રીતે શ્રુતજ્ઞાન જાણે છે. આ ચોથા ગુણસ્થાને હોય છે, સાતમી નરકના નારકીને પણ શ્રુતજ્ઞાન થઈ શકે છે. એક આત્મા જાણ્યો ત્યાં ચૌદ બ્રહ્માંડ જણાયા;

મૂર્તિક-અમૂર્તિક સમસ્ત વસ્તુઓને પરોક્ષ રીતે જાણવાનો શ્રુતજ્ઞાનનો સ્વભાવ છે. જેમ શ્રુતજ્ઞાનદ્વારા પોતાના જ્ઞાનમાં 'આત્મા કોણ છે, શરીર શું છે' એ બધું જણાય છે; તેમ જે અચક્ષુદર્શન પ્રગટે છે, તે ચક્ષુ સિવાયની ચાર ઇન્દ્રિયોના વિષયોને સામાન્યરૂપ દેખે છે. અહીં ગંધ, રસ વગેરેને જાણવું તેની વાત નથી, જાણે તે તો જ્ઞાન છે; પણ 'આ ગંધ છે' એમ જાણતાં પહેલાં અંદર એ તરફના વલણનો એક દર્શનનો ઉપયોગ થાય છે તે અચક્ષુદર્શન છે. ચાર ઇન્દ્રિયના નિમિત્તથી દેખવાનો સામાન્ય સ્વભાવ તેને ભગવાન 'અરૂપી આત્માનો અચક્ષુદર્શનઉપયોગ' કહે છે. આત્માવસ્તુ અંદર કાયમી દર્શન-સત્ત્વથી ભરેલું તત્ત્વ છે. જેમ મીઠાનો ગાંગડો ખારાશથી ભરેલો છે તેમ આત્મા અરૂપી દ્રષ્ટા ગુણથી ભરેલું તત્ત્વ છે, જ્ઞાનનો ગાંગડો છે. સાડા ત્રણ હાથના દેહ પ્રમાણે અંદર દર્શન, જ્ઞાનાદિ ગુણનો પિંડ અરૂપી આત્મા છે. શરીરાદિ તો જડ છે, રૂપી વસ્તુ છે અને જ્ઞાનમૂર્તિ આત્મા તેનાથી જુદો છે. શરીર તે કાંઇ આત્મા નથી કે આત્માની સાથે રહે! બન્ને વસ્તુ ભિન્ન છે. અહો! ક્યાં ચૈતન્યતત્ત્વ આત્મા અને ક્યાં જડ શરીર? આત્માની ખબર ન મળે અને ધર્મ કરવો—એ વાત ક્યાંથી બને?

અચક્ષુદર્શન વર્તમાન પણ બધાને થઇ રહ્યું છે, પણ અજ્ઞાનીને તેની ખબર નથી. કોઈ પણ વસ્તુનું જ્ઞાન થવા

પહેલાં તે તરફનો વલણવાળો અંતરવ્યાપાર તે દર્શન-ઉપયોગ છે. વેપાર એટલે શું? કોઇ પરનો વેપાર કરી શકતું નથી; ચોપડા કે ચશ્માનો વેપાર આત્મા કરી શકતો નથી; પણ તે તરફ લક્ષ કરી રાગભાવમાં જોડાય છે, તે રાગનો વેપાર કરે છે. અરૂપીનો વેપાર રૂપી વસ્તુમાં ન હોય, અરૂપી અરૂપીમાં જ વેપાર કરી શકે છે.

હવે અવધિદર્શનની વ્યાખ્યા કહે છે. જેમ અવધિ-જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી સમસ્ત મૂર્તિક પદાર્થોને અવધિજ્ઞાન જાણે છે તેમ અવધિદર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી અવધિદર્શન સમસ્ત મૂર્ત વસ્તુઓને દેખે છે. જ્ઞાનમાં સ્થિર થતાં અંદર જ્ઞાનમાં સ્વર્ગ-નરકાદિ ઇન્દ્રિયોના અવલંબન વગર જણાય એવી જ્ઞાનની મર્યાદિત ઉઘાડ દશા તે અવધિજ્ઞાન છે, તે જ્ઞાન પહેલાં થતો દર્શનનો વેપાર તે અવધિદર્શન છે; તે બધા મૂર્ત પદાર્થોને દેખે છે.

અહીં દર્શનગુણની પર્યાયની વ્યાખ્યા કરે છે. આત્મા અરૂપી વસ્તુ છે તેમાં અનંત ગુણો છે, દરેક ગુણની હાલત ક્ષણે ક્ષણે પલટાય છે. ઘડીમાં તીવ્ર ક્રોધ, ઘડીમાં મંદ ક્રોધ, ઘડીમાં ક્ષમા એમ જે ફર્યા કરે છે તે ક્ષમા ગુણની અવસ્થા છે, ગુણ ત્રિકાળ રહીને તેની અવસ્થા બદલ્યા કરે છે. આત્મામાં અનંતા ગુણો છે, તે દરેકની હાલત સમયે સમયે બદલાયા કરે છે—પલટન થાય છે તેને ભગવાન 'પર્યાય' કહે છે.

આત્મા ત્રિકાળી વસ્તુ, તેમાં જ્ઞાન, દર્શનાદિ ગુણો તે પણ ત્રિકાળી અને તે ગુણોનું સમયે સમયે પરિણમન થવું-બદલવું થવું-તે પર્યાય છે. આચાર્ય પોતે ઉપયોગની વ્યાખ્યા કર્યા પછી હવે પર્યાયની વ્યાખ્યા મૂકે છેઃ—

'परि समन्तात् भेदम् एति गच्छति इति पर्य्यायः' જે સર્વ તરફથી ભેદને પ્રાપ્ત થાય, અર્થાત્ ભેદ પ્રત્યે જાય તે પર્યાય છે. જીવ, પુદ્‌ગલ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ અને કાળ એ છએ દ્રવ્યો અખંડ વસ્તુ છે, તે આખી વસ્તુમાંથી એક સમય પૂરતી અવસ્થા પ્રગટે તે પર્યાય છે. આ આંગળી જણાય છે તે મૂળ વસ્તુ નથી, પણ રજકણોની અવસ્થા છે. અમુક વર્ષ પહેલાં આ આંગળી ન હતી, પણ જે પરમાણુ ચોખા-દાળ વગેરે અવસ્થારૂપે હતા તે બદલીને આંગળીરૂપે તેની અવસ્થા થઇ; આંગળીમાં પણ અનંત પરમાણુઓ છે, તે દરેકની અવસ્થા સમયે સમયે બદલે છે. રજકણ તે જગતની વસ્તુ છે, એક સેકન્ડના અસંખ્યમા ભાગમાં તે રજકણ-રૂપે કાયમ રહીને પોતાની અવસ્થા બદલ્યા કરે છે. આત્મા પણ જગતની વસ્તુ છે. તેમાં જ્ઞાનાદિ અનંત ગુણ છે, તેની અવસ્થા દરેક સમયે બદલાયા કરે છે. સમય એટલે કાળનો નાનામાં નાનો ભાગ; એક સેકન્ડ જેટલા વખતમાં અસંખ્ય સમય ચાલ્યા જાય છે.

પ્રશ્નઃ—આ બધું શા માટે કહેવાય છે?

ઉત્તર:—'તું કાયમી વસ્તુ છો, તારામાં અનંતા ગુણોનું સામર્થ્ય ત્રિકાળ છે, તારી અવસ્થા તારા કારણે પલટાયા કરે છે, તું પરાધીન નથી' એમ સમજાવવા માટે કહેવાય છે; માટે તું કોણ એ ઓળખીને રાગાદિને ટાળ તો ધર્મ થાય અને આ જન્મ-મરણનાં દુઃખનો અંત આવે અને સ્વરૂપના સુખની પ્રાપ્તિ થાય.

પ્રશ્ન:—આત્માનુ સ્વરૂપ ન સમજે તો શું વાંધો?

ઉત્તર:—આત્માનું સ્વરૂપ ન સમજે તો ચોરાશીમાં રખડે અને દુઃખને ભોગવે. જેને એક આત્માની ખબર નથી તેને બધાની ખબર નથી; 'જે સર્વ તરફથી ભેદને પામે એટલે કે આખી વસ્તુમાંથી એક ભેદરૂપ પરિણમન કરે તે પર્યાય છે, એ પર્યાય સમયે સમયે બદલાય છે' એમ કહીને આચાર્યદેવ સમજાવે છે કે ઊંધી માન્યતારૂપ પર્યાય બદલી જાય છે અને સવળી માન્યતા થાય છે. સંસાર-મોક્ષ બન્ને પર્યાય છે. સંસારદશા તે આત્માની અરૂપી વિકારી દશા છે, શરીરાદિ મારાં, પુણ્ય-પાપ મારાં એવી જે ઊંધી માન્યતા તે જ સંસાર છે. સંસાર તે વિકારી-દશા છે; વિકાર એટલે ગુણની ઊંધાઈ-તે આત્મામાં છે-પરમાં નથી. જ્યાં ઊંધી અવસ્થા છે તેની ખબર નહિ અને પરમાં માને તો તે ઊંધી અવસ્થા ટળે નહિ. અંદરમાં જે પુણ્ય-પાપના વિકલ્પ થાય તેને પોતાનું સ્વરૂપ માનવું એ જ સંસાર છે; તે સમજે નહિ અને બહારમાં

ત્યાગ કરીને સાધુ થાય, ઉપવાસ કરે, અઠ્ઠાવીસ મૂળગુણ સહિત નગ્ન મુનિ થાય અને મેં સંસાર છોડી દીધો એમ બાહ્ય ત્યાગથી માને, પણ 'મેં પરવસ્તુને છોડી' એમ માન્યું એટલે પરવસ્તુને આત્મામાં પેસી ગયેલી માની-તે માન્યતા જ સંસાર છે. તે ઊંધી માન્યતા ન છોડે અને માત્ર બાહ્ય ત્યાગ કરે તેને મિથ્યાત્વના પોષણનો લાભ થશે; તેનો અવતાર ચોરાશીના અવતાર વધારવા માટે સફળ થશે. જ્ઞાનીની ક્રિયાને અફળ કહેવાય છે એટલે કે જ્ઞાનીને તે ક્રિયાથી બંધન નથી, અવતાર વધતો નથી. જ્ઞાનીની ક્રિયા તો સ્વરૂપમાં સમાય છે; આ જૈનના એકડાની એટલે કે તદ્દન શરૂઆતની વાત છે. મૂળ તત્ત્વ ભૂલાઇને બીજી વાત લોકોમાં પ્રાયઃ થઈ રહી છે, વીત-રાગધર્મ કોને કહેવો તે મોટા ભાગના લોકો જાણતા નથી, અને બહુ તો બહારમાં ત્યાગ કરીને તેમાં ધર્મ માની લ્યે છે. દેડકો કૂદી કૂદીને કેટલું કૂદે ? એકવાર કોઈ સમુદ્રનો દેડકો કૂવામાં જઈ ચડયો, ત્યાં કૂવાનો દેડકો કહે-તારો સમુદ્ર કેવડો હતો ? ત્યારે સમુદ્રનો દેડકો કહે, ભાઈ ! નજરે જોયા વિના તેનું માપ ન નીકળે; ત્યારે કૂવાનો દેડકો કહે-જુઓ હું કૂદું છું એમ કહીને કૂવાના એક છેડાથી બીજા છેડા સુધી કૂદ્યો, એના મનમાં તો એમ કે મારા કૂદકામાં સમુદ્રનું માપ આવી ગયું; પણ સમુદ્રનો દેડકો કહે, ભાઇ ! સમુદ્રનાં માપ આપણા કૂદકાથી ન નીકળે,

એ તો નજરે જોયે ખબર પડે. એમ ધર્મનાં માપ બહારથી ન આવે પણ અંતર સ્વરૂપની ઓળખાણ જોઈએ. અજ્ઞાની બહુ બહુ કરે તો બાહ્ય ત્યાગ અને શુભરાગ કરીને તેમાં ધર્મ માની બેસે, પણ આત્મા શું છે તેના ભાન વગર ધર્મ થાય નહીં. ધર્મનું સ્વરૂપ અજ્ઞાનીની દૃષ્ટિથી મપાય તેવું નથી. અશુભભાવની તો અહીં વાત જ નથી. શિકાર, માંસાહાર, પરસ્ત્રીગમન વગેરે મહાન પાપ કરનારાની સાતમી નરકમાં પાર્લામેન્ટ ભરાય છે. અહીં તો પરવસ્તુના આધારે બાહ્ય ત્યાગમાં ધર્મ નથી એ બતાવવું છે. સાતમી નરકમાં બહારમાં તો બધાનો ત્યાગ છે, ચોખાનો દાણો કે વસ્ત્રનો તાણો પણ નથી. જો બાહ્ય ત્યાગથી ધર્મ હોય તો તે બધાને ધર્મ થઈ જવો જોઈએ. બહારનો ત્યાગ હોય પણ અંદરમાં ભાન ન હોય તો તે મહા અજ્ઞાની છે, અને જ્ઞાની ચક્રવર્તી છ ખંડના રાજ્યમાં હોય છતાં દૃષ્ટિમાં રાગાદિ સર્વનો ત્યાગી છે. ત્રિકાળી સ્વરૂપની દૃષ્ટિમાં રાગાદિ નથી-તેનું ભાન વર્તે છે તે ધર્મી છે.

સર્વ તરફથી ભેદને પ્રાપ્ત થાય અર્થાત્ પરિણમન કરે તે પર્યાય છે. પરિ = સમસ્ત પ્રકારે, નમન = ઢળવું, વહેવું; વસ્તુ પોતે અખંડ રહીને તેમાંથી સમયે સમયે અવસ્થા વહ્યા કરે છે તે પરિણમન છે. વસ્તુ અને તેના બધા ગુણો સમયે સમયે પરિણમ્યા કરે છે; દ્રવ્ય-ગુણ સર્વથા ધ્રુવ

નથી; જો દ્રવ્ય-ગુણ સર્વથા ધ્રુવ હોય તો પરિણમન કોનું? દ્રવ્ય-ગુણ સર્વથા ધ્રુવ નથી પણ કથંચિત્ પરિણામી છે. અવસ્થા અનિત્યતા બતાવે છે અને દ્રવ્ય ધ્રુવતા-નિત્યતા બતાવે છે, પણ ધ્રુવતા અને અનિત્યતા જુદાં નથી, બન્ને થઈને આખી વસ્તુ છે. ધ્રુવતાનો પિંડ જુદો અને પરિણમનનો કટકો જુદો એમ નથી. અહીં તો કહે છે કે-બદલતાં છતાં દ્રવ્ય, ગુણ અને ઉપયોગ એકરૂપ રહે છે.

કોઈ એમ કહે કે જડમાં પરિણમન ન હોય, તો તે વાત ખોટી છે; જીભ જડ છે-હવે જો જીભમાં પરિણમન ન હોય તો બોલાય કેમ? જે બોલાય છે તે જડનું પરિણમન છે. આત્મામાં શબ્દ સાંભળવાનું લક્ષ થયું તે આત્માનું લક્ષ બદલ્યું છે, તે આત્માનું પરિણમન છે. દરેક વસ્તુમાં સમયે સમયે પરિણમન થઈ રહ્યું છે; તેમાં સ્વભાવપર્યાય તે તો છએ દ્રવ્યોમાં સાધારણ છે. બટાટાની એક રાય જેટલી કણી લ્યો તો તેમાં અસંખ્ય ઔદારિક શરીર, તે એકેક શરીરમાં અનંત આત્મા, તે એકેક આત્માના અસંખ્ય પ્રદેશ, એકેક પ્રદેશ ઉપર અનંતા કર્મ-રજકણો; એકેક રજકણમાં અનંતા ગુણ અને એકેક ગુણમાં અનંતી પર્યાયો ભરી છે, આ તો હજી નાનો કરિયાવર છે; હજી વધારે વિસ્તાર થઈ શકે તેમ છે. છએ દ્રવ્યોમાં એક સ્વભાવપર્યાય હોય છે; નિગોદથી માંડીને સિદ્ધ સુધી બધા આત્માઓને આ સ્વભાવપર્યાય હોય છે. સ્વભાવ-

પર્યાય એટલે અર્થપર્યાય; બહારના આકારની અવસ્થા તે વ્યંજનપર્યાય છે. આત્માના પ્રદેશોનો શરીર પ્રમાણે આકાર તે વ્યંજનપર્યાય છે; આ સુખડનું લાકડું ચોરસ છે તે તેની વ્યંજનપર્યાય છે, અને અંદરના ગુણનું પરિણમન તે અર્થપર્યાય છે. અર્થપર્યાય સૂક્ષ્મ છે. આ અંદરની ઝીણી વાત છે, મન-વાણીથી અગોચર છે, સાધારણને સમજાય તેવી નથી તેથી આચાર્યે કહ્યું છે કે તે ભગવાનના આગમથી પ્રમાણ કરવાયોગ્ય છે. તે અર્થપર્યાય છ પ્રકારની હાનિ-વૃદ્ધિ સહિત છે. અનંતભાગ વૃદ્ધિ, અસંખ્યભાગવૃદ્ધિ, સંખ્યાતભાગવૃદ્ધિ, અનંતગુણવૃદ્ધિ, અસંખ્યાતગુણવૃદ્ધિ અને સંખ્યાતગુણવૃદ્ધિ તથા તેવી જ રીતે છ પ્રકારે હાનિ-એ પ્રમાણે અંદર ષટ્‌ગુણહાનિ-વૃદ્ધિ થાય છે. સ્વભાવનું અમુક ભાન થયું, પછી આવી સૂક્ષ્મ પર્યાય ન સમજાય તોપણ ભગવાને કહ્યું તે પ્રમાણ-એમ વિશ્વાસ કરે છે, 'આમ હશે કે નહિ' એવી શંકા કરતો નથી.

પ્રશ્ન:—આ અર્થપર્યાય ને વ્યંજનપર્યાય અને હાનિ-વૃદ્ધિ એ બધું શું માંડયું છે? આ સમજીને શું કરવું છે?

ઉત્તર:—બધી આત્માની વાત છે. જેને સુખ જો'તું હોય તેને માટે આ માંડી છે; આ સમજ્યા વગર સુખ નથી. આત્માની સાચી સમજણ સુખ માટે જ છે. સાચી સમજણથી સુખ મળે છે. જગતના કામમાં પણ જે વસ્તુ જો'તી હોય તેના યથાર્થ જ્ઞાન વગર ચાલતું નથી. જેમ

કોઇએ ઘરેથી એક જણને સાકર લેવા માટે બજારમાં મોકલ્યો હોય અને તે સાકરને બદલે રીંગણાં લાવીને મૂકે તો તેને ગાંડો જ કહે. બજારમાં જાય ત્યાં પણ સાકર ધોળી અને મીઠી હોય એમ પહેલાં જ્ઞાન કરે, પછી સાકરવાળાની દુકાને જઇને સાકર જ માગે તો સાકર મળે; પણ સાકરને બદલે રીંગણાં માગે અને એમ વિચાર કરે કે 'આપણા તો સાકરના ભાવ છે ને! ભાષાનું શું કામ છે?' તોપણ તેને સાકર મળશે નહીં; તેથી એ પણ નક્કી થયું કે અંદરના જ્ઞાન જેવી જ ભાષા જોઇશે. સાકર પદાર્થ, સાકરનું જ્ઞાન અને 'સાકર' એવી ભાષા એ ત્રણે સરખાં જોઇએ, તો જ સાકર મળે; તેમ આત્માનું સુખ જોઈતું હોય તો સુખ શું, સુખ કયાં છે તેનું જ્ઞાન અને સુખ માટેની ભાષા એ ત્રણે બરાબર આવડવાં જોઇશે. પહેલાં, સુખ આત્માનો સ્વભાવ છે એ જાણવું પડશે. સુખ બજારમાં વેચાતું મળતું નથી પણ અંદરની દુકાનમાં (આત્માના સ્વરૂપમાં) પડયું છે, અને જ્ઞાની પાસે બોલ કે મારે મારું સુખ જોઇએ! તેનો ઉપાય કઈ રીતે છે? એમ સુખને માટે પહેલાં સુખનું જ્ઞાન જોઇએ, તેનો ઉપાય જ્ઞાનીને પૂછતાં જ્ઞાની સમજાવે કે—તારું સુખ તારી પાસે છે, તને તારી ખબર પડે તો તારો ગુણ પ્રગટે—એટલે સુખ થાય; પણ ઓળખાણ વગર ગુણ પ્રગટે નહીં. સાચું સુખ શું, તે કયાં છે, કોણ તે સમજ્યા છે—એ જાણવું જોઇએ; અને તે કેમ પ્રગટે છે તેનો ઉપાય જ્ઞાની પાસેથી સમજે તો

સુખ પ્રગટે. સર્વજ્ઞ ભગવાને વાણીદ્વારા છ દ્રવ્યોનું સ્વરૂપ કહ્યું છે તેવું જેણે જાણ્યું છે-તેમની પાસેથી જ્ઞાન મળે. આ રીતે સુખ માટે પહેલાં વસ્તુની યથાર્થ ઓળખાણ કરવી જોઇએ.

---

વ્યાખ્યાન નં. ૧૭ તા. ૬-૫-૪૪

## ગાથા ૧૪ મી ચાલુ.

હવે અશુદ્ધપર્યાયનું વર્ણન કહેવાશે. પહેલાં દર્શન અને જ્ઞાનઉપયોગ જે ત્રિકાળસ્વભાવ છે તેનું ઉપયોગરૂપે વર્ણન કર્યું, હવે પર્યાયની વ્યાખ્યા કરે છે.

પ્રશ્ન:—પર્યાય અને ઉપયોગનું વર્ણન જુદું જુદું કરો છો તો શું ઉપયોગ તે પર્યાય નથી ?

ઉત્તર:—ઉપયોગ જે આગળ કહ્યો તે ધ્રુવએકરૂપ પર્યાય છે, તે ઉત્પાદ-વ્યયરૂપ નથી; અને અહીં ઉત્પાદ-વ્યયરૂપ જે પર્યાય છે તે કહેવામાં આવે છે.

આ જીવ અધિકાર છે, તેમાં પહેલાં જીવતત્ત્વનું વર્ણન કરતાં કહ્યું કે-વ્યવહારે દસ પ્રાણથી જીવે તે જીવ છે. પાંચ ઇન્દ્રિય, મન, વચન, કાય, શ્વાસોચ્છ્વાસ અને આયુ એ દસ પ્રાણોથી જીવે છે-એ તો નિમિત્તથી કહ્યું છે. ખરેખર ઇન્દ્રિયો વગેરે તો પરવસ્તુ છે. નિમિત્તથી જીવે તે સંસારદશા છે, અને પોતાના ત્રિકાળ ચૈતન્યપ્રાણથી—જ્ઞાનસ્વભાવથી જીવે તે વાસ્તવિક જીવન છે.

કાનમાં સોય મારી માટે દુઃખ થયું એમ માનવું તે બરાબર નથી; અંદરમાં જે શરીર ઉપરનો રાગ છે તેને લીધે દુઃખ થાય છે. અંદર ચૈતન્યપ્રાણ છે તેને લીધે પણ દુઃખ નથી, પણ ઇન્દ્રિય વગેરે મારાં એવી અજ્ઞાનમય બુદ્ધિને કારણે દુઃખ લાગે છે. દસ પ્રાણથી જીવવું તે તો વ્યવહારથી છે, નિશ્ચયથી તો નિગોદથી માંડીને સિદ્ધ સુધી જીવો ચૈતન્યપ્રાણથી જીવે છે.

ચૌદમી ગાથામાં પર્યાયના બે પ્રકાર કહ્યા:—

(૧) સ્વ–પર અપેક્ષિત અર્થાત્ સ્વ–પરના સંબંધવાળી,

(૨) નિરપેક્ષ અર્થાત્ એકલા સ્વના સંબંધવાળી. જીવ તો ત્રિકાળ એકરૂપ છે, તેમાં અવસ્થા–ઉપયોગ તે પર્યાય છે.

ચૈતન્યપ્રાણ ત્રિકાળ રહીને જ્ઞાનદર્શનનો ઉપયોગ–વ્યાપાર [ અંતર સ્વસન્મુખ કે અજ્ઞાનીનો પરસન્મુખ ] તેનું વર્ણન કર્યું છે. જ્ઞાનની આઠ તથા દર્શનની ચાર એમ ઉપયોગની બાર અવસ્થાનું વર્ણન કર્યું.

હાથ ખોટો પડી જાય અને ન ચાલે તે જડની ક્રિયા છે; શરીર ચાલે તે જડની ક્રિયા છે, આત્મા શરીરને ચલાવી શકતો નથી, આત્મા તો અરૂપી જ્ઞાનઘન છે, તે જડમાં કાંઈ કરી શકે નહીં. મરણ પહેલાં અસાધ્ય થઇને પડયો રહે છે, તે વખતે શરીરને ચલાવી શકતો નથી,

કારણ કે શરીર ઉપર આત્માની સત્તા કદી પણ ચાલતી નથી. જીવતાં શરીર સારું હોય ત્યારે પણ આત્માનું સામર્થ્ય શરીર ઉપર ચાલતું નથી. શરીર ઉપર માખી બેઠી હોય, તે માખીનું જ્ઞાન કરે પણ જીવ તે માખીને ઊડાડવા સમર્થ નથી. 'મરણ ટાણે જ આત્મા શરીરનું કરી શકે નહીં પણ પહેલાં કરી શકે' એમ નથી, કોઈપણ વખતે આત્મા શરીરનું કરી શકતો જ નથી. જડની અવસ્થા તેના (જડના) કારણે થાય છે. અજ્ઞાની આત્મા તેનું અભિમાન કરે છે.

આત્મા ઈચ્છા કરે અને તે જ વખતે જડની તેવી અવસ્થા જડના કારણે થવા લાયક હોય તો થાય ત્યાં 'મારાથી તે થઈ' એમ અજ્ઞાની માની બેસે છે—તે ભ્રમ છે. જ્ઞાયકપણે જાણવું એ જ જીવનું જીવન છે. શરીર, મન, વાણી વગેરે તો જડ છે, જુદાં છે તેથી આત્માથી તે જુદાં પડી જાય છે, પણ જ્ઞાન જુદું પડતું નથી. મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યય અને કેવળ એ પાંચે જ્ઞાનની પર્યાય છે. તેનું પહેલાં ઉપયોગરૂપે વર્ણન કર્યું, પછી તે ઉપયોગની પાછળ રહેલ શક્તિરૂપ પર્યાયનું વર્ણન કર્યું, ત્યાર પછી અગુરુ-લઘુગુણનું વર્ણન કર્યું તે બહુ જ સૂક્ષ્મ છે, આગમગમ્ય છે.

હવે અશુદ્ધ પર્યાયનું વર્ણન કરે છેઃ—વ્યંજનપર્યાય એટલે આકારરૂપ પર્યાય. આત્મપ્રદેશોનો દેહ જેવો આકાર છે તે વ્યંજનપર્યાય.

તારું સ્વરૂપ છે? શું ચૈતન્યપ્રાણ તે વસ્તુ, ઉપયોગ તે તારું કાર્ય, અને તારી વ્યંજનપર્યાય તે તારામાં; પરનું બધું પરમાં, તારું બધું તારામાં. પરથી તું ત્રિકાળ જુદો છો, પરને તારું માન્યું હતું એ જ અનંત સંસારનું કારણ છે.

ટીકાકાર કહે છે કે:—

[ માલિની ]

अथ सति परभावे शुद्धमात्मानमेकं
सहजगुणमणीनामाकरं पूर्णबोधम् ।
भजति निशितबुद्धिर्यः पुमान् शुद्धदृष्टिः
स भवति परमश्रीकामिनीकामरूपः ॥

જે મનુષ્ય ઉત્કૃષ્ટ ભાવે કરીને નિર્મળ બુદ્ધિવાળો થઈને સ્વાભાવિક ગુણરત્નોની ખાણ એવા પૂર્ણ જ્ઞાનમય પોતાના શુદ્ધ આત્માનું ભજન કરે છે તે શુદ્ધ સમ્યગ્દૃષ્ટિ જીવ મુક્તિરૂપી સ્ત્રીને પામે છે.

આમાં સમ્યગ્દર્શનની પણ વ્યાખ્યા આવી જાય છે. સમ્યગ્દર્શનનું સ્વરૂપ જાણ્યા વિના, દુનિયાએ તેને ઘરઘરની ચીજ કરી નાંખી છે, મોટો ભાગ વીતરાગનો માર્ગ જ ભૂલી ગયા છે. દેહ, મન-વાણીની ક્રિયા રહિત ભગવાન આત્મા સ્વાભાવિક ગુણરત્નોની ખાણ છે-તે અંદર લક્ષ કરે તો ગુણો પ્રગટે. જ્યાં હોય ત્યાં ખોદે તો નીકળેને! માટીની ખાણ ગમે તેટલી ખોદે તોપણ તેમાંથી અનાજ

નીકળે નહીં, તેમ પુણ્ય-પાપના વિકારની ખાણ અનાદિથી ખોદે છે, પણ તે તો રાગ છે-વિકાર છે તેમાંથી અવિકારી ધર્મ પ્રગટે નહીં. માવો જોઇતો હોય તો અફીણવાળાની દુકાને ન પૂછે પણ કંદોઇને ત્યાં જ જાય, એમાં ખબર પડે, પણ ધર્મ ક્યાં મળે ? ધર્મની દુકાન ક્યાં છે ? તેની ખબર ન મળે. કોઈ સ્થાનમાં, વાણીમાં કે ચોપડામાં ધર્મ નથી, ધર્મ તો આત્મામાં છે, બીજે ક્યાંય નથી. આત્મા જ અંદર સ્વાભાવિક ગુણનો ઢગલો છે, પણ તેની ખબર નથી તેથી બહારમાં માન્યું છે કે-દયા કરી અથવા પર જીવને બચાવી દીધો એમાં ધર્મ થઈ ગયો; પણ એવા દયાદિના શુભભાવ તો અનંતવાર કરી ચૂક્યો, પરંતુ આત્માને ઓળખ્યો નહીં, અને આત્માને ઓળખ્યા વગર ધર્મ થયો નહિ.

કોઈ કહે કે—આત્મા તો કેવળજ્ઞાન થાય ત્યારે ઓળખાયને ? તો તેમ નથી. આ તો હજી મુનિદશા ને શ્રાવકદશા પહેલાંની, સમ્યગ્દર્શનની ભૂમિકાની વાત છે. મન, વાણી, દેહથી નિરાળા આત્મસ્વરૂપનું ભાન કરવું તે સમ્યગ્દર્શન છે, અને તે દરેક જીવ પુરુષાર્થથી કરી શકે છે. જેની મેલી બુદ્ધિ છે તે બહારમાં પુણ્યાદિની ક્રિયામાં આત્માના ગુણ શોધે છે, અને જેની નિર્મળબુદ્ધિ છે તે એકલા જ્ઞાનમય સ્વભાવમાં જ પરિપૂર્ણ ગુણો ભર્યા છે તેમાં શોધે છે. વસ્તુ તો પરિપૂર્ણ ત્રિકાળ પડી જ છે, પર્યાયદૃષ્ટિથી જુએ છે તેથી અધૂરું લાગે છે. નિર્મળ દૃષ્ટિવાળો

તો નિર્મળ એકરૂપ શુદ્ધ આત્માનું (જે અહીં ઘણા દિવસ થયા વર્ણવાય છે તેનું) જ ભજન કરે છે. પરંતુ-ભગવાનનું ભજન તો શુભરાગ છે; પાપભાવ ટાળવા પૂરતી દેવ, ગુરુની ભક્તિ છે. અહીં તો પોતાનું જ ભજન કરવાનું કહ્યું છે કેમકે પોતામાટે તો ભગવાન કરતાં પણ પોતે જ મોટો છે. ભગવાન ગમે તેટલું કહે પણ પોતે ન માને તો? જ્યારે પોતે માને ત્યારે પોતે (પોતામાં) મોટો થયો. ભગવાન કાંઇ કોઇને સમજાવી દેતા નથી, કે ભક્તિ કરવાથી રાજી થતા નથી, તે તો વીતરાગ છે.

પ્રશ્નઃ—લોગસ્સમાં "तीथ्थयरा मे पसीयंतु" એટલે કે તીર્થંકર મને પ્રસન્ન થાઓ એમ કહ્યું છે ને?

ઉત્તરઃ—ત્યાં તો નિમિત્તથી કહ્યું છે. ભગવાનને રાગ નથી તેથી કોઈ ઉપર પ્રસન્ન થાય નહીં. "તીથ્થયરા મે પસીયંતુ" એમ નિમિત્તથી બોલાય, પણ ખરેખર તો અંદર પોતાના સ્વરૂપની પ્રસન્નતા માગી છે.

અહીં આચાર્યદેવ કહે છે કેઃ—

[ માલિની ]

इति परगुणपर्य्यायेषु सत्सूत्तमानां
हृदयसरसि जाते राजते कारणात्मा ।
सपदि समयसारं तं परं ब्रह्मरूपं
भज भजसि निजोत्थं भव्यशार्दूल स त्वम् ॥

જે ગુણ ગોતે છે તે ગોતનારામાં જ ગુણ ભર્યા છે. ઉત્કૃષ્ટ ગુણો અને નિર્મળ પર્યાય પ્રગટ કરે ત્યારે તેના અંતરમાં કારણરૂપ જે ત્રિકાળી દ્રવ્ય પડયું છે તે શોભાયમાન કહેવાય છે. અંતરમાં કારણ તો બધા જીવોને સરખું જ પડયું છે, પણ કાર્યરૂપ પર્યાયથી ઉત્તમ હોવાથી કારણરૂપ આત્મા શોભાયમાન છે.

આચાર્યદેવ પડકાર કરે છે કે ભવ્યરૂપી સિંહ ! જેમ સિંહનો સ્વભાવ મૃગલાને મારી નાંખવાનો છે, તેમ તારો સ્વભાવ પ્રકૃતિના રાગાદિને તોડી નાંખવાનો-નાશ કરવાનો છે. તું સિદ્ધસમાન શાર્દૂલ-સિંહ છો.

હે ભવ્યરૂપી સિંહ ! તું ત્રણલોકનો નાથ ચૈતન્ય ભગવાન છો ! એકવાર તારી ઓળખાણ તો લાવ ! જેને સ્વભાવ હજી દૃષ્ટિમાં આવ્યો નથી અને વ્રત-તપ કરવા માંડયા તેને સમજાવે છે કે ( શુભભાવમાં ) આત્માનો ધર્મ બેસી ગયો નથી. પહેલાં તો સ્વભાવનું ભાન જોઇએ. અહીં ભવ્યોને જ લીધા છે, અભવ્યની વાત જ નથી. પહેલાં આત્માના સ્વરૂપની ઓળખાણ કરાવી, પછી પરબ્રહ્મરૂપ સમયસાર એવા શુદ્ધ આત્માની જ સેવા કરવાનું કહ્યું.

હે શાર્દૂલ-સિંહ ! ચૈતન્ય ભગવાન ! દેહદેવળમાં સંતાયેલો તું પરમ બ્રહ્મ પરમાત્મા જ છો. તારે માટે તું જ મોટો છો, તું ન સમજ તો સાક્ષાત્ તીર્થંકરદેવ પણ તને

સમજાવી શકે નહીં; તારી ચૈતન્યજ્યોતમાં અનંતા ગુણો ભર્યા છે, તેની ઓળખાણ કરવી એ જ સમ્યગ્દર્શન છે, અને તેમાં એકાગ્રતા કરતાં કેવળજ્ઞાન પ્રગટે છે. તારી પૂર્ણતા તારા સ્વભાવમાં તો ત્રિકાળ પ્રગટ જ છે. એકરૂપ ચૈતન્ય-દીવો દર્શન, જ્ઞાન, ચારિત્ર, આનંદનો પિંડ સ્વભાવમાં જ ઉદયમાન છે. જેમ સૂર્ય તો પૂર્ણ પ્રગટ જ હોય, પણ પોતાની આંખ આડ છાબડી રાખીને જુએ તો આખો સૂર્ય પ્રગટ હોવા છતાં તેને દેખાય નહીં, ત્યાં સૂર્ય ઢંકાયો નથી પણ જોનારની દૃષ્ટિમાં આડ છે. તેમ આત્મા તો સ્વભાવમાં પૂર્ણ પ્રગટ ઉદયમાન છે, પણ પોતાની અવસ્થામાં પૂરો ન માન્યો તેથી સૂર્યરૂપ આખું અખંડાનંદ ચૈતન્યસ્વરૂપ દેખાતું નથી, તેનું કારણ અવસ્થામાં ઊંધી માન્યતાની છાબડીએ પોતે ઢંકાયો છે. આખો ચૈતન્યસૂર્ય સ્વભાવે પ્રગટ હોવા છતાં અવસ્થાદૃષ્ટિએ ઢંકાયેલો માન્યો છે.

ટીકાકાર આચાર્યદેવ ભાવના કરે છે:—

[ મંદાક્રાંતા ]

क्वचिल्लसति सद्गुणैः क्वचिदशुद्धरूपैर्गुणैः
क्वचित्सहजपर्ययैः क्वचिदशुद्धपर्यायकैः ।
सनाथमपि जीवतत्त्वमनाथं समस्तैरिदं
नमामि परभावयामि सकलार्थसिद्धयै सदा ॥

આ આત્મા ક્યાંક પોતાના સ્વાભાવિક ગુણોથી શોભે છે, ક્યાંક અશુદ્ધગુણોથી બિરાજે છે, ક્યાંક સ્વાભાવિક

પર્યાયથી શોભે છે અને ક્યાંક વિભાવિક પર્યાયથી શોભે છે, એ રીતે ભલે અવસ્થામાં નિર્મળતા કે અશુદ્ધતા હોય પણ ભગવાન આત્મા તો જેટલા વિભાવિક ગુણ-પર્યાયો છે તે સર્વેથી રહિત એકલો, ચૈતન્યગુણની ખાણ છે. હું સદા મારા મોક્ષના પૂર્ણ પ્રયોજનની સિદ્ધિ માટે આવા ચૈતન્યતત્ત્વમાં નમું છું અને તેની વારંવાર ચિંતવના કરું છું—એમ ટીકાકાર આચાર્યદેવ ઉપરના કલશમાં કહે છે.

પોતે ત્રિકાળ ભગવાન જ છે, પણ તેને ભાન નથી કે હું કોણ છું. જેઓ ભગવાન થયા તેઓ, જે સમયે પ્રગટ ભગવાન થયા તે સમય પહેલાં પણ ભગવાન જ હતા, એમ ત્રિકાળી ભગવાનસ્વરૂપે આત્મતત્ત્વ અંદર પરિપૂર્ણ છે. તેનો આદર અને ભક્તિ કરું છું અને તેનું વારંવાર ચિંતવન કરું છું

આ રીતે આત્મતત્ત્વને પ્રથમ ઓળખાવ્યું, પછી ભાવના કરી કે આવા તત્ત્વમાં નમું છું અને તેને જ ભજું છું ॥ ૧૪ ॥

હવે સ્વભાવ-વિભાવ પર્યાયને વિસ્તારથી કહે છે.

णरणारयतिरियसुरा पज्जाया ते विभावमिदि भणिदा ।
कम्मोपाधिविवज्जियपज्जाया ते सहावमिदि भणिदा ॥१५॥

नरनारकतिर्यक्सुराः पर्य्यायास्ते विभावा इति भणिताः ।
कर्मोपाधिविवर्जितपर्य्यायास्ते स्वभावा इति भणिताः ॥१५॥

અર્થ:—નર, નારક, પશુ અને દેવ એ ચાર મુખ્ય વિભાવપર્યાય કહેવાય છે; અને જે કર્મની ઉપાધિ રહિત છે તે સ્વભાવપર્યાય છે.

નર = મનુષ્યદેહની અંદરનો આત્માનો આકાર તે; શરીર તો જડ છે, તે અહીં લેવાનું નથી.

નારકી = નારકીનું શરીર નહીં પણ તેના આકારે આત્માનો આકાર.

દેવ અને ઢોર = તેના બાહ્ય શરીર નહીં, પણ શરીર આકારે આત્માનો આકાર. આ ચારે વિભાવપર્યાય છે. કર્મના હોવાની કે અભાવની ઉપાધિ રહિત જે ત્રિકાળી અવસ્થા તે સ્વભાવપર્યાય છે. સ્વ ભાવ = આત્માની નિર્મળ અવસ્થા; અવસ્થાના બે પ્રકાર કહ્યા-(૧) સ્વાભાવિક અવસ્થા, તે ત્રિકાળ એકરૂપ રહે છે, (૨) વિભાવિક અવસ્થા—આત્મા એ ને એ રહીને અંદર અવસ્થા બદલે છે. સમકિતીને આત્માની ઓળખાણ કેવી હોય અને આત્મા કેવો ખ્યાલમાં આવે છે-તે કહેવાય છે.

પ્રશ્ન:—આપ તો હંમેશા સમ્યગ્દર્શનની જ વાત કરો છો?

ઉત્તર:—સમ્યગ્દર્શન એ જ મોક્ષનું કારણ છે. સમ્યગ્દર્શન કહે છે કે "મને ધારણ કર્યા પછી તારી ઇચ્છા હશે તોપણ તારાથી મલિનતા રાખી શકાશે નહીં, મોક્ષે

આવવું જ પડશે!" મોક્ષનું પહેલું જ પગથિયું સમ્યગ્દર્શન છે તે વિનાના બધા હવાઈ કિલ્લા છે-કલ્પના છે; માટે પ્રથમ સમ્યગ્દર્શન એ જ કર્તવ્ય છે.

આચાર્યદેવ કહે છે કે સાંભળ! હું આત્માની અવસ્થાનું વર્ણન કરું છું. આત્માની અવસ્થા બે પ્રકારની છે (૧) સ્વભાવદશા (૨) વિભાવદશા. સ્વભાવદશાના બે પ્રકાર છેઃ—(૧) કારણશુદ્ધપર્યાય (૨) કાર્યશુદ્ધપર્યાય. આમાં કારણશુદ્ધદશા તો નિગોદથી માંડી સિદ્ધ સુધી બધા જીવોને ત્રિકાળ છે; અને જ્યારે કેવળજ્ઞાન, કેવળદર્શન વગેરે પ્રગટે ત્યારે કાર્યશુદ્ધદશા પ્રગટી કહેવાય-તેનું કારણ દરેક જીવને ત્રિકાળ છે, અભવીને પણ ત્રિકાળ છે પણ અભવીને તેની પ્રગટ કાર્યરૂપ દશા થતી નથી-[ તે પુરુષાર્થ જ કરતો નથી ].

આ એકલી અધ્યાત્મની વાત છે. ઘણા જીવોને તો આ શબ્દો પણ કદી કાને નહીં પડયા હોય, લોકો બહાર જુએ તો આત્મા દેખાય નહીં અને અંદર જુએ તો અંધારૂં દેખાય; કદી સાંભળ્યું જ ન હોય અને આ વાત કાને પડે-ત્યાં કહે-આવી ઝીણી વાત કરતાં આપણે જાડી વાત માની રાખી છે તે ઠીક છે—પણ ભાઈ! આ તારી જ વાત છે. આ જીવ અધિકાર છે અને જીવનું જ વર્ણન છે. જીવની ત્રિકાળી એકરૂપ પર્યાય તે કારણશુદ્ધદશા છે. પૂર્ણ વસ્તુ અને અનંતા ગુણોની ખાણ તો નિગોદથી માંડી

બધા જીવોમાં પડેલી જ છે, પણ અજ્ઞાનીને તેની ખબર નથી એટલે પર ઉપર લક્ષ કરીને ચોરાશીના અવતારમાં રખડે છે.

શુદ્ધનિશ્ચયનયની અપેક્ષાએ અંતર નિર્મળ દૃષ્ટિથી જોતાં શરૂઆત અને અંતથી રહિત, અમૂર્તિક, સ્વભાવથી જ અતીન્દ્રિય એવું જ્ઞાન ત્રિકાળ છે-તે સ્વભાવથી જ શુદ્ધ છે. મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યય અને કેવળજ્ઞાન એ તો જ્ઞાનની પ્રગટરૂપ અવસ્થાઓ છે અને આ જ્ઞાન તો સહજ પારિણામિક સ્વભાવભાવ, જેને કોઈની અપેક્ષા લાગુ ન પડે તેવું છે. એવો એકલો જ્ઞાનસ્વભાવ ત્રિકાળ નિરપેક્ષ છે, તેની સાથે કારણશુદ્ધપર્યાય પણ ત્રિકાળ એકરૂપ રહેલી છે. સહજસ્વભાવથી જ શુદ્ધ દર્શન, જ્ઞાન, ચારિત્ર, વીર્ય વગેરે ગુણ ત્રિકાળ પડયા છે, પરમ વીતરાગ સુખરૂપ આનંદ તે પણ ત્રિકાળ છે; પાંચ ઇન્દ્રિય કે મન-વચનથી પાર તથા પ્રગટ અવસ્થા (મતિ, શ્રુત કે કેવળ) થી પણ પાર એવું પરમ વીતરાગ શુદ્ધ અંતરતત્ત્વ છે, તે સ્વભાવમય અનંતચતુષ્ટય ત્રિકાળી છે. ભગવાન કેવળજ્ઞાનીને જે અનંતચતુષ્ટય પ્રગટે તે તો કાર્ય છે, તે નહીં-પણ અંદર જે ત્રિકાળી કારણ પડયું છે તે સ્વરૂપચતુષ્ટયની આ વાત છે.

સર્વજ્ઞે પોતાના ઘરની કલ્પેલી વાત નથી કહી, પણ વસ્તુનું સ્વરૂપ જેવું છે તેવું પોતાના સંપૂર્ણ જ્ઞાનમાં

જાણવું તે જ કહ્યું છે, તે જાણ્યા વિના તું જઈશ ક્યાં? આ વાત ઘણા માણસોને જિંદગીમાં પચાસ પચાસ વર્ષો થયાં પણ કાને ન પડી હોય તેવી છે—છતાં પણ વાત તો આત્માની જ છે, તેની વાત છે ને તેમાં ધ્યાન રાખે તો જરૂર સમજાય, પોતાનું સ્વરૂપ પોતાને ન સમજાય એમ બને નહીં. બધા જીવનું સ્વરૂપ જ આવું છે પણ પોતે પોતાનું સ્વરૂપ કદી જાણ્યું નથી.

પ્રશ્નઃ—તમે દેહ અને આત્મા જુદા કહો છો, પણ જો જુદા હોય તો આત્મા જુદો કાઢીને કેમ નથી દેખાડતા?

ઉત્તરઃ—આત્માને જોવા માટે આંખો તો જોનારની પોતાની જોઈશેને? બહારની આંખોથી આત્મા દેખાય તેવો નથી, આત્માને જોવા માટે પહેલાં તેનું જ્ઞાન કરવું પડશે. તે જ્ઞાનની વિધિ અહીં કહેવાય છે. દેહ અને આત્મા જુદા છે એ વાત પણ સમજ્યા વગર પચાસ પચાસ વર્ષ ધર્મ-સ્થાનકમાં બેસી રહે તોપણ આત્માને ઓળખ્યા વગર ધર્મ થાય તેમ નથી.

સાચું સમજ્યા વગર બહારમાં ધર્મ માની બેસે છે. સમજાવનાર પોતે સાચું સમજ્યા હોય તો બીજાને સમજાવી શકે ને! કુવામાં હોય તો અવેડામાં આવેને? તેમ સત્યના સમજાવનાર હોય ત્યાંથી સત્ય મળેને! બાકી તો સમજ્યા વગર ઝૂકાવ્યે રાખે છે અને ઝૂકાવનાર પણ મળી રહે છે.

વર્તમાન અવસ્થામાં ઊઘડેલું જ્ઞાન છે તે નહીં-પણ અંદર એકરૂપ સ્વાભાવિક દર્શન-જ્ઞાન-ચારિત્ર-સુખ-આનંદ છે તે નિજસ્વરૂપ જ છે. તેમાં કાંઈ પ્રગટવાપણું કે અવરાવાપણું નથી-એકરૂપ નિરપેક્ષસ્વરૂપ છે તે જ નિજ-સ્વરૂપ છે અને એ જ સમ્યગ્દર્શનનો વિષય (લક્ષ્ય-ધ્યેય) છે. આ આત્મા ત્રિકાળ અખંડ એકરૂપ છે. નિજસ્વરૂપમાં ફેરફાર કે ઓછાવધતાપણું હોય નહીં. આત્માનું સ્વરૂપ તો એકરૂપ છે-તે સ્વરૂપનો, ઉદય, ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષાયિક એ ચાર ભાવો રહિત પાંચમો પારિણામિક ભાવ છે, તેની અંદર એક પરિણતિ ( અર્થાત્ અવસ્થા ) છે તે જ કારણશુદ્ધપર્યાય છે. તે પરિણતિ છે છતાં તેનું પ્રગટરૂપ પરિણમન નથી, તે અવસ્થા ત્રણેકાળ એક સરખી-પૂરી જ છે, તેમાં ઊણી-અધૂરી કે પૂરી એવા કોઈ ભેદ જ નથી.

ઉદય-ઉપશમ-ક્ષયોપશમ કે ક્ષાયક અવસ્થા થાય છે તે જીવની છે, પણ તે અવસ્થાની અપેક્ષા વિનાનું ત્રિકાળ એકરૂપ ધ્રુવ દ્રવ્ય છે તે જ સમ્યગ્દર્શનનો વિષય છે. જેમ-પાણીમાં તરંગ થાય છતાં પાણી તો કાયમ એકરૂપ પડ્યું જ છે. પાણી એકરૂપ રહે છે અને તેમાં મોજાં ઊઠે છે—બન્ને જુદાં નથી. મોજું ઉપરમાં-બહારની સપાટીથી નાનું મોટું છે પણ અંદરની સપાટી તો દરેક મોજાં વખતે એક સરખી જ રહે છે; પાણી ઉપર મોજાંનો ભાગ તો અમુક

જ છે–અંદર તો એકરૂપ સપાટી છે, તે સપાટી એકરૂપ છે અને અંદરનું પાણીનું દળ ( સપાટી પછી પાણીની જે ઊંડાઇ તે ) એકરૂપ જ છે. તેમ આત્મારૂપી સમુદ્રમાં ઉદય, ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષાયિક પર્યાય તે તો અપેક્ષિત-ભાવો છે, તરંગ સમાન છે અને અંદર જે સપાટીનો અંશ ( પારિણામિક ભાવની પર્યાય ) તે કારણશુદ્ધપર્યાય એકરૂપ સપાટી સમાન છે, અને વસ્તુ તે દ્રવ્ય–ગુણનું એકરૂપ દળ છે.

પરિણતિ એટલે શક્તિરૂપ અવસ્થા, તે ત્રિકાળ એક-રૂપ છે. જેવું સામાન્ય કાયમ એકરૂપ છે તેવું જ તેનું વિશેષ [ પરિણતિ ] એકરૂપ કાયમ છે; તેમાં 'વર્તમાન–વર્તમાન' કહેવાય છતાં એકરૂપ ધ્રુવ છે. વર્તમાન–વર્ત-માન કહેવાય છતાં તેમાં ઉત્પાદ–વ્યયરૂપ પરિણમન નથી. નિત્ય ધ્રુવરૂપ પરિણતિ તેને ભગવાન કારણશુદ્ધપર્યાય કહે છે.

"શુદ્ધ પારિણામિક ભાવ" એમ કહેતાં જ તેમાં "પરિણમે છે" એવો ધ્વનિ આવે છે. પરિણમે છે એટલે દ્રવ્યગુણનું વર્તમાનરૂપ છે, એ રીતે બન્ને થઇને [ સામાન્ય-રૂપ દ્રવ્ય અને તેના વિશેષરૂપ કારણશુદ્ધપર્યાય એ બન્ને થઇને ] દ્રવ્યની પૂર્ણતા છે.

આ બધી વાત કેવળીને કહેવાતી નથી, પણ હજી તો સમ્યગ્દર્શન પ્રગટાવવાનું કારણ કહેવાય છે; ઝીણી પડે તેવી વાત છે; પણ જેમ ઋતુ ઉનાળાની હોય ત્યારે

ઝીણું પહેરવાનું હોય ત્યાં જાડું કપડું પહેરવાથી ઘામ (ઉકળાટ) થશે, તેમ આ ટાણાં ઝીણું સમજવાનાં છે; તેમાં ઝીણી બુદ્ધિ જોઇશે, ઝીણા (અરૂપી) આત્માની મુક્તિ માટે ઝીણું જ્ઞાન ધાર્યા વિના સંસારનો ઉકળાટ ઊડશે નહીં અને જાડી બુદ્ધિથી ચોરાશીમાં જન્મમરણનો ઘામ થશે.

કારણશુદ્ધપર્યાયનું મનન તે કાર્યશુદ્ધપર્યાયનું કારણ છે. વસ્તુ ત્રિકાળ, વસ્તુના બધા ગુણો ત્રિકાળ, અને એકેક ગુણની અવસ્થા તે પણ ત્રિકાળ એકસરખી—એ ત્રણે થઈને આખું દ્રવ્ય છે; અને એ દ્રવ્યના લક્ષે નિર્મળ પર્યાય પ્રગટે છે. જે અવસ્થા પ્રગટે છે તે અવસ્થા (ઉત્પાદ-વ્યયવાળી અવસ્થા) ભોગવટાની છે, અને તે અવસ્થા અંદરમાં ત્રિકાળ એકરૂપ ટકનાર ધ્રુવઅવસ્થાના આધારે પ્રગટે છે.

## વ્યાખ્યાન બાદ ચર્ચામાંથી.

અહીં આખા દ્રવ્યની સમુચ્ચય પર્યાયની વાત છે. પહેલાં ઉપયોગરૂપ પર્યાયની વાત હતી તે ગુણની પર્યાયની વાત હતી.

આ ધ્રુવપર્યાય (કારણશુદ્ધપર્યાય) નું જો પ્રગટરૂપ પરિણમન હોય તો બધા આત્મા અનાદિ એકસરખા શુદ્ધ જ થઈ જાય, અને તેમ થતાં પુણ્ય-પાપ કે સંસાર-મોક્ષ

કાંઈ રહે જ નહીં. ધ્રુવપર્યાય વર્તમાનરૂપ છે પણ તેનું પ્રગટ પરિણમન નથી, કેમકે જો તે પ્રગટ પરિણમનરૂપ હોય તો બંધ-મોક્ષનો અભાવ ઠરે.

અત્યારે ચાલે છે તે ( ગાથા ૧૫ ) માં દ્રવ્યના પર્યાયની વાત છે અને પહેલાં ( ગાથા ૧૪ માં ) હતી તે ગુણના પર્યાયની વાત હતી.

---

વ્યાખ્યાન નં. ૧૮ તા. ૭-૫-૪૪ રવિ.

ગાથા ૧૫ મી ચાલુ.

પરમ હિતકારી સૂક્ષ્મ અધિકાર છે. ન સમજાય તોપણ ધ્યાન રાખવું, વાત તદ્દન નવી છે, વિષય તદ્દન ઝીણો છે. વસ્તુસ્વરૂપ જ કહેવાય છે. સમ્યગ્દર્શન એ મોક્ષનું પહેલું પગથિયું છે. તે સમ્યગ્દર્શનનો આધાર કયું તત્ત્વ છે? આ આત્મા અખંડ વસ્તુ છે. સમ્યગ્દર્શનનો આધાર અખંડ વસ્તુ જ છે, તે વસ્તુના આધારે સમ્યગ્દર્શન પ્રગટે છે. આત્મા કોને કહેવો? કે જેના આધારે સમ્યગ્દર્શન પ્રગટે છે, તથા જે કેવળજ્ઞાનદશાનું કારણ છે, તેને.

તે આત્મતત્ત્વ કેવડું અને કેવું છે? આત્મા અનાદિ અનંત વસ્તુ છે. તે વસ્તુમાં જ્ઞાન, દર્શન, શ્રદ્ધા, બળ, અસ્તિત્વ વગેરે અનંત ગુણો પિંડરૂપ છે. વસ્તુને આકારે વસ્તુની અવસ્થા હોય, તેમાં (વસ્તુમાં) પોતાના સ્વ-

ભાવથી થતી અવસ્થામાં રાગાદિ વિકાર હોય નહીં. જેમ સાકરમાં મીઠાશ, ધોળાશ વગેરે તેના ગુણો છે; તેની અવસ્થા જો સાકરના આકારે હોય તો પૂરી ગળી અને સફેદ હોય, પણ જો સાથે કાળીજીરી હોય તો સાકરની અવસ્થામાં કડવાશ લાગે, પણ વસ્તુ પોતે-સાકરનો ગાંગડો-કડવાશરૂપ થઈ જાય નહીં; જો સ્વસ્વભાવે અવસ્થા થાય તો તેમાં કડવાશ કે ગળપણની અધૂરાશ હોઈ શકે નહીં; તેમ આત્મા અનંત ગુણોનો પિંડ છે, તેના ગુણો કાયમ છે. તે ગુણની વર્તમાન અવસ્થા જો ગુણના જ આધારે થાય તો તે અવસ્થા પૂરેપૂરી શુદ્ધ હોય આત્મા વસ્તુમાં અનંત ગુણો છે તે દ્રવ્યની અવસ્થા કહો કે, એકેક ગુણની અવસ્થા કહો, તે જો ગુણના આધારે હોય તો તો પૂરી જ હોય. આત્મા વસ્તુ અને તેના અનંતા ગુણો ત્રિકાળ છે, તેની અવસ્થા પોતાથી ઊણી હોઈ શકે જ નહીં. રાગાદિની વૃત્તિ થાય તે અવસ્થા અંતર આકારના ભાવ નથી, પણ કર્મ તરફના લક્ષના આકારવાળો ભાવ છે. સાકર, સાકરનો ગુણ અને તેની અવસ્થા એ ત્રણે એકરૂપ પૂર્ણ મીઠાં જ હોય, તેમાં જરાપણ મોળપ તે સાકરનું વાસ્તવિક સ્વરૂપ નથી. તેવી રીતે આત્માને વિષે જ્ઞાનગુણમાં મતિ-શ્રુત વગેરે ઊણી અવસ્થા છે, તે અપેક્ષિત અવસ્થા છે, સમ્યક્મતિ અને સમ્યક્શ્રુત પણ અપેક્ષિત છે, પૂર્ણ ગુણના આધારે તો પૂરી જ અવસ્થા હોય. અને જેવાં દ્રવ્ય અને ગુણ પૂર્ણ છે, તેવી જ તેની પૂરી

અવસ્થા કાયમ હોય તો જ વસ્તુ પૂરી કહેવાય. રાગાદિની અવસ્થા સ્વભાવના આધારે નથી, પણ નિમિત્તના આધારે છે; જેટલા વિકલ્પ કે રાગ છે તે બધાય કર્મના આધારે થાય છે, વસ્તુના આધારે રાગ કે વિકલ્પ હોય નહીં. જો કે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનઅવસ્થા આવે છે તો ગુણમાંથી, પણ તે હજી સાધકપર્યાય છે, અને સાધકપર્યાય તે વાસ્તવિક સ્વરૂપ નથી તેથી તે વસ્તુના આકારની અવસ્થા નથી. સમ્યગ્દર્શન ચોથી ભૂમિકાએ થાય છે, તે શ્રદ્ધાગુણની એક નિર્મળ અવસ્થા છે; સમ્યગ્દર્શન પોતે ઊણી અવસ્થા છે પણ તેની માન્યતાનો વિષય (ધ્યેય) જે સ્વભાવ તે પરિપૂર્ણ છે. જો પરિપૂર્ણને લક્ષમાં ન લ્યે તો તે સમ્યગ્દર્શન નથી.

ક્ષાયક સમકિત પણ કર્મના (અભાવરૂપ) નિમિત્તવાળી પર્યાય છે, પરમ અવગાઢ સમકિત તે પણ અપેક્ષિત પર્યાય છે; આત્મા અને તેના ત્રિકાળી ગુણોની વર્તમાન-સ્વ-આકાર અવસ્થા તો એક સરખી અને પૂરેપૂરી જ હોય.

આ વિષય શું છે? આત્માનું પરિપૂર્ણ સ્વરૂપ કહેવાય છે. આત્મા વસ્તુ અને તેના અનંત ગુણો તે તો બધા જીવમાં ત્રિકાળ સરખાં જ છે. અખંડ અનાદિ-અનંત એકરૂપ વસ્તુ અને ગુણમાં સિદ્ધને અને નિગોદને કાંઈ આંતરો નથી, ફેર માત્ર વર્તમાન ચાલતી અપેક્ષિત પર્યાયમાં છે. કોઈ વાર મિથ્યા શ્રદ્ધા, કોઈવાર સમ્યક્શ્રદ્ધા એ બધા અપેક્ષિત અવસ્થાના પ્રકાર છે. નિરપેક્ષ કારણપર્યાય તો ત્રિકાળ

એકરૂપ છે. જેવાં દ્રવ્ય-ગુણ છે તેવો જ તેનો આકાર-અવસ્થા એકરૂપ ત્રિકાળ રહે તે જ કારણશુદ્ધપર્યાય છે. આ કેવળજ્ઞાનપર્યાયની વાત નથી. કેવળજ્ઞાન પણ વ્યવહાર છે, ભગવાનને પરિપૂર્ણ આનંદ પ્રગટ્યા તે પણ વ્યવહાર છે, કેમકે તે કાર્ય છે; અને અહીં તો જેના જોરે એ કાર્ય પ્રગટ્યું તે ત્રિકાળી એકરૂપ કારણની વાત છે. નિર્મળ અખંડ એકરૂપ વસ્તુ કહો કે અસલી એકરૂપ સ્વરૂપ કહો તેમાં ફેર નથી. નિશ્ચયસ્વરૂપ એટલે સાચું સ્વરૂપ, અસલી સ્વરૂપ. આત્મામાં રાગાદિ થાય કે કેવળજ્ઞાન અને મોક્ષપર્યાય પ્રગટે તે બધી ત્રિકાળ એકરૂપ અવસ્થા નથી, પણ સમયે સમયે તે અવસ્થામાં ઉત્પાદ-વ્યય થયા કરે છે. અહીં તો આખી વસ્તુ અને ગુણને આકારે જે પૂરી અવસ્થા નિત્ય ઉત્પાદ-વ્યય રહિત એકરૂપ છે તે જ કારણશુદ્ધપર્યાય છે-તેની વાત છે. જો આખી વસ્તુ જેવી જ એકરૂપ પર્યાય ન હોય તો વસ્તુ જ સિદ્ધ થતી નથી. અરે ! અરૂપી નિર્મળ યથાખ્યાત ચારિત્ર તે પણ વ્યવહાર છે. ને ત્રિકાળ એકરૂપ નથી. જે ત્રિકાળ એકરૂપ રહે તે જ સમ્યગ્દર્શનનો આધાર ( લક્ષ્ય, ધ્યેય ) છે અને એ જ વસ્તુનું ત્રિકાળી સ્વરૂપ છે.

જે વસ્તુ હોય તેમાં ને વસ્તુના આધારે વસ્તુનું વર્તમાન-વર્તમાન હોય જ. ( વર્તમાન કહો કે પર્યાય કહો, બન્ને એક છે ) જે પર્યાય વસ્તુના આધારે હોય તેમાં ઊણપ ન હોય. દ્રવ્ય, દ્રવ્યના ગુણો અને દ્રવ્યને આધારે પર્યાય એ ત્રણ

થઇને જે આખી વસ્તુ તે જ સમ્યગ્દર્શનનું ધ્યેય છે. અનંત-અનંત ગુણ-પર્યાયનો પિંડ જે વસ્તુ તે જ સમ્યગ્દર્શનનો વિષય છે.

કારણપર્યાય એટલે શું? ગુણની અવસ્થા ઊઘડે તે નહીં; જે અવસ્થા ઊઘડે તે તો ક્ષણિક છે; કેવળજ્ઞાન પણ ક્ષણિક પર્યાય છે. કેવળજ્ઞાનના પણ બે સમય ભેગા ન થાય, તે એક સમય પૂરતી જ અવસ્થા છે. કેવળજ્ઞાન તે ગુણ નથી પણ અવસ્થા છે. ત્રિકાળી જ્ઞાન તે ગુણ છે. તે જ્ઞાનગુણની એક ત્રિકાળી એકસરખી અવસ્થા છે તે જ શુદ્ધકારણપર્યાય છે. જેમ સાકરનું ગળપણ સાકરના આધારે પૂરું જ હોય, તેમ ગુણના આધારે ગુણની અવસ્થા પૂરી જ હોય. આત્મામાં રાગાદિ કે સમ્યગ્દર્શનાદિ અવસ્થા તે એક સમય પૂરતી જ છે, કેવળજ્ઞાન પણ એક સમય પૂરતું છે; સમય સમય કરતાં ભલે લાંબો વખત રહે પણ એક સાથે બે સમયની અવસ્થા થઈ જાય એમ ત્રણ-કાળમાં બનતું નથી. કેવળજ્ઞાની ભગવાનનું કેવળજ્ઞાન પણ એક સમય પૂરતું જ છે તે ચાલતી અવસ્થા વખતે આત્મા, આત્માના ગુણો અને તેની પૂરી-પૂરી અનાદિ-અનંત એકરૂપ અવસ્થા પડી છે તે અવસ્થાને કારણપર્યાય કહેવાય છે; અને એ દ્રવ્ય-ગુણ તથા કારણપર્યાયથી વસ્તુની પૂર્ણતા છે-તેને જ પારિણામિકભાવ કહેવાય છે. કેવળજ્ઞાન પોતે પર્યાય છે, તે બદલી-બદલીને સાદિઅનંત એકરૂપ રહે છે; અને આત્મા, આત્માના ગુણો અને તેની પૂરી

અવસ્થા અનાદિ અનંત એકરૂપ છે, તેના લક્ષે જ સમ્યગ્દર્શન પ્રગટે છે; કેવળજ્ઞાનના લક્ષે પણ સમ્યગ્દર્શન પ્રગટતું નથી, કેમકે કેવળજ્ઞાન અને સિદ્ધદશા પ્રગટે છે એમ કહેવું એ તો વસ્તુમાં ભેદ પડે છે. પહેલાં નહોતું અને પછી પ્રગટ્યું એવા ભેદ વસ્તુમાં નથી. વસ્તુ ત્રણેકાળ એકસરખી છે; સિદ્ધપર્યાય આખી વસ્તુ નથી, એ તો એક અવસ્થા છે.

જ્યારે સિદ્ધદશા અને કેવળજ્ઞાન પણ વ્યવહાર છે અને તેના લક્ષે સમ્યગ્દર્શન નથી; ત્યારે પુણ્યની ક્રિયા તો ક્યાંય રહી! અને શરીરાદિ જડનું કરવાનું તો ક્યાંય ગયું! આ તો સર્વજ્ઞ ભગવાને આત્માનો જેવો સ્વભાવ જોયો તેવો જ કહ્યો છે, અને તેવો જ માનવો તે સમ્યગ્દર્શન છે. રાગાદિને પોતાના માને તે તો જૈન જ નથી. જૈન કહેવા કોને? જૈન એટલે જિતનાર. ઊણી અને વિકારી અવસ્થાને અખંડ દ્રવ્યના આશ્રયે જિતે તે જૈન. અખંડ દ્રવ્યની શ્રદ્ધા વગર સાચું જૈનપણું હોય નહિ.

આત્મામાં અનંતા ગુણો છે અને તે દરેક ગુણની પૂરી અવસ્થા ત્રિકાળ છે. કેવળજ્ઞાન પ્રગટે તે વ્યવહાર અને નિગોદના આત્મામાં પણ પૂરેપૂરી અવસ્થા ત્રિકાળ પડી છે તે નિશ્ચય, કેમકે તે ત્રણેકાળ રહેનાર છે અને કેવળજ્ઞાન તો નહોતું અને પ્રગટ્યું એવા ભેદ પડે છે.

અહો! સંતોએ કેવળીના અંતરમાં રહેલાં રહસ્ય

ખૂલ્લાં મૂકયાં છે, આચાર્યદેવે અધ્યાત્મનું ઊંડું પેટ ખોલ્યું છે. આચાર્યભગવંતોએ શાસન જીવંત રાખ્યું છે.

આત્મામાં સમ્યક્દર્શન, સમ્યગ્જ્ઞાન કે સમ્યક્ચારિત્ર તે ત્રિકાળી અસલી સ્વરૂપ નથી, કેવળજ્ઞાન પણ ત્રિકાળી અસલ સ્વરૂપ નથી, માટે તે અભૂતાર્થ છે. ભૂતાર્થ (ત્રિકાળ રહેનાર) તો વસ્તુ, વસ્તુના ગુણ અને ગુણના આધારે પૂરી અવસ્થા એ ત્રણે એકરૂપ છે, તેના જ આધારે કેવળજ્ઞાન પ્રગટે છે. બહારની પર્યાય નહિ, શરીર તે જડ, રાગ-દ્વેષ તે વિકારી, સમ્યગ્દર્શન તે અપેક્ષિત પર્યાય અને કેવળજ્ઞાન તે નવી અવસ્થા-એ કોઈ નહિ, પણ આત્માના ત્રિકાળી ગુણના આધારે વર્તતી અવસ્થા જે ત્રિકાળ એકરૂપ છે-તે પર્યાયની વાત છે.

કારણપર્યાયનું વર્ણન કરવાનો હેતુ એ છે કે-જેમ વસ્તુ અને ગુણ પૂરા છે તેમ તેની પર્યાય પણ પૂરી જ છે- એ બતાવવું છે. જેમ આકાશદ્રવ્ય, ધર્માસ્તિદ્રવ્ય, અધર્માસ્તિદ્રવ્ય અને કાળદ્રવ્ય-તે બધા અનાદિઅનંત વસ્તુ છે, તેમાં ઉત્પાદ-વ્યય ત્રિકાળ એકરૂપ છે—પરની અપેક્ષા તેને નથી, તેમ આત્મા પણ અનાદિઅનંત વસ્તુ છે, તેમાં પણ ગુણની પૂરી અવસ્થા એ જ જો તેના આકાર ન હોય તો આત્મતત્ત્વ અધૂરું રહે છે. કેમકે જેમ સામાન્ય ત્રિકાળ એક સરખું તેમ તે સામાન્યના આશ્રયે તેનું વિશેષ પણ પરિપૂર્ણ હોવું જ જોઈએ; ત્યારે

જ વસ્તુની પૂર્ણતા છે કેવળજ્ઞાનપર્યાય તો ભેદદૃષ્ટિનો વિષય છે; તેનો આશ્રય દૃષ્ટિને નથી. આશ્રય તો ત્રિકાળી વસ્તુનો જ હોય.

પ્રશ્ન —ભગવાનને કેવળજ્ઞાન છે તેનો તેમને આશ્રય છે ને?

ઉત્તર:—ભગવાનને કેવળજ્ઞાન છે, પરંતુ ભગવાનને કેવળજ્ઞાનનો આશ્રય નથી; પણ કેવળજ્ઞાનને ભગવાનનો આશ્રય છે; કેવળજ્ઞાન તો એક સમય પૂરતી અવસ્થા છે, ભગવાન આત્મા તો ત્રિકાળી છે, ત્રિકાળી દ્રવ્ય એક સમય પૂરતી પર્યાયના આશ્રયે નથી, પણ એક સમય પૂરતી પર્યાય ત્રિકાળી દ્રવ્યના આશ્રયે છે. જો ભગવાનને કેવળજ્ઞાનપર્યાયનો આશ્રય હોય તો, કેવળજ્ઞાન તો બીજે સમયે બદલી જાય છે તેથી, આશ્રયનો અભાવ થતાં ભગવાનનો નાશ થઈ જાય, તેથી ભગવાનને કેવળજ્ઞાનનો આશ્રય નથી.

ઉદય, ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષાયકભાવનો આશ્રય પણ સમ્યગ્દર્શનને નથી. તે ચાર ભાવો નીચે પ્રમાણે છે:-

૧-ઉદયભાવ:—ઉદય કર્મના નિમિત્તમાં જોડાવાથી થતો ભાવ તે ઉદયભાવ; તે એક સમય પૂરતો છે તેનો આશ્રય સમ્યગ્દર્શનને નથી; કેમકે પર્યાય એક સમય પૂરતી છે, અને છદ્મસ્થનો ઉપયોગ અસંખ્ય સમયનો છે. અસંખ્ય સમયનો ઉપયોગ, એક સમયની પર્યાયનું લક્ષ કરવા જતાં સ્થિર થઈ શકતો નથી; પરંતુ વસ્તુ પરિપૂર્ણ

એકરૂપ ધ્રુવ ત્રિકાળ છે તેના લક્ષે ઉપયોગ સ્થિર થઇ શકે છે; તેથી સમ્યગ્દર્શનનું લક્ષ પરિપૂર્ણ વસ્તુ ઉપર જ છે, પર્યાય ઉપર નથી.

ઉપશમભાવ:—આત્માના પુરુષાર્થથી અશુદ્ધતાનું પ્રગટ ન થવું અર્થાત્ કર્મનું પ્રગટરૂપ ફળ ન આવવું તે ઉપશમ છે; તે પણ એક સમય પૂરતી અવસ્થા છે, સમય-સમય કરીને ભલે અંતર્મુહૂર્ત રહે, પણ અવસ્થા તો એક સમયે એક જ હોય છે-તેનો પણ આશ્રય સમ્યગ્દર્શનને નથી.

ક્ષયોપશમભાવ:—આત્માના પુરુષાર્થથી ગુણનો અંશે ઉઘાડ થવો તે ક્ષયોપશમ છે; તે પણ એક સમય પૂરતી અવસ્થા છે. ક્ષયોપશમ સમકિતનો ઉત્કૃષ્ટ કાળ ૬૬ સાગર કહ્યો છે, પણ તે સમયે-સમયે બદલીને તેટલો કાળ રહે છે. એક સમયે પ્રગટ અવસ્થા એક જ હોય છે-તેના આશ્રયે (લક્ષે) પણ સમ્યગ્દર્શન થતું નથી.

ક્ષાયકભાવ:—આત્માના પુરુષાર્થથી સર્વ આવરણનો ક્ષય થતાં જે પરિપૂર્ણ અવસ્થા પ્રગટે તે ક્ષાયકભાવ છે; કેવળજ્ઞાન નીચલી દશામાં તો છે નહિ, જે નથી તેનો આશ્રય શો? અને જે પર્યાય છે તે તો અધૂરી છે-અધૂરીના આશ્રયે પૂરી દશા આવે નહિ અને કેવળજ્ઞાન તો પ્રગટ છે નહિ-જે નથી તેનો આશ્રય થઈ શકે નહિ: માટે-ત્રિકાળ એકરૂપ વસ્તુ એ જ સમ્યગ્દર્શનનો આશ્રય છે. જે

ત્રિકાળ એકરૂપ વસ્તુ છે તેના આશ્રય વગર સમ્યગ્દર્શન કે કેવળજ્ઞાન પ્રગટે નહિ. સમ્યગ્દર્શન માટે તો આખો આધાર જોઈએ. આત્માના ભાન પછી પણ, સામાન્ય વસ્તુ, ગુણ અને પર્યાય જે ત્રિકાળ એકરૂપ છે તેના આધાર વગર કેવળજ્ઞાન થાય નહીં.

આ આત્માની વાત છે, આત્માને તો બધુંય સમજાય; આ તો આત્માનો પોતાનો વિષય છે. એના અનંત ગુણ-પર્યાયનું સામર્થ્ય તો કેવળીભગવાન જ જાણી શકે-તેઓ પણ વાણીદ્વારા પૂરું કહી શકે નહીં. અનંતા ગુણોની એક સમયમાં પૂરા આકારરૂપ અવસ્થા તેને કારણશુદ્ધ-પર્યાય કહે છે. જ્ઞાનનો ઉપયોગ (જ્ઞાનગુણની અવસ્થા) ત્રિકાળ એકરૂપ પૂરેપૂરો છે-તેને કારણઉપયોગ કહ્યો; અહીં એકેક ગુણની પૂરી ધ્રુવ શુદ્ધ પર્યાય તેને કારણશુદ્ધપર્યાય કહે છે; આનું નામ જ દ્રવ્યદૃષ્ટિ છે. 'દ્રવ્યદૃષ્ટિ તે જ સમ્યગ્દૃષ્ટિ છે.' આં દ્રવ્યદૃષ્ટિની વ્યાખ્યા ચાલે છે. આખી વસ્તુ અને તેના બધા ગુણોની અપેક્ષા વિનાની પૂરી દશા એ જ સમ્યગ્દર્શનનો આશ્રય છે. જે ભેદ-વિકલ્પનો આશ્રય કરે તે તો મિથ્યાદૃષ્ટિ છે, રાગાદિના શુભાશુભ-ભાવનો આશ્રય કરે તે તો સ્થૂળ મિથ્યાદૃષ્ટિ છે અને જે શરીરાદિની ક્રિયા મારાથી થાય એમ માને તે તો વ્યવહારે પણ જૈન જ નથી. સમકિત થયા પછીનાં વ્રત-તપથી કોઈ આત્માનો ગુણ માને તો તે પણ મિથ્યાદૃષ્ટિ છે. અહીં

તો એટલે સુધી કહ્યું કે અંદર જે પૂર્ણ વીતરાગ દશા અને કેવળજ્ઞાન પ્રગટે તેનો આધાર માનવો તે વ્યવહાર છે; કેમકે તે એક સમય પૂરતી અવસ્થા છે. સમય પૂરતી અવસ્થા વખતે અંદર વસ્તુ, ગુણ અને પર્યાયથી પૂર્ણ ભરેલું તત્ત્વ પડ્યું છે તે જ સમ્યક્દૃષ્ટિનો આશ્રય છે, તેના આશ્રયે જ સમ્યગ્દર્શન પ્રગટે છે. કોઇ કહે કે આ કેવળીની કે મુનિદશાની વાત છે—તો તેમ નથી; આ તો હજી જૈનદર્શનનો એકડો અને કેવળજ્ઞાન પ્રગટવાનું કારણ જે સમ્યગ્દર્શન તે કેમ પ્રગટે તે કહેવાય છે. દ્રવ્ય, ગુણ અને તેની પૂર્ણ અવસ્થા કહી તે ઉપરની દૃષ્ટિ એ જ કેવળજ્ઞાન પ્રગટવાનું કારણ છે.

કોઇ પણ વસ્તુ તેના સ્વભાવથી અધૂરી હોઇ શકે નહીં. વસ્તુ, તેના કાયમી અસલી ગુણો અને તેની અવસ્થા જો તેના આકારે હોય તો તેમાં ઊણપ હોઈ શકે નહિ. વસ્તુ, ગુણ અને તેની અવસ્થા એ ત્રિકાળ પૂરેપૂરાં છે—તે કારણ છે, તેના આશ્રયે સમ્યગ્દર્શન પ્રગટે છે. આ રીતે કારણશુદ્ધપર્યાયનું સ્વરૂપ કહ્યું.

હવે કાર્યશુદ્ધપર્યાયની વાત કરે છે:—"શુદ્ધસદ્ભૂત-વ્યવહારથી સાદિ-અનંત, અમૂર્ત, અતીન્દ્રિયસ્વભાવ-વાળા કેવળજ્ઞાન-કેવળદર્શન-કેવળસુખ-કેવળ વીર્યયુક્ત ફળરૂપ અનંતચતુષ્ટયની સાથે રહેલી પરમ ઉત્કૃષ્ટ ક્ષાયક ભાવની શુદ્ધ પરિણતિ જ કાર્યશુદ્ધપર્યાય છે." કેવળ-

જ્ઞાનપર્યાય તે આદિસહિત છે, અને ઉપર કહેવાણી તે કારણપર્યાય આદિ-અંતથી રહિત છે. કેવળજ્ઞાન નવું પ્રગટે છે માટે તે આદિ સહિત છે અને પ્રગટ્યા પછી કાયમ સદૃશ—એકરૂપ રહે છે માટે અંત રહિત છે.

પ્રશ્ન:—કેવળજ્ઞાન તો એક સમય પૂરતી પર્યાય છે, તેને અંત રહિત કેમ કહી ?

ઉત્તર:—કેવળજ્ઞાન પ્રગટ્યા પછી તે નાશ થતું નથી; સમયે સમયે પર્યાય બદલે છે પણ તે પર્યાય કાયમ સદૃશ થાય છે, કેવળજ્ઞાનનો નાશ થઈને કદી મતિજ્ઞાન થઈ જતું નથી, તથા તે પર્યાય કદી ઊણી કે વિકારી થઈ જતી નથી, માટે અંત રહિત કીધી છે. ઉપર જે પરિપૂર્ણ વસ્તુ કહી. તેની શ્રદ્ધા, જ્ઞાન અને સ્થિરતાથી જે કેવળ-દશા પ્રગટે છે, તે પ્રગટ્યા પછી ઊણી કે વિકારી થવાની નથી માટે તે અંત રહિત છે એમ કહ્યું છે. તે કેવળજ્ઞાન પણ સદ્ભૂત-વ્યવહાર છે.

સમ્યક્ત્વનો વિષય વ્યવહાર નથી, પણ એકલો નિશ્ચય છે. કેવળજ્ઞાન તે શુદ્ધસદ્ભૂતવ્યવહાર છે. શુદ્ધસદ્ભૂતવ્ય-વહાર શા માટે તે કહે છે. કેવળજ્ઞાન તે પરિપૂર્ણ નિર્મળ દશા છે માટે 'શુદ્ધ', આત્માની અવસ્થા છે માટે 'સદ્ભુત' અને એક સમય પૂરતી અવસ્થા છે માટે 'વ્યવહાર'; આ રીતે કેવળજ્ઞાન શુદ્ધસદ્ભૂતવ્યવહાર છે. હજી તો કેવળ-જ્ઞાન વ્યવહાર છે તેને બદલે જગતે ક્યાં વ્યવહારને તાણ્યો ?

શરીરની ક્રિયામાં વ્યવહાર માની બેઠા, પણ તે ક્રિયા આત્માની નથી. આત્માનો વ્યવહાર જડમાં ન હોય. કેવળજ્ઞાનના આધારે સમ્યગ્દર્શન પ્રગટ નહિ કેમકે કેવળજ્ઞાન તે વ્યવહાર છે. વ્યવહારના આધારે નિશ્ચય પ્રગટે એમ માનવું તે મિથ્યાદર્શનશલ્ય છે. વ્યવહાર ભેદરૂપ છે, ભેદથી અભેદ પ્રગટે નહિ. અભેદના આધારે વચ્ચે ભેદ આવી જાય, તે ભેદ વ્યવહાર છે. વ્યવહારથી નિશ્ચય પ્રગટે નહિ, પણ વ્યવહારના અભાવે નિશ્ચય પ્રગટે છે. એકરૂપ ત્રિકાળી આત્મા તે અભેદ છે, નિશ્ચય છે; અને કેવળજ્ઞાન વગેરે અવસ્થા પ્રગટે તે ભેદ છે, વ્યવહાર છે. ત્રિકાળ તે અભેદ અને એક કાળ (વર્તમાન કાળ) તે ભેદ. જે જ્ઞાન અવસ્થા ઉપર લક્ષ કરે તે વ્યવહાર છે, કેમકે અવસ્થા તે વ્યવહાર છે. જે વ્યવહારનો આશ્રય કરે તે મિથ્યાદૃષ્ટિ છે; રાગ કે વિકલ્પથી ધર્મ થાય એમ માને તે જૈન જ નથી.

અહીં નિશ્ચય વસ્તુના જોરે જે પૂર્ણ કાર્ય પ્રગટ્યું તેની વાત છે. અત્યારે પૂર્ણ કાર્ય બતાવવું છે તેથી કેવળજ્ઞાન લીધું છે. પહેલાં જે ત્રિકાળ એકરૂપ કારણ કહ્યું તેની શ્રદ્ધા કરતાં જે ફળ આવે તે ફળરૂપ અનંતચતુષ્ટય સાથે પરમ ઉત્કૃષ્ટ ક્ષાયકભાવ પ્રગટે છે. કેવળજ્ઞાન, કેવળદર્શન, કેવળસુખ અને કેવળ વીર્ય એ ચાર અવસ્થા પ્રગટી તેની સાથે ક્ષાયકભાવ લીધો. તે ચારના આવરણમાં

નિમિત્તરૂપ ચાર ઘાતિ કર્મનો નાશ થતાં ક્ષાયકભાવનો ઉત્પાદ થયો. અહીં ચાર ગુણો જ મુખ્ય લીધા છે, તે ચાર સાથે બીજા અનંત ગુણો છે તે બધાની ક્ષાયકરૂપે પરિણતિ થઈ ગઈ છે. અનંતચતુષ્ટયની સાથે પરમ ઉત્કૃષ્ટ ક્ષાયકભાવની પરિણતિ તે જ કાર્યશુદ્ધપર્યાય છે. આત્મામાં જ્ઞાન, દર્શન, આનંદ ગુણો ત્રિકાળ છે અને તેની અવસ્થા ત્રિકાળ એકરૂપ છે તે કારણપર્યાય છે; તેની શ્રદ્ધા થઈ અને જે કેવળજ્ઞાનાદિ કાર્ય પ્રગટયું–તે વ્યવહાર છે.

પ્રશ્ન:—પહેલાં વ્યવહાર કે પહેલાં નિશ્ચય?

ઉત્તર:—નિશ્ચય–વ્યવહાર બન્ને સાથે જ છે. નિશ્ચય વગર વ્યવહાર હોઈ શકે નહીં. નિશ્ચયમાં વચ્ચે વ્યવહાર આવે છે, પણ નિશ્ચયના આધારે જ બધા ગુણોની નિર્મળ દશા પ્રગટે છે. વ્યવહારના આશ્રયમાં તો રાગ છે, વિકલ્પ છે, તેના આધારે ગુણની નિર્મળ અવસ્થા પ્રગટે નહીં.

અહા! નિયમસાર, મહા ઊંચી વાત છે. મહાભાગ્ય છે કે ભગવાનની દિવ્યધ્વનિનો નાદ આવ્યો કે જેમાં પૂર્ણ સ્વભાવ આવ્યો; અને એ ઠેઠની આવેલી વાણી રહી ગઈ. સાક્ષાત્ ભગવાનની વાણીનું રહસ્ય શાસ્ત્રમાં ગૂંથીને શ્રીકુંદકુંદઆચાર્યદેવે મહાન ઉપકાર કર્યો છે.

જગત બહારમાં સુખ માને છે, તેથી પૈસાદિ પરવસ્તુના સંગ્રહમાં સુખ માને છે. અંદર ચૈતન્યમાં જ અનંત ગુણ–પર્યાયનો સંગ્રહ પડયો છે તેની દૃષ્ટિ નથી;

એટલે બહારમાં પરનો સંગ્રહ કરવા માગે છે. પર વસ્તુનો સંગ્રહ કરવાની દૃષ્ટિ એ મિથ્યાદૃષ્ટિ છે. અંદર જ્ઞાન-આનંદનો અનંતો સંગ્રહ પડયો છે તેના જ આધારે સુખ છે. ગુણનો સંગ્રહ કરવો પડે તેમ નથી, અનંતા ગુણનો રસકંદ ચૈતન્યમૂર્તિ ભગવાન પડયો જ છે–તે ઉપર નજર કરે તો પર–સંગ્રહની દૃષ્ટિ છૂટી જાય, અને સ્વ તરફ લક્ષ કરતાં સુખ પ્રગટે.

જેણે, પુણ્ય કરું તો ભવિષ્યમાં મદદ કરે એમ માન્યું તેની ઊંધી માન્યતામાં હું ત્રિકાળ વિકારવાળો ઊંધો જ રહું અને પરની ઓશિયાળ મને રહ્યા જ કરે એમ આવ્યું. પુણ્ય એટલે વિકાર, વિકારનું ફળ મારા અવિકારી સ્વ-ભાવને મદદ કરે એમ માન્યું–એટલે વિકારથી લાભ માન્યો અને ભવિષ્યમાં વિકારની ઇચ્છા કરી તે મિથ્યાદૃષ્ટિ જ છે. પુણ્ય કરું તો ભવિષ્યમાં ભગવાનનો સંયોગ મળે અને ભગવાનના સંયોગથી મને લાભ થાય એમ માને તે મિથ્યાદૃષ્ટિ છે. પુણ્ય કરું અને તીર્થંકર ભગવાનનો સંયોગ મળે તેથી મને લાભ થાય એમ માન્યું–તે માન્યતામાં ત્રિકાળી પરાશ્રયનો અને સંગ્રહ બુદ્ધિનો મિથ્યાત્વભાવ પડયો છે. અંદર ત્રિકાળી સત્ સ્વભાવ પડયો છે તે જ મદદગાર છે એમ ન માનતાં વિકારને અને પરને મદદગાર માન્યાં, તે માન્યતામાં અનંતા વિકાર અને અનંતા પરના સંગ્રહના પરાશ્રય ભાવનું સેવન છે. સત્ સમજતાં વચ્ચે

નિમિત્તો આવે તે જુદી વાત છે, પણ તેને લઇને લાભ થાય એમ માને તો તે મિથ્યાદૃષ્ટિ છે. ભગવાનની સ્તુતિ કરું તો ભગવાન તારી દે એ વાત ખોટી છે. ભગવાન તો કહે છે કે મારો આશ્રય માગે તે મને ઓળખતો નથી. ૐકાર દિવ્યધ્વનિથી વીતરાગભગવાન દાંડી પીટીને જાહેર કરે છે કે—'મારો આશ્રય માગનાર મિથ્યાદૃષ્ટિ છે. હું તારું કાંઈ ચોરી ગયો છું તે તને પાછું આપું ? તારા ગુણ તારી પાસે જ છે, તારો સ્વભાવ જ પરમાત્મા જેવો છે, તેના આશ્રયે જ કેવળજ્ઞાન પ્રગટે છે; બાકી હું તને કાંઈ આપી દઉં તેમ નથી. મને ભૂલ તો ભગવાન થા ! હું તારાથી જુદો છું. એટલે મારું લક્ષ કરતાં તને પરાશ્રય આવશે-રાગ આવશે, માટે મારા આશ્રયનું લક્ષ છોડીને તારા સ્વાધીન સ્વરૂપ તરફ લક્ષ કર તો તારી પ્રભુતા પ્રગટે. તારા ગુણો મારી પાસે નથી, પણ તારામાં જ છે.' એ રીતે ભગવાન તો બધાની સ્વાધીનતા જ બતાવે છે.

કારણરૂપ ત્રિકાળી સ્વભાવ છે, તે નિશ્ચય છે; અને સમ્યક્દર્શન-જ્ઞાન-ચારિત્ર તે વ્યવહાર છે, કેવળજ્ઞાન પણ વ્યવહાર છે, કેમકે તે એક સમય પૂરતી અવસ્થા છે. એક સમય રહે તેનો આધાર હોય નહીં શુદ્ધ આત્માના શુદ્ધ નિશ્ચયસ્વરૂપને સાધવાથી, ચાર ઘાતિકર્મોનો નાશ થઇને કેવળજ્ઞાનાદિ પ્રગટે છે તે કાર્ય છે. કેવળજ્ઞાન કે સમ્યગ્દર્શનાદિ પણ ફેરફારવાળી પર્યાય છે, તેમાં સમયે સમયે ઉત્પાદ-વ્યય થયા કરે છે. ક્ષાયકભાવ પ્રગટતાં જે દશા

પ્રગટી તે પાછી ન પડે અને એકરૂપ રહે તે અપેક્ષાએ અરિહંતદશારૂપ શુદ્ધકાર્યની પ્રાપ્તિ થઈ છે અને કારણ તો ત્રિકાળ છે જ.

દરેક વસ્તુમાં એક-એક સમયે અગુરુ-લઘુગુણની સૂક્ષ્મ હાનિ-વૃદ્ધિરૂપ અવસ્થા થાય છે-તે બધાં દ્રવ્યોમાં સાધારણ છે. સંખ્યાત, અસંખ્યાત અને અનંતગુણ તથા ભાગ હાનિવૃદ્ધિ-એ રીતે ષટ્ગુણી હાનિવૃદ્ધિ અગુરુલઘુ-ગુણની સૂક્ષ્મ પર્યાય છે તેને સ્વભાવ અર્થપર્યાય કહે છે. આ રીતે શુદ્ધપર્યાયના પ્રકારો કહેવાયા.

હવે વ્યંજનપર્યાય કહે છે:-આ જડ શરીરનો આકાર તે આત્માની વ્યંજનપર્યાય નથી, પણ શરીરના આકાર પ્રમાણે આત્માના પ્રદેશોનો બાહ્ય-પ્રગટ આકાર તે વ્યંજન-પર્યાય છે. અંદર અનંતા ગુણોની પર્યાય તે અર્થપર્યાય અને બાહ્ય પ્રદેશોનો આકાર તે વ્યંજનપર્યાય છે. જે શરીર હોય તે શરીર પ્રમાણે આત્માના પ્રદેશોનો આકાર તે વ્યંજનપર્યાય છે; જે સાદિ અને અંત સહિત, મૂર્તિક ( આકારરૂપ ) અને વિભાવરૂપ દેખાય તે પુદ્ગલની વ્યંજન-પર્યાય છે.

આત્મા ત્રિકાળી વસ્તુ છે, તેનું યથાર્થ જ્ઞાન તે આત્મજ્ઞાન છે. આત્મજ્ઞાન વિનાના સંસારી જીવો શરી-રની પર્યાય પામે છે, એટલે કે શરીર પ્રમાણે તેના આત્મ-પ્રદેશોનો આકાર થાય છે; ત્યાં જડ શરીર તે પોતાનું છે

એમ માનીને તેના નિમિત્તે જે શુભ-અશુભ મિશ્રપરિણામ જીવ કરે છે તેના ફળરૂપે જીવ વ્યવહારે મનુષ્ય થાય છે. મનુષ્યપણું તે વ્યવહાર છે કેમકે જો પરમાર્થે મનુષ્યપણું હોય તો મનુષ્યપણું કદી ટળે નહીં, પણ મનુષ્યપણું વ્યવહારે છે. ખરેખર મનુષ્યપણું ખોટું છે-એટલે ખરેખર આત્મા મનુષ્યદેહને ધારણ કરતો નથી. મનુષ્ય વગેરે પર્યાયના આકારે આત્માના પ્રદેશોનો આકાર તે વ્યંજનપર્યાય છે. શુભ-અશુભ મિશ્રપરિણામથી આત્મા વ્યવહારથી નર થાય છે, શુભપરિણામ વડે દેવ, કિંચિત્ શુભ સાથે માયા-કપટના પરિણામથી તિર્યંચ અને અશુભપરિણામોથી નારકીપર્યાય થાય છે, તેમાં આત્માના પ્રદેશોનો જે આકાર તે નર-નારકાદિ પર્યાય છે. પ્રથમમાં (અર્થપર્યાયમાં) ગુણની અવસ્થા નિમિત્તવાળી હતી અર્થાત્ રાગાદિ વાળી અશુદ્ધ હતી તે આત્માનું સ્વરૂપ નહીં, અને આ શરીરાદિના નિમિત્તે જે વ્યંજનપર્યાય થાય છે તે પણ આત્માનું સ્વરૂપ નથી; માટે તે રહિત અંદરનું ત્રિકાળ શુદ્ધસ્વરૂપ જાણીને અંતરમાં ઠરવું, તે જ સુખનો ઉપાય છે.

નોટ:—તા. ૮-૫-૪૪ સોમવાર, વૈશાખ સુદ ૧૫ નારોજ શ્રી આત્મસિદ્ધિ-સ્વાધ્યાય હોવાથી નિયમસારનું વ્યાખ્યાન બંધ હતું.

---

વ્યાખ્યાન નં. ૧૯ તા ૯-૫-૪૪ મંગળ.

ગાથા ૧૫ ચાલુ. ( પાનું-૨૭ નીચેથી ૫ મી લીટી )

આત્મા વસ્તુએ નિર્મળ, ગુણે નિર્મળ અને અવ-

સ્થાએ પણ નિર્મળ છે. આત્માનું પોતાનું સ્વરૂપ નિર્મળ છે. કર્મના નિમિત્તે ક્ષણિક રાગાદિ થાય તે આત્માનું વાસ્તવિક સ્વરૂપ નથી. આત્મા વસ્તુ નિર્મળ, તેની શક્તિ નિર્મળ અને વર્તમાન હાલતમાં પણ તદ્દન શુદ્ધ છે. આ રાગાદિવાળી હાલત તે આત્માનો સ્વભાવ નથી; આવા આત્માના સ્વરૂપનું ભાન તે આત્મજ્ઞાન છે. કર્મના નિમિત્ત વિનાનો જે રીતે સ્વભાવ છે તે રીતે જાણવામાં ન આવ્યો એટલે પરમાં લક્ષ ગયું અને તેથી શરીર અને રાગાદિને પોતાનાં માને છે. પોતાનું અંતર સ્વરૂપ ન જણાયું એટલે કર્મના નિમિત્તે મળેલી 'આ શરીરાદિ પર્યાય તે જ હું છું,' એમ માને છે. રાગાદિ રહિત સ્વરૂપ ન સમજાયું ત્યારે ક્યાંક પોતાનું અસ્તિત્વ માન્યા વગર જીવ રહેશે નહીં; તેથી શરીર તે મારું, રાગાદિ મારાં એમ અવસ્થાને પોતાનું સ્વરૂપ માને છે, અને દેહ ધારણ કર્યા કરે છે. આત્મજ્ઞાન થયા પછી દેહ મળતો જ નથી, જ્ઞાનની નિર્મળ અવસ્થા જ મળ્યા કરે છે. આત્મજ્ઞાની શરીરને પોતાનું માનતા નથી. ત્રિકાળ શુદ્ધ સ્વભાવના ભાનમાં કોઈ ગતિનો ભવ બંધાતો નથી, પણ સ્વભાવના અભાનમાં પોતાના સ્વભાવને પરમાં માનવાથી શુભાશુભભાવના નિમિત્તથી વ્યવહારનયે આત્માની નરપર્યાય થાય છે. જ્યારે અસલી પરમાત્મસ્વરૂપ ન સમજાયું ત્યારે જેણે શુભ-અશુભ મિશ્ર ભાવ જેટલો પોતાને માન્યો-તે વ્યવહારે નર થાય છે; આત્માના અસંખ્ય પ્રદેશની પ્રગટ આકૃતિ થાય છે તે વ્યંજનપર્યાય-એ નરપર્યાય છે.

જગતના ગજ જાડા છે, જ્ઞાનીનો ગજ છેલ્લો પરમાણુ છે, પુદ્‌ગલનો નાનામાં નાનો અંશ તે પરમાણુ છે, અને તે પરમાણુ આકાશના જેટલા ભાગને રોકે તે પ્રદેશ છે; એ પ્રદેશના માપ વડે માપવામાં આવે તો આત્મા અસંખ્ય પ્રદેશી પહોળો છે; ગમે તે અવસ્થામાં આત્મા અસંખ્ય પ્રદેશને રોકે છે. પ્રદેશ એટલે અવયવ-અંશ, અને પ્રદેશી એટલે અવયવી-આત્મા. મનુષ્યશરીર જેવો આત્માના પ્રદેશોનો આકાર કર્મના નિમિત્તે થાય છે.

'શુભ-અશુભ કર્મના નિમિત્તે આત્મા વ્યવહારે મનુષ્ય થાય છે,' એમ કહ્યું-તેમાં મનુષ્ય એટલે આ જડ શરીર નહિ, પણ અરૂપી આત્મપ્રદેશોનો આકાર તે મનુષ્યપર્યાય છે. તે અવસ્થાને પોતાની માની અજ્ઞાની તેને ભોગવે છે; અંદર ત્રિકાળી આનંદસ્વરૂપને ભૂલીને મનુષ્યઆકૃતિ ઉપરના રાગને ભોગવે છે. જેવા સિદ્ધ ભગવાન વીતરાગ છે તેવો જ પરમાર્થે આ આત્મા છે, પણ પોતાના વાસ્તવિક સ્વરૂપના અભાનમાં આ સંસારી જીવ કાંઈક પુણ્ય-પાપથી મળેલા ભાવો અને સાથે માયા-કપટ કરે તે ભાવથી તેને ઢોરનું શરીર મળે છે, એટલે કે ઢોરના શરીર પ્રમાણે આત્માના પ્રદેશોનો આકાર થાય છે.

અનાદિથી શરીરને પોતાનું માનવાની જીવોને ટેવ પડી ગઈ છે, તે ઊંધી ટેવ પાડનાર જ્ઞાન છે; જ્ઞાનમાં જે ટેવ પાડે તે પડે. વિકારને પોતાનો માને છે તેને બદલે

વિકાર રહિત શુદ્ધ સ્વરૂપની શ્રદ્ધાની ટેવ પાડે તો તે પડી શકે છે અહીં આત્મપ્રદેશોનો આકાર કેવી રીતે થાય છે તેની વાત છે, શરીરની વાત અત્યારે નથી–તે પછી લેવાશે. વ્યવહારનયથી તિર્યંચાદિ થાય અને એવા શરીર પ્રત્યે રાગ કરીને રાગને ભોગવે. શુદ્ધસ્વભાવને ભૂલીને આકૃતિ જેટલો માને અને ચાર ગતિમાં રખડે. આત્માના સ્વભાવના ભાન વિના એકલા શુભ પરિણામોથી બાંધેલાં કર્મોના નિમિત્તે વર્તમાન પૂરતી આત્મપ્રદેશોની દેવના શરીરની જેવી આકૃતિ થાય અર્થાત્ દેવશરીર મળે–તેને તો 'શરીર એ જ હું' એવી માન્યતા છે. આત્માના ભાન વગર એકલા શુભભાવથી દેવ થાય...પણ પછી ..? આત્મજ્ઞાન વિના તે દેવના શરીરને જ પોતાનું માની રાગને ભોગવે છે, પણ પોતાના ભગવાનસ્વરૂપને ભોગવતો નથી, 'હું ભગવાન' એવી સ્વરૂપની વાત પણ સાંભળશે નહિ અને પુણ્યની રુચિ અંતરથી ખસશે નહિ, એટલે દેવશરીરને પોતાનું માનીને જાશે તિર્યંચમાં! અને ચાર ગતિમાં રખડશે.

મદ્ય, માંસ, દારૂ તથા જેમાં ઘણા ત્રસ જીવો હોય એવાં ફળ વગેરે ખાનારા અજ્ઞાનીઓ મહા અશુભપરિણામોથી નરકમાં જાય છે–એટલે કે વર્તમાન પૂરતો નરકદેહ મળે છે, તે આત્માના જ્ઞાન વિના જ મળે છે. સંસારની ચારે ગતિ તે અજ્ઞાનના જ કારણે મળે છે, આત્માના ભાનવાળાને સંસારની કોઈ ગતિ જ નથી, એને તો પોતાના

સ્વરૂપનું જ ધણીપણું છે; અને અજ્ઞાની જેવો પોતાનો સ્વભાવ છે તેવો ન જાણતાં ગતિને પોતાનું સ્વરૂપ માને છે, અને જડ શરીરના આકારને પોતાનો આકાર માને છે. શરીર તો જડનો આકાર છે, આત્મા ચૈતન્યસ્વરૂપ છે તેના ભાન વિના શરીરને પોતાનું માની રાગને ભોગવે છે, કેમકે રાગરહિત સ્વરૂપની તો પોતાને ખબર નથી. વ્યંજન-પર્યાયમાં અહીં શરીરની આકૃતિ પણ લીધી છે, કેમકે અજ્ઞાનભાવમાં રહેલો જીવ શરીરને જ પોતાનું સ્વરૂપ માને છે. પોતાના શુદ્ધસ્વરૂપનો અજાણ તે વિભાવવ્યંજન-પર્યાયને પોતાનું સ્વરૂપ માને છે.

હવે ટીકાકાર આચાર્યદેવ કહે છે કે:—

[ માલિની ]

अपि च बहुविभावे सत्ययं शुद्धदृष्टिः ।
सहजपरमतत्त्वाभ्यासनिष्णातबुद्धिः ॥
सपदि समयसारान्नान्यदस्तीति मत्वा ।
स भवति परमश्रीकामिनीकामरूपः ॥

જીવમાં વિભાવ હોવા છતાં અર્થાત્ ક્ષણિક અવસ્થામાં રાગાદિ હોવા છતાં પણ કોઈ સમ્યગ્દૃષ્ટિ જીવ પોતાની બુદ્ધિ તત્ત્વાર્થદૃષ્ટિમાં જોડીને 'સમયસાર એટલે કે શુદ્ધ-આત્મા સિવાય બીજું કાંઈ હું નથી ' એમ અનુભવ કરે છે; ભલે શરીર હો પણ આત્મા તો ત્રિકાળ શુદ્ધ,

તેના ગુણો ત્રિકાળ શુદ્ધ અને ગુણોની અવસ્થા પણ ત્રિકાળ એકરૂપ શુદ્ધ પડી છે. આ કર્મના નિમિત્તની ઊણી કે પૂરી અવસ્થા એક ક્ષણ પૂરતી છે, એવું જેને ભાન છે તેને તત્ત્વદૃષ્ટિ કહ્યો છે. વસ્તુ, વસ્તુના ગુણો અને ગુણોના આકારે થતી તે તે પૂરતી અવસ્થા તે ત્રિકાળ શુદ્ધ છે, એવી તત્ત્વદૃષ્ટિમાં જામીને-એકાગ્ર થઈને તે એવું માને છે કે શુદ્ધ આત્મસ્વરૂપ સિવાય જગતમાં બીજું કાંઇ કલ્યાણકારી નથી. જેમ આત્માનું કલ્યાણ પરમાં નથી તેમ આત્માનો સંસાર પણ પરમાં નથી; એક સમય પૂરતો પોતાનો માનેલો ઊંધો ભાવ તે જ સંસાર છે. બાયડી, છોકરાંમાં આ આત્માનો સંસાર નથી, પણ બાયડી-છોકરાં મારાં, બાયડી-છોકરાં વગર ન ચાલે એવી ઊંધી માન્યતા જ સંસાર છે.

"ગુણ તો આત્મામાં છે, બહારમાં નથી; ધર્મ આત્મામાં છે તો ધર્મની ઊંધાઈ રૂપ સંસાર પણ આત્મામાં જ છે. શરીર કે વિકાર ભલે પડ્યા, હું ચૈતન્યજ્યોત તો એક સમયમાં બધી રીતે પરિપૂર્ણ છું" એવી બુદ્ધિથી ધર્મદૃષ્ટિવંત, જેમ દૂધ ઘટ્ટ થઈને દહીંરૂપે જામી જાય પછી હલે નહિ તેમ, પોતાના સ્વભાવમાં જામી જાય છે; એ શુદ્ધ આત્માના સ્વભાવમાં એકાગ્ર થઈને એવું માને છે કે-આ શુદ્ધ આત્માના સ્વભાવ સિવાય બીજું કોઇ મારું કલ્યાણ કરનાર નથી, અંદર સમ્યગ્દર્શન વગેરે નિર્મળ

અવસ્થા તે પણ પૂર્ણ હું નહિ, તે અવસ્થા ક્ષણિક છે અને હું ત્રિકાળી છું, જ્યાં આવું માન્યું ત્યાં ધર્મી જીવને દુ:ખ ક્યાં રહ્યું? આકુળતા શેની રહી? આવા આત્માના ત્રિકાળી સ્વભાવનો જે અભ્યાસ કરે તે જગતની ધૂળનો ધણી છૂટીને આત્માની મોક્ષરૂપી સુંદર લક્ષ્મીનો ધણી શીઘ્ર થાય છે.

આ દશા આત્માથી પ્રગટ થઈ શકે તેવી છે તેથી આત્માને કહે છે કે 'તું આ પ્રમાણે શુદ્ધ આત્માનો અભ્યાસ કર, તો મુક્તિરૂપી લક્ષ્મીનો ધણી થા!' આ કાંઈ લાકડાંને નથી કહેતા. શરીર, મન, વાણીથી અને વિકારભાવથી ઉદાસ બુદ્ધિ કરીને પોતાના શુદ્ધ પવિત્ર આનંદઘન સ્વભાવમાં રમવાની ભાવના કરવાનું કહ્યું છે. અહા! આ દસથી પંદર ગાથાઓમાં તો જૈનદર્શનનું સૂક્ષ્મ, ઊંડું વીતરાગના પેટનું રહસ્ય આચાર્યદેવે મૂકી દીધું છે. ॥ ૧૫ ॥

હવે, આત્મા દ્રવ્ય-ગુણ અને પર્યાયે પણ ત્રિકાળ શુદ્ધ કહ્યો, પણ તેથી વર્તમાન ક્ષણિક અવસ્થામાં વિકાર છે તેનો કોઈ નકાર કરે તો તેના જ્ઞાનમાં ભૂલ છે-એ બતાવવા માટે ચાર ગતિનું વિશેષ સ્વરૂપ બે ગાથાદ્વારા કહે છે:-

माणुस्सा दुवियप्पा, कम्ममहीभोगभूमिसंजादा ।
सत्तविहा णेरइया णादव्वा पुढविभेएण ॥ १६ ॥

चउदहभेदा भणिदा तेरिच्छा सुरगणा चउब्भेदा ।
एदेसिं वित्थारं लोयविभागेसुणा दव्वम् ॥ १७ ॥ जुम्मं

मानुषा द्विविकल्पाः कर्ममहीभोगभूमिसंजाताः ।
सप्तविधा नारका ज्ञातव्याः पृथ्वीभेदेन ॥ १६ ॥
चतुर्दशभेदा भणितास्तिर्यञ्चः सुरगणाश्चतुर्भेदाः ।
एतेषां विस्तारो लोकविभागेषु ज्ञातव्यः ॥ १७ ॥

પોતાના જ્ઞાનસ્વરૂપને ભૂલીને જીવની જે મનુષ્ય-આકૃતિ અને મનુષ્યદેહ તે સામાન્ય મનુષ્ય કહ્યા, હવે તેના બે પ્રકાર કહે છે; (૧) કર્મભૂમિથી જન્મેલા અને (૨) ભોગભૂમિથી જન્મેલા. જ્યાં અસિ, મસિ અને કૃષિથી કાર્ય ચાલે એટલે દાનાદિ કાર્યો જ્યાં હોય એવા સ્થાનમાં જન્મેલા મનુષ્યો તે કર્મભૂમિના મનુષ્યો કહેવાય છે, તથા ભોગભૂમિ એટલે કે જ્યાં દાનાદિ શુભકર્મનુ ફળ ભોગવવાનું સ્થાન છે અને કલ્પવૃક્ષોથી કાર્ય ચાલે છે એવા સ્થાનમાં જન્મેલા મનુષ્યને ભોગભૂમિના મનુષ્ય કહેવાય છે. તિર્યંચના પૃથ્વી વગેરે ચૌદ ભેદ છે, દેવના ચાર ભેદ છે અને નારકીના સાત ભેદ છે.

ઋષભદેવ ભગવાન થયા ત્યાર પહેલાં અઢાર [1]ક્રોડા-

---

૧ અસંખ્ય અબજ વર્ષનો એક પલ્યોપમ થાય છે, અને એવા ૧૦ ક્રોડાક્રોડી પલ્યોપમનો એક સાગરોપમ થાય છે, અને એવા એક કરોડ સાગરોપમને એક કરોડથી ગુણવામા આવે તેને એક ક્રોડાક્રોડી સાગરોપમ કહેવાય છે [ ૧૦૦૦૦૦૦૦ ૦૦૦૦૦૦ ] એકડા ઉપર ચૌદ મીંડા—તે ક્રોડાક્રોડી કહેવાય છે.

કોડી સાગરોપમ સુધી ભરતક્ષેત્રમાં (અહીં) જુગલિયા જ હતા અને ભોગભૂમિ જ હતી, પછી એક કુલકર અવધિજ્ઞાની થયા, અને તલવારથી, લખવાથી અને ખેડથી કાર્ય જ્યારથી શરૂ થયું ત્યારથી કર્મભૂમિની ભરતક્ષેત્રમાં શરૂઆત થઈ. આ રીતે ભોગભૂમિનો અંત અને કર્મભૂમિની શરૂઆતમાં ચૌદ કુલકર થયા, તથા શ્રીઋષભદેવ અને ભરતચક્રવર્તી એ બે પાછળથી થયા, તે મળી કુલ સોળ કુલકર થયા. ( કુલકર એટલે તે વખતનો મુખ્ય માણસ ) તેમણે લોકોને આજીવિકાનુ સાધન તથા બીજી જરૂરિયાતવાળી ક્રિયાઓ બતાવી. ત્યાર પહેલાં બધા કલ્પવૃક્ષથી આજીવિકા વગેરે ચલાવતા, તે માટે તેમને કાંઈ કરવું પડતું નહિ.

અહીં કોઈ કહે કે-એ તો બહુ મઝા ! જે જોઈએ તે મહેનત વગર મફતમાં મળે ! તો તેને કહે છે કે એમાં મઝા નથી. મફતમાં મળે માટે મઝા એ વાત ખોટી છે. જ્યાં પરની ઓશિયાળ પડી ત્યાં જ રાંકાઇ થઇ-પરાધીનતા આવી. ખોરાક, વસ્ત્ર વગેરેની જરૂર માની ત્યાં જ આત્માના ગુણમા ભિખારાપણું માન્યું છે; માટે તેમાં મઝા નથી, પણ આત્માનો સ્વભાવ કે જેમાં પરની જરૂર જ ન પડે તેનાં શ્રદ્ધા-જ્ઞાન-સ્થિરતામાં સ્વરૂપાનંદની મઝા છે.

સોળ મોટા પુરુષો થયા તે કુલકર કહેવાય છે, તે

પિતા સમાન છે-તેને 'મનુ' પણ કહેવાય છે. તેમના દ્વારા લાલિત-પાલિત થયા એ અપેક્ષાએ મનુના પુત્ર હોવાથી સર્વે મનુષ્ય કહેવાયા; આ રીતે મનુષ્યના કર્મભૂમિમાં જન્મેલા અને ભોગભૂમિમાં જન્મેલા એવા બે પ્રકાર કહ્યા. હવે કર્મભૂમિના પણ બે પ્રકાર છે: આર્ય અને મ્લેચ્છ. પુણ્યક્ષેત્રનિવાસી એટલે કે પૂર્વે પુણ્ય કરીને અવતર્યા તે આર્યક્ષેત્રનિવાસી છે અને પાપક્ષેત્રનિવાસી તે મ્લેચ્છ છે. ભોગભૂમિમાં બધા જુગલિયા તે આર્યક્ષેત્ર નિવાસી છે. આ રીતે મનુષ્યરૂપ વિભાવવ્યંજનપર્યાયના વિશેષ ભેદ બતાવ્યા.

નરક ગતિના સાત પ્રકાર છે. રત્ન, શર્કરા, વાલુકા, પંક, ધૂમ, તમ અને મહાતમ-એવી પ્રભાની ધારણ કરનાર સાત પૃથ્વીઓ છે, તેને નરક કહેવાય છે. તેમાં પહેલી રત્નપ્રભા નરક છે, ત્યાંના જીવનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૧ સાગરોપમ છે અને ત્યાર પછી અનુક્રમે ૩, ૭, ૧૦, ૧૭, ૨૨ અને ૩૩ સાગરોપમ ઉત્કૃષ્ટ આયુષ્ય છે, અને ઓછામાં ઓછું આયુષ્ય પહેલી નરકના નારકીનુ દસહજાર વર્ષ છે, ત્યાર પછી અનુક્રમે ૧, ૩, ૭, ૧૦, ૧૭ અને છઠ્ઠીનું ૨૨ સાગરોપમ છે.

તિર્યંચના ચૌદ ભેદ છે. સૂક્ષ્મ એકેન્દ્રિય, બાદર એકેન્દ્રિય, બેઇન્દ્રિય, ત્રિઇન્દ્રિય, ચતુરેન્દ્રિય, અસંજ્ઞી પંચેન્દ્રિય અને સંજ્ઞી પંચેન્દ્રિય એ સાતેના પર્યાપ્ત અને

અપર્યાપ્ત એવા બબ્બે પ્રકાર એ રીતે તિર્યંચના ચૌદ ભેદ છે. લીલોતરી, પતંગિયાં વગેરે તિર્યંચ છે, પૃથ્વીકાય આદિ જીવ પણ તીર્યંચ છે.

દેવપર્યાયના ચાર ભેદ છે; ભવનવાસી, વ્યંતર, જ્યોતિષી અને કલ્પવાસી, એ ચારે દેવોના ભેદ છે. આ રીતે મનુષ્ય, નારક, તિર્યંચ અને દેવ એ ચાર ગતિનું વર્ણન કર્યું, અહીં વિસ્તાર ન કરતાં સંક્ષેપથી કહ્યું છે; કેમકે આ શાસ્ત્રમાં આત્મસ્વરૂપનું કથન છે-તેથી તેમાં ગતિ વગેરેનું વર્ણન વિશેષ નથી.

હવે ટીકાકાર આચાર્યદેવ જિનદેવને પ્રાર્થના કરે છે:-

[ મંદાક્રાંતા ]

स्वर्गे वास्मिन्मनुजभुवने खेचरेन्द्रस्य दैवा-
ज्ज्योतिर्लोके फणपतिपुरे नारकाणां निवासे ।
अन्यस्मिन् वा जिनपतिभवने कर्मणां नोऽस्तु सूतिः
भूयो भूयो भवतु भवतः पादपङ्कजभक्तिः ॥

હે જિનદેવ વીતરાગ પરમાત્મા ! હું દેવલોકમાં હોઉં, મનુષ્યલોકમાં હોઉં, નરકમાં હોઉં કે જિનેન્દ્રભવનમાં હોઉં-ગમે ત્યાં હોઉં પણ મને કર્મની ઉત્પત્તિ ન હો-એટલે કે ભવ ન હો. અહીં આચાર્યદેવે 'ગમે ત્યાં હોઉં' એમ કહીને કાંઈ સંસારમાં રહેવાની ભાવના નથી કરી,

પણ અપ્રતિહત પુરુષાર્થની એવી ભાવના કરી છે કે એકે ગતિનો ભવ જ ન રહે. 'કર્મ ન હજો' એમ નાસ્તિથી કથન કર્યું; હવે અસ્તિથી કહે છે. હે વીતરાગ પરમાત્મા! ભવોભવ આપના ચરણકમળની ભક્તિ જ પ્રાપ્ત થાઓ; એટલે કે મારા શુદ્ધસ્વરૂપમાં વીતરાગપણે ન ઠરી શકું ત્યાંસુધી આપની ભક્તિનો ઉત્કૃષ્ટ શુભભાવ આવે તેમાં વચ્ચે અશુભભાવ ન જ આવો! વચ્ચે અશુભ નહિ આવે એટલે શુભ પણ અલ્પકાળમાં ટાળીને શુદ્ધ જ થઈ જવાના! કેમકે એકલો શુભભાવ લાંબો વખત ટકી શકે નહિ એવો નિયમ છે. "ભવોભવ વીતરાગની ભક્તિ હોજો" એમ કહીને આચાર્યદેવે વીતરાગપણું જ માગ્યું છે. વીતરાગદૃષ્ટિવંત જ વીતરાગપ્રભુના ચરણકમળની ભક્તિ માગે છે, અને તેની જ માગણી સાચી છે. ભવોભવ વીતરાગની ભક્તિ હો એટલે ખરેખર તો આત્માના વીતરાગસ્વભાવનો પ્રેમ કાયમ ટકી રહો. અજ્ઞાનીને તો શુભભાવ પણ એકલો હોઇ શકે નહીં; એકલો શુભભાવ તો જ્યાં આત્માના શુદ્ધસ્વરૂપનું ભાન હોય (પણ હજી વીતરાગદશા પ્રગટી ન હોય) ત્યાં જ રહે, અને તે શુભભાવ પણ હેયબુદ્ધિએ હોવાથી અલ્પકાળમાં ટાળીને શુદ્ધ વીતરાગ થઈ જાય. આચાર્યદેવને શુભ વિકલ્પ ઊઠયો છે, 'તે શુભરાગનું નિમિત્ત વીતરાગનું જ આવે-બીજું નહીં' એમ કહ્યું, એટલે વીતરાગના નિમિત્ત તરફનું લક્ષ અલ્પકાળમાં છૂટીને શુદ્ધભાવ પ્રગટ થશે; વીતરાગસ્વભાવ

પ્રત્યેનો રાગ રહો, વચ્ચે બીજો કોઈ રાગ ન આવો-એટલે વીતરાગ પ્રત્યેનો રાગ અને વિકલ્પ ટાળીને અલ્પકાળમાં નિર્વિકલ્પદશા પ્રાપ્ત કરીને વીતરાગ થાઉં-એમ આચાર્યદેવે પૂર્ણતાની ભાવના કરી છે, પરંતુ શુભરાગની ભાવના કરી નથી.

હવે ટીકાકાર આચાર્યદેવ જે જીવોને પુણ્યનાં ફળની મીઠાશ છે તેને સંબોધીને કહે છેઃ—

नानानूननराधिनाथविभवानाकर्ण्य चालोक्य च
त्वं क्लिश्नासि मुधात्र किं जडमते पुण्यार्जितास्ते ननु।
तच्छक्तिर्जिननाथपादकमलद्वन्द्वार्चनायामियं
भक्तिस्ते यदि विद्यते बहुविधा भोगाः स्युरेते त्वयि ॥

હે જીવ! રાજા, મહારાજા કે દેવ વગેરે પદની વિભૂતિ દેખીને કે સાંભળીને તને વિસ્મય કેમ થાય છે? તેનો મહિમા તને કેમ આવે છે? એ તો બધા શુભરાગનાં ફળ છે. આત્મભાન પછી વચ્ચે ભગવાન તરફનો શુભરાગ આવે તેમાં ઇન્દ્ર વગેરે પદ પડયાં જ છે, તો તને તે પુણ્યનાં ફળનો મહિમા કેમ આવે છે? હે જડબુદ્ધિ! જો તારી બુદ્ધિ જિનેન્દ્રદેવની ભક્તિમાં છે તો તે શુભભાવમાં એની મેળે ઇન્દ્ર વગેરે પદ આવી જશે, માટે ઇન્દ્રપદ વગેરેનો આદર છોડ! જિનેન્દ્ર ભગવાનનો વિકલ્પ મૂકીને ઇન્દ્રાદિપદનો વિકલ્પ પણ તને કેમ આવે છે?

અહીં આચાર્યદેવે ભગવાનની ભક્તિ જ માગી— એટલે અશુભ આવે તેનો નકાર જ કર્યો છે; અને દૃષ્ટિ તો શુદ્ધ સ્વભાવ ઉપર જ છે તેથી દૃષ્ટિની નિર્મળતા વધતાં વધતાં—વચ્ચે વિકલ્પ ઊઠે તેમાં એવાં ઊંચાં પુણ્ય બંધાઇ જશે કે બહારમાં ઇન્દ્રાદિ પદનો સંયોગ સહેજે આવશે, પણ તે ઇન્દ્રપદનો કે શુભવિકલ્પનો પણ તેમને આદર નથી. જે જીવને પુણ્યનો અને તેના ફળનો આદર છે તેને આચાર્યદેવે 'જડમતિ' કહ્યા છે.

"હે જડમતિ!" એમ કહીને આચાર્યદેવે આત્માની નિર્મળ દૃષ્ટિમાં ભગવાન સિવાય બીજો વિકલ્પ આવે તેનો તિરસ્કાર કર્યો છે. પોતે છે તો જ્ઞાની, પણ સ્થિરતા તરફ એટલું જોર છે કે અશુભ વિકલ્પના અનાદરની ઉત્કૃષ્ટ ભાવનામાં "હે જડમતિ" એમ સંબોધન કર્યું છે. જે તને દૂર લાગે છે એવા ઇન્દ્રાદિ પદ શુદ્ધના લક્ષે વચ્ચે શુભરાગમાં સહેજે આવી જાય છે, માટે પુણ્યની ભાવના છોડ અને સ્વરૂપની ભાવના કર—એમ કહેવાનો આશય છે. ॥ ૧૭ ॥

હવે આત્મા કર્તા-ભોક્તા કઇ રીતે છે તે કહે છે:—

कत्ता भोत्ता आदा पोग्गलकम्मस्स होदि ववहारो ।
कम्मजभावेणादा कत्ता भोत्ता दु णिच्छयदो ॥ १८ ॥
कर्ता भोक्ता आत्मा पुद्गलकर्मणो भवति व्यवहारात् ।
कर्मजभावे नात्मा कर्ता भोक्ता तु निश्चयतः ॥ १८ ॥

વ્યવહારનયથી આ આત્મા આઠકર્મનો-કર્તા-ભોક્તા છે. વર્તમાન ક્ષણપૂરતા જીવના રાગાદિ ભાવોનું નિમિત્ત પામીને આઠ પ્રકારનાં કર્મો બંધાય છે એમ જ્ઞાની જાણે છે તેથી તે કહે છે કે વ્યવહારદૃષ્ટિવાળો એટલે કે જેને પરલક્ષ ગયું છે એવો જીવ વ્યવહારથી કર્મનો ભોક્તા છે. પુદ્‌ગલ પરમાણુઓની અવસ્થા તો તેના સ્વતંત્ર કારણે થાય છે, ખરેખર જીવ તેની અવસ્થાનો કર્તા નથી; છતાં 'વ્યવહારનયથી જીવ કર્મનો કર્તા છે' એમ જ્ઞાનીના જ્ઞાનમાં નય પડે છે. જે જીવને પરલક્ષ છે તેને વ્યવહારે કર્તાપણું લાગુ પડ્યું, ત્યાં તે જીવની રાગાદિભાવરૂપ અવસ્થાને તથા તેના નિમિત્તે જે કર્મ બંધાણાં તેને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે તેને જ્ઞાની જાણે છે અને તેથી જ્ઞાનીના જ્ઞાન કરવાની અપેક્ષાએ "વ્યવહારનયે જીવ કર્મનો કર્તા-ભોક્તા છે," એ જ્ઞાનીનો નય છે. અજ્ઞાનીને તો નયની સાચી ખબર જ નથી.

કર્મના નિમિત્તમાં જોડાવાથી થતા રાગાદિ વિકારી ભાવ-તેનો કર્તા-ભોક્તા અશુદ્ધનિશ્ચયનયથી આત્મા છે. રાગાદિભાવ તે અશુદ્ધ અવસ્થા હોવાથી અહીં અશુદ્ધનિશ્ચયનયથી તેનો કર્તા જીવ છે એમ કહ્યું છે. રાગાદિ તે આત્માની પર્યાય છે પરંતુ તે અશુદ્ધ છે તેથી તેને અશુદ્ધનિશ્ચયથી જીવના કહ્યા છે. 'રાગાદિભાવ તે આત્માનું સ્વરૂપ નથી, પણ અજ્ઞાની તેને પોતાનું સ્વરૂપ

મનો છે ' એમ જ્ઞાની પોતાના જ્ઞાનમાં જાણે છે તેથી, જીવ પુણ્ય-પાપના ભાવનો કર્તા અને હર્ષ-શોકનો ભોક્તા અશુદ્ધનિશ્ચયનયથી છે. અજ્ઞાનીને સ્વરૂપનું ભાન નથી તેથી તે તો રાગાદિનું કર્તા-ભોક્તાપણું એ જ ખરું સ્વરૂપ માની બેઠો છે, તેને નયનું જ્ઞાન નથી.

નિકટવર્તી અનુપચરિત અસદ્‌ભૂત વ્યવહારનયથી જીવ જ્ઞાનાવરણાદિ દ્રવ્યકર્મનો કર્તા અને તેના ફળનો ભોક્તા છે. આત્માને મકાન વગેરે દૂર રહેલી વસ્તુનો કર્તા કહેવો તે ઉપચરિત વ્યવહાર છે અને નજીક રહેલાં કર્મોનો કર્તા કહેવો ને અનુપચરિત વ્યવહાર છે. સામે પુદ્‌ગલોની અવસ્થા ઘર વગેરેરૂપ થાય છે અને ત્યાં આત્માના રાગાદિ વિકલ્પભાવનું નિમિત્ત છે-તે બંનેનું જ્ઞાન કરીને પોતના જ્ઞાનમાં નય-અપેક્ષા જ્ઞાની સમજે છે. જ્યારે મકાન વગેરે થતું હોય ત્યારે ત્યા વિકારીભાવવાળો જ જીવ નિમિત્તરૂપે હોય, કાંઈ સિદ્ધભગવાન નિમિત્તરૂપે ત્યાં ન હોય! પરમાણુઓમાં મકાન થવાની યોગ્યતા અને ત્યાં હાજર રહેલા જીવનો મકાન તરફનો વિકલ્પ-એ બંનેના નિમિત્ત-નૈમિત્તિકસંબંધના જ્ઞાનનું જે પડખું તેને "અસદ્‌ભૂત ઉપચરિત વ્યવહારનય" કહેવાય છે, અને ઉપચરિત અસદ્‌ભૂત વ્યવહારનયથી જીવ મકાન વગેરેનો કર્તા છે.

પરવસ્તુ સાથે જીવને કર્તાભોક્તાસંબંધ કહેવો તે ઉપચાર જ છે, અને તે ઉપચારસંબંધનું જ્ઞાન તે નય

છે, એ નય કોના જ્ઞાનમાં પડે? જીવ અને પુદ્ગલ બંને દ્રવ્ય જુદે જુદાં છે, બંનેની પર્યાય જુદી જ છે, કોઇ એક બીજાના કર્તા નથી. આમ વાસ્તવિક નિશ્ચય સ્વરૂપ જાણે, પછી જીવના વર્તમાન વિકારભાવને અને પુદ્ગલની અવસ્થાને જે નિમિત્તનૈમિત્તિક સંબંધ છે અને તેને લીધે એક બીજાના કર્તાપણાનો ઉપચાર છે તેનું જે જ્ઞાન કરે છે તેના જ્ઞાનમાં નય પડે છે; ત્યાં જે સ્વરૂપનું જ્ઞાન તે નિશ્ચયનય છે અને પર સંબંધનું જ્ઞાન તે વ્યવહારનય છે. પરંતુ જેને બે દ્રવ્યની જુદાઇની ખબર નથી અને જીવ પરનું ખરેખર કરી શકે એમ માને છે તેને તો નિશ્ચય (ખરા) સ્વરૂપની ખબર નથી, અને નિશ્ચય સ્વરૂપના ભાન વગર વ્યવહાર સંબંધનું જ્ઞાન પણ સાચું હોય નહિ અને સાચું જ્ઞાન ન હોય ત્યાં નય પણ હોય નહિ, તેથી અજ્ઞાનીને સાચા નય હોતા નથી.

જ્ઞાનને આવરણ કરનાર જ્ઞાનાવરણીય કર્મનું ફળ જડ કર્મમાં આવ્યું છે. અસદ્ભૂત અનુપચરિત વ્યવહારનયથી આત્મા કર્મના ફળનો ભોક્તા છે. ખરેખર-નિશ્ચયથી તો આત્મા જડકર્મના ફળ ભોક્તા નથી [illegible] જ્યારે જડમાં જ્ઞાનવરણીય કર્મ [illegible] વ્યું [illegible] પુરુષાર્થની નબળાઇને કારણે [illegible] ડ [illegible] ત પરલક્ષ કર્યું ] તેથી [illegible]
[illegible] ો ઉદ

છે, એ નય કોના જ્ઞાનમાં પડે? જીવ અને પુદ્‌ગલ બંને દ્રવ્ય જુદે જુદાં છે, બંનેની પર્યાય જુદી જ છે, કોઇ એક બીજાના કર્તા નથી. આમ વાસ્તવિક નિશ્ચય સ્વરૂપ જાણે, પછી જીવના વર્તમાન વિકારભાવને અને પુદ્‌ગલની અવસ્થાને જે નિમિત્તનૈમિત્તિક સંબંધ છે અને તેને લીધે એક બીજાના કર્તાપણાનો ઉપચાર છે તેનું જે જ્ઞાન કરે છે તેના જ્ઞાનમાં નય પડે છે; ત્યાં જે સ્વરૂપનું જ્ઞાન તે નિશ્ચયનય છે અને પર સંબંધનું જ્ઞાન તે વ્યવહારનય છે. પરંતુ જેને બે દ્રવ્યની જુદાઈની ખબર નથી અને જીવ પરનું ખરેખર કરી શકે એમ માને છે તેને તો નિશ્ચય (ખરા) સ્વરૂપની ખબર નથી, અને નિશ્ચય સ્વરૂપના ભાન વગર વ્યવહાર સંબંધનું જ્ઞાન પણ સાચું હોય નહિ અને સાચું જ્ઞાન ન હોય ત્યાં નય પણ હોય નહિ, તેથી અજ્ઞાનીને સાચા નય હોતા નથી.

જ્ઞાનને આવરણ કરનાર જ્ઞાનાવરણીય કર્મનું ફળ જડ કર્મમાં આવ્યું છે. અસદ્‌ભૂત અનુપચરિત વ્યવહારનયથી આત્મા કર્મના ફળનો ભોક્તા છે. ખરેખર-નિશ્ચયથી તો આત્મા જડકર્મના ફળનો ભોક્તા નથી, પરંતુ જ્યારે જડમાં જ્ઞાનવરણીય કર્મનું ફળ આવ્યું ત્યારે જીવના પુરુષાર્થની નબળાઇને કારણે તે ફળમાં જોડાણ થયું [ અર્થાત્ પરલક્ષ કર્યું ] તેથી જીવનું જ્ઞાન હીણું પડયું; આ રીતે જ્ઞાનાવરણકર્મનો ઉદય અને જીવની વિકારી પર્યાય તે બંનેના

નિમિત્ત-નૈમિત્તિક સંબંધને જાણીને જ્ઞાની કહે છે કે-અસદ્ભૂત અનુપચરિત વ્યવહારનયથી જીવ કર્મના ફળનો ભોક્તા છે.

એ ધ્યાન રાખવું કે અનુપચરિત વ્યવહાર તે પણ નિશ્ચયની અપેક્ષાએ તો ઉપચાર જ છે. તે ઉપચાર પણ ક્યા જીવને લાગુ પડે? સિદ્ધ ભગવાનને તે ઉપચાર લાગુ પડી શકે નહિ કેમકે તેમને તો કર્મ સાથેના નિમિત્ત-નૈમિત્તિક સંબંધનો અભાવ જ છે. અજ્ઞાની તો કર્મે જ્ઞાન રોક્યું અને જીવે કર્મ બાંધ્યાં-એમ જ ખરેખર માની લ્યે છે, અર્થાત્ ઉપચારને જ વાસ્તવિક સ્વરૂપ માની લ્યે છે એટલે અજ્ઞાનીને ઉપચારનું ભાન પણ નથી. છદ્મસ્થ જ્ઞાનીને નિશ્ચય સ્વરૂપનું ભાન છે કે દરેક દ્રવ્ય સ્વતંત્ર ભિન્ન છે, એક દ્રવ્યને બીજા દ્રવ્ય સાથે કર્તાકર્મસંબંધ પરમાર્થે નથી, પરંતુ છદ્મસ્થદશામાં રહેલા રાગી જીવને પરલક્ષે રાગ અને વિકલ્પ ઊઠે અને તેના નિમિત્તે પરમાણુમાં કર્મ વગેરે અવસ્થા થાય છે-એટલા નિમિત્ત-નૈમિત્તિક સંબંધનું જ્ઞાન કરીને જ્ઞાની જીવ ઉપચાર કરે છે કે-અસદ્ભૂત વ્યવહારથી જીવ કર્મનો કર્તા છે; જે જીવે પરલક્ષ કર્યું તેને કર્મના કર્તાપણાનો ઉપચાર લાગુ પડયો. નિશ્ચયદૃષ્ટિમાં એટલે કે પરમાર્થ-નિશ્ચયનયથી તો કર્મ જ બંધાતું નથી, કર્મ બંધાય છે તે વ્યવહાર છે. દરેક પરમાણુ સ્વતંત્ર છે, તે પરમાણુની અવસ્થા પરમાણુમાં અને આત્માની અવસ્થા આત્મામાં. જડની અવસ્થા

આત્મા કરી શકે નહિ અને આત્માની અવસ્થા જડ કરી નહિ. દરેક દ્રવ્યમાં 'દ્રવ્યત્વ' નામની ત્રિકાળી શક્તિ છે, તે દ્રવ્યત્વ ગુણની શક્તિથી દરેક દ્રવ્યની અવસ્થા સ્વતંત્રપણે થાય છે, તેથી પરમાર્થદૃષ્ટિમાં તો એક દ્રવ્યને બીજા દ્રવ્ય સાથે સંબંધ જ નથી, જીવ કર્મ બાંધતો નથી, કર્મ જીવને રાગાદિ કરાવતાં નથી, આ જ પરમાર્થ સત્ય છે: આ પ્રમાણે જાણ્યા પછી, બે દ્રવ્યની અવસ્થાને પરસ્પર નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે તથા તેના કારણે કર્તાકર્મપણાનો ઉપચાર આવે છે તેને જાણવું તે વ્યવહારનય છે.

---

વ્યાખ્યાન નં. ૨૦ તા. ૧૦-૫-૪૪ બુધ.

## ગાથા ૧૮ ચાલુ.

અઢારમી ગાથા શરૂ થઇ છે, આ ગાથામાં આત્મા કર્તા-ભોક્તા કઈ રીતે છે તેનું વર્ણન છે. આ આત્માને કોઇ ઈશ્વરે બનાવ્યો એ વાત ખોટી છે. આત્મા સ્વયંસિદ્ધ વસ્તુ છે, તે અનાદિ-અનંત છે; જે વસ્તુ હોય તેનો કર્તા ન હોય, કેમકે જો કોઈ કર્તા કહો તો, તે વસ્તુ પહેલાં ન હતી અને પછી કર્તાએ બનાવી-એમ ઠરે અને તેમ થતાં વસ્તુનું ત્રિકાળીપણું ન રહ્યું. જે ત્રિકાળ ન હોય તેને વસ્તુ કહેવાય નહિ. આત્મા વસ્તુ છે, છે તેને કોઇ બનાવે નહિ, અને જે વસ્તુ હોય તેનો કદી નાશ ન થાય.

આત્મા વસ્તુ છે એમ કહેતાં, તે ત્રિકાળી છે એમ આવી જ જાય છે. આ આત્મા છે, તે પૂર્વે પણ હતો જ; તેને કોઇએ બનાવ્યો નથી. આત્મા પોતાના ભાન વગર અનાદિથી દુઃખ પામ્યો છે, કોઇ ઈશ્વરે તેને રખડાવ્યો નથી, પણ આત્મા પોતે જ અજ્ઞાનભાવને લીધે રાગદ્વેષ કરીને દુઃખી થાય છે. પોતાના ભાવનો કર્તા પોતે જ છે એટલે પોતે જ ઈશ્વર (કર્તા) છે. તારા ભાવનો કર્તા તું જ અને ભોક્તા પણ તું જ છો. પુણ્ય-પાપભાવની શિક્ષા આપનારો કોઈ બીજો નથી, પણ જ્યારે આત્માએ પોતાને ભૂલીને રાગાદિ કર્યાં ત્યારે આત્માના ગુણની હીનતા થઇ-એ જ તેની શિક્ષા છે. પાપનું ફળ નરક એ તો સંયોગની વાત છે, ખરેખર આત્માને સંયોગનું વેદન નથી, પણ પોતે અજ્ઞાનભાવે જે રાગાદિ કરે છે તેનું વેદન તે જ વખતે થાય છે અને તેનું જ દુઃખ છે; જ્યાંસુધી આત્માના ભાનપૂર્વક તે રાગાદિ ટાળે નહિ ત્યાંસુધી તે જીવ આત્મશાંતિને હણીને વિકારી ભાવોની આકુળતાને ભોગવ્યા જ કરે છે. સ્વર્ગ-નરક તો બાહ્ય સંયોગ છે, તે સંયોગમાં અજ્ઞાની અનુકૂળ-પ્રતિકૂળપણાની માન્યતા કરે છે અને તે માન્યતાને જ ભોગવે છે. આત્મા તો શાંતમૂર્તિ સ્વભાવે છે, તેને ક્ષેત્ર કે સંયોગનું વેદન નથી; પણ પોતાના રાગાદિ ભાવનું વેદન છે.

આત્મા કર્તા-ભોક્તા કઈ રીતે છે તે વાત ચાલે છે.

આ અરિહંત કે કેવળીભગવાનની વાત નથી, પણ સંસારમાં રખડતા જીવો, પરના કર્તા–ભોક્તા નથી પણ પોતાના ભાવના કર્તા–ભોક્તા છે–એ વાત પહેલાં બતાવે છે. પહેલાં અશુદ્ધ આત્માની વાત લીધી છે. કેવળીને દુઃખ હોય નહિ, આ તો અનાદિના અજ્ઞાની આત્માને સમજાવવાની વાત છે. આત્માના સ્વરૂપનું જ્ઞાન નથી તેથી, સ્વભાવને અનુસરીને જે વેદન આત્માને હોવું જોઈએ તેને બદલે, રાગાદિ વિભાવભાવોનું વેદન તે કરી રહ્યો છે. સુખ–દુઃખનો કર્તા કોઈ ઈશ્વર નથી. જો દુઃખથી ઈશ્વર બચાવે એમ માનવામાં આવે તો અત્યાર સુધી દુઃખમાં રખડાવ્યો પણ તેણે જ, એટલે ઈશ્વરે જ અત્યાર સુધી દુઃખી કર્યો–એમ કહીને ઈશ્વરને ગાળ દેવા જેવું છે, પરંતુ ઈશ્વર કોઈને સુખ–દુઃખ આપતો નથી. કેમકે ઈશ્વર તો રાગરહિત–વીતરાગ છે. જે રાગાદિ ભૂંડા ભાવ કરે છે તે ભાવ ટાળીને પોતે જ સાચી સમજણના ભલા ભાવ કરી શકે છે, બીજો કોઈ કરાવે નહિ. સાચી સમજણનો અભાવ એ જ દુઃખ છે. પૂર્વ કર્મના કારણે શરીરમાં રોગ આવે કે બીજી પ્રતિકૂળતા આવે તેનું દુઃખ નથી.

જીવ કર્તા–ભોક્તા કઈ રીતે છે તેનું સ્વરૂપ નય–વિભાગ–દ્વારા નીચેનાં છ પડખાંથી આચાર્યદેવ ગાથા ૧૩ થી ૧૮ સુધીમાં સમજાવે છે.

૧ –નિકટવર્તી અનુપચરિત અસદ્‌ભૂત વ્યવહારનયથી જ્ઞાનાવરણાદિ દ્રવ્યકર્મનો કર્તાભોક્તા છે.

૨—અશુદ્ધનિશ્ચયનયથી રાગાદિ ભાવનો કર્તા-ભોક્તા છે.

૩—અનુપચરિત અસદ્‌ભૂત વ્યવહારનયથી શરીરનો કર્તા-ભોક્તા છે.

૪—ઉપચરિત અસદ્‌ભૂત વ્યવહારનયથી દૂર ક્ષેત્રવર્તી મકાન, વસ્ત્ર વગેરેનો કર્તા-ભોક્તા છે.

૫—શુદ્ધનિશ્ચયનયથી પોતાના શુદ્ધ સ્વભાવનો કર્તા-ભોક્તા છે.

૬—શુદ્ધસદ્‌ભૂતવ્યવહારનયથી કેવળજ્ઞાનાદિ શુદ્ધદશાનો કર્તા-ભોક્તા છે.

નય એટલે શ્રુતજ્ઞાનનું પડખું. વસ્તુના અભેદ સ્વરૂપને જે જ્ઞાન જાણે તે નિશ્ચયનય છે અને વસ્તુના ઉપચારસંબંધને જે જ્ઞાન જાણે તે વ્યવહારનય છે. અનુપચાર અને ઉપચાર તે બંનેનાં વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન સમ્યગ્જ્ઞાનીને હોય છે તેથી 'નય' તે સમ્યગ્જ્ઞાનીના જ્ઞાનનો પ્રકાર છે, અજ્ઞાનીના જ્ઞાનમાં નય હોતો નથી પણ નયાભાસ હોય છે.

હવે, જીવના કર્તાભોક્તા સંબંધી ઉપર જે છ પ્રકારો કહ્યા તેનું વિસ્તારથી સ્પષ્ટીકરણ અનુક્રમે કરે છે. ૧-નિકટવર્તી અનુપચરિત અસદ્‌ભૂત વ્યવહારનયથી આત્મા દ્રવ્યકર્મનો કર્તાભોક્તા છે. જેવા શુભ કે અશુભભાવ જીવ કરે તેવાં જ જડકર્મ બંધાય છે, તે જડકર્મ આત્માની

નજીક–એકક્ષેત્રસંબંધે છે માટે 'નિકટવર્તી અનુપચરિત', આત્મામાં તે કર્મો નથી માટે 'અસદ્‌ભૂત' અને જડકર્મનું કર્તાપણું તે આત્માનો સ્વભાવ નથી પરંતુ આત્મા નિમિત્ત-રૂપ છે તે નિમિત્તમાં કર્તાપણાનો ઉપચાર કર્યો છે માટે 'વ્યવહાર' અને તે ઉપચારને જ્ઞાની જાણે છે માટે 'નય'–આ રીતે 'નિકટવર્તી અનુપચરિત અસદ્‌ભૂત વ્યવહારનય'થી આત્મા દ્રવ્યકર્મનો કર્તા છે આમાં રાગનું અને કર્મનું બન્નેનું જ્ઞાન આવી જાય છે. 'કર્મ નથી' એમ કોઇ કહે તો તે વાત ખોટી છે, કેમકે જો કર્મ ન જ હોય તો પોતાના સ્વભાવથી આત્મામાં રાગાદિ અશુદ્ધતા હોય નહિ એટલે નિર્મળતા જ હોવી જોઇએ, પણ વર્તમાન રાગાદિ તો થાય છે તેથી તેમાં નિમિત્તરૂપ જડકર્મ પણ છે, અને જીવમાં રાગાદિ પણ છે, કેમકે જો રાગ ન હોય તો પર-લક્ષ ન હોય; આ રીતે રાગ અને જડકર્મ બન્ને છે, પણ આત્માને જડ કર્મનો કર્તા કહેવો તે ઉપચાર અર્થાત્ વ્યવહાર છે.

આત્મા છે, તે સર્વ પરવસ્તુથી જુદો છે, પરવસ્તુઓ છે ખરી પણ તે આત્માથી જુદી છે. આત્મા અનંત ગુણના પિંડરૂપે પરથી ત્રિકાળ જુદો છે, જે છે તે પોતાથી પરિ-પૂર્ણ જ હોય તો જ તે ટકી શકે. જીવ ત્રિકાળી વસ્તુ છે, તે શું કરે તેનું વર્ણન ચાલે છે.

વિકારીભાવવાળો જીવ નજીક રહેલાં જડકર્મોનો કર્તા

ઉપચારથી છે. છદ્મસ્થ જીવને હજી રાગ છે, તે કાંઈ સિદ્ધ-સમાન થઈ ગયો નથી; તેને રાગ છે તેથી કર્મ પણ બંધાય છે, કેમકે રાગને અને કર્મને નિમિત્ત-નૈમિત્તિક-સંબંધ છે. આમ હોવાથી અસદ્ભૂત વ્યવહારે જીવને કર્મનો કર્તા એમ ઉપચાર કરવામાં આવે છે; પરંતુ 'અસદ્ભૂત' કહેતાં આત્મામાં કર્મનું કર્તાપણું ખરેખર નથી-એમ સમજાવ્યું છે. અજ્ઞાની જીવ આત્મસ્વભાવને જાણતો નથી તેથી તેની દૃષ્ટિ એકલા પરદ્રવ્ય ઉપર હોય છે. જો પોતે પોતામાં પરિણમે છે અર્થાત્ પોતે પોતાની અવસ્થાને જ કરે છે એવું ભાન હોય તો પોતાના સ્વ-ભાવને જુએ, પરંતુ સ્વભાવની ખબર નથી તેથી 'હું આ રાગાદિરૂપે જ થનારો છું અને આ કર્મ મારાથી બંધાય છે' એમ અજ્ઞાની માને છે તેથી તેના જ્ઞાનમાં તો નય રહ્યો જ નહિ, કેમકે તેને તો ઉપચારનું સાચું જ્ઞાન જ નથી. જ્યારે જ્ઞાની તો જાણે છે કે કર્મ બંધાય છે ત્યાં જીવના રાગાદિ ભાવનું નિમિત્ત છે તેથી જીવમાં કર્મના કર્તાપણાનો ઉપચાર આવે છે, પરંતુ પરમાર્થથી જીવ તેનો કર્તા નથી; આ પ્રમાણે જ્ઞાની ઉપચારનું બરા-બર જ્ઞાન કરે છે તે જ વ્યવહારનય છે.

વળી નિકટવર્તી અનુપચરિત અસદ્ભૂત વ્યવહારનયથી આત્મા કર્મના ફળનો ભોક્તા છે. પૈસા, મકાન, ખોરાક વગેરે કર્મનું ફળ છે, તેને ખરેખર આત્મા ભોગવી શકતો

નથી. ખાવા-પીવાની ઇચ્છા હોય છતાં પક્ષઘાત વગેરે થઇ જાય તો તે કાંઇ ન થઇ શકે, તેમ જ્યારે ખાવા-પીવાની ક્રિયા થતી હોય ત્યારે પણ ખરેખર તો આત્મા તે કરી શકતો નથી; પરંતુ જે જીવને પર ઉપર લક્ષ ગયું અને તેને ભોગવવાની વૃત્તિ ઊઠી તે જીવને ઉપચારથી ભોક્તાપણું લાગુ પડે છે. ત્યાં જે ઉપચારને જ મૂળ સ્વરૂપ માની લ્યે છે તે તો અજ્ઞાની છે. જ્ઞાની ઉપચારનું જ્ઞાન કરી લ્યે છે કે-જીવને જે વૃત્તિ ઊઠી તેને અને પરદ્રવ્યને નિમિત્ત-નૈમિત્તિકસંબંધ છે તેથી તે વિકલ્પવાળો જીવ નિકટવર્તી અનુપચરિત અસદ્‌ભૂત વ્યવહારનયથી કર્મના ફળનો ભોક્તા છે.

નિકટવર્તી અનુપચરિત = નજીકના સંબંધમાં રહેલું,

અસદ્‌ભૂત = સ્વરૂપમાં નહિ,

વ્યવહાર = પરાશ્રયદૃષ્ટિથી ઉપચાર,

નય = સમ્યગ્‌જ્ઞાનનું પડખું.

જડકર્મ ખરેખર આત્મામાં પેસી જતાં નથી પણ જીવનું તે તરફનું લક્ષ છે તેથી 'અસદ્‌ભૂત વ્યવહાર' થી તે કર્મનો ભોક્તા છે તેમ જ તે કર્મ નજીકના સંબંધમાં રહેલા હોવાથી તે વ્યવહારને 'નિકટવર્તી અનુપચરિત' કહ્યો છે. પરવસ્તુ આત્માના સ્વરૂપમાં નથી અને આત્મા તેનો ભોક્તા નથી પરંતુ જીવને કર્મનો સંયોગ છે અને

તેના લક્ષે વિકલ્પ વર્તે છે–તેનું જ્ઞાન કરીને 'નિકટવર્તી અનુપચરિત અસદ્ભૂત વ્યવહારનયથી જીવ કર્મનો ભોક્તા છે'—એમ કહ્યું.

ઉષ્ણ વસ્તુને આત્મા ભોગવી શકતો નથી, ઉષ્ણતા તો જડની પર્યાય છે, તેનો સંયોગ વર્તે છે ત્યાં વ્યવહારથી 'હું તેને ભોગવું' એવો વિકલ્પ જેને ઊઠે છે એવો જીવ જ્યાં-સુધી નિમિત્ત ઉપર લક્ષ છે ત્યાંસુધી અસદ્ભૂતવ્યવહારથી ભોક્તા છે—એમ નિમિત્તમાં ઉપચાર કર્યો. જેને સંયોગ ઉપર લક્ષ હોય તેને ઉપચાર લાગુ પડે છે, પરંતુ જે જીવ અસંયોગી આત્મસ્વભાવની દૃષ્ટિમાં સ્થિત છે અને જેને પર લક્ષ નથી તેને તો પરનો ભોક્તા ઉપચારથી પણ કહી શકાતો નથી. ઉપચાર ક્ષણિક પર્યાયમાં હોય છે. ત્રિકાળી દ્રવ્ય–ગુણમાં પરના ભોક્તાપણાનો ઉપચાર થતો નથી. વર્તમાન પર્યાયમાં જેને પર લક્ષ છે તે પરનો ભોક્તા ક્ષણિક ઉપચારથી વર્તમાન પૂરતો છે. જો પરના ભોક્તા-પણાનો ઉપચાર કાયમ હોય તો તે નિશ્ચય એટલે કે અનુ-પચાર–અસલ સ્વભાવ થઈ જાય તેથી સ્વભાવ અપેક્ષાએ તો ઉપચારપણું છે જ નહિ. આત્માનો સ્વભાવ તો આનંદસ્વરૂપનો ભોગવટો કરવાનો છે, પણ સ્વભાવનું લક્ષ ચૂકીને પર લક્ષ કરે છે તેને પર્યાયમાં ઉપચાર લાગુ પડે છે તેથી તે વર્તમાન વ્યવહારદૃષ્ટિથી પરનો ભોક્તા છે.

'વ્યવહારદૃષ્ટિથી છે' એમ કહેતાં 'સાચી રીતે-પરમાર્થ-દૃષ્ટિએ આત્મા પરનો ભોક્તા કદી નથી' એમ સમજવું

૨—અશુદ્ધનિશ્ચયનયથી આત્મા પોતાના રાગાદિ ભાવનો કર્તા-ભોક્તા છે. રાગાદિભાવ તે આત્માની વર્તમાન મેલી હાલતમાં થાય છે, જડમાં થતા નથી. તે રાગાદિભાવ આત્મામાં થાય છે માટે 'નિશ્ચય,' અને મલિન ભાવ છે માટે 'અશુદ્ધ' એ રીતે અશુદ્ધ નિશ્ચયથી આત્મા રાગાદિનો કર્તા છે. જે વસ્તુ આત્માથી જુદી જ હોય તેનો કર્તા આત્માને કહેવો તે વ્યવહાર છે, પણ આત્માની અશુદ્ધ અવસ્થાનો કર્તા આત્મા અશુદ્ધ-નિશ્ચયથી છે. જો શુદ્ધનિશ્ચયથી આત્મા રાગાદિનો કર્તા-ભોક્તા હોય તો, શુદ્ધનિશ્ચયમાં તો કદી ફેર પડે નહિ તેથી, રાગાદિભાવો કદી આત્માથી જુદા પડે નહિ. દયા-ભક્તિ કે હિંસા વગેરેનો જે વિકલ્પ ઊઠે તે રાગ છે, એ રાગ આત્માની અવસ્થામાં થાય છે—આત્મા પોતે તે સમય પૂરતો રાગની અવસ્થારૂપે થયો છે-પોતે જે અવસ્થારૂપે થાય તેને તે કર્તા છે. આ રીતે આત્મા રાગાદિનો કર્તા છે, પરંતુ રાગાદિ તે અશુદ્ધતા હોવાથી આત્મા તેનો અશુદ્ધનિશ્ચયથી કર્તા છે. શુદ્ધનિશ્ચયની અપેક્ષાએ રાગાદિનો કર્તા પણ વ્યવહારથી છે; પરંતુ અહીં પરદ્રવ્યનો કર્તા-ભોક્તા તે વ્યવહાર લીધો છે અને રાગાદિ તે આત્માની

પર્યાય છે તેથી તેનો કર્તા-ભોક્તા અશુદ્ધનિશ્ચયથી છે-એમ લીધું છે. શેરડીના ઠંડા રસના સ્વાદનો ભોક્તા આત્મા નથી, રસનો સ્વાદ તે તો જડ છે અને ઠંડક તે પણ જડની દશા છે, આત્મામાં ઠંડકપણું નથી, આત્મા તો અરૂપી જ્ઞાનસ્વરૂપ જાણનાર છે. શેરડીના રસને પણ જાણે જ છે, જાણવામાં 'આ સ્વાદ સારો' એમ રાગ કરે છે અને હર્ષને ભોગવે છે. તેવી જ રીતે ઉનાળાની ગરમીને પણ આત્મા ભોગવતો નથી, ગરમીને જાણે જ છે. ગરમીને જાણતાં આત્મા ગરમ થઈ જતો નથી, પરંતુ ગરમી ઉપર જે અણગમાનો ભાવ થાય છે તે દ્વેષભાવનો આત્મા કર્તા છે અને શોકનો ભોક્તા છે-એ અશુદ્ધનિશ્ચયનયથી છે. પરમાર્થે રાગાદિનો ભોગવટો તે આત્માનો ત્રિકાળી સ્વભાવ નથી.

૩—અનુપચરિત અસદ્ભૂત વ્યવહારનયથી આત્મા શરીરનો કર્તા-ભોક્તા છે. નારકી અને સ્વર્ગમાં વૈક્રિયિક શરીર હોય છે અને મનુષ્ય તથા તિર્યંચને ઔદારિક શરીર હોય છે. હું શરીરને ખરેખર હલાવી-ચલાવી શકું એમ માને તો મિથ્યાદૃષ્ટિ છે. 'શરીરની હાલવા-ચાલવારૂપ ક્રિયાનો હું નિમિત્ત છું,' એમ શરીરની ક્રિયાનુ લક્ષ જવું, તેમ જ શરીર તરફના લક્ષે કાંઇ વૃત્તિ થાય તે વિકલ્પને અને શરીરની ક્રિયાને નિમિત્ત-નૈમિત્તિકસંબંધ છે તેથી અનુપચરિત અસદ્ભૂત વ્યવહારનયથી જીવ શરી-

રનો કર્તા છે, એમ ઉપચાર કરવામાં આવે છે. ઉપચાર એટલે શું? જીવ શરીરનું કાંઈ કરી તો શકતો જ નથી, પણ જેને ઉપચાર લાગુ પડે છે તે જીવ હજી સિદ્ધ થયો નથી અને તેને શરીર તરફનો વિકલ્પ વર્તમાન વર્તે છે તથા તે વખતે શરીરની ક્રિયા થાય છે, એ બતાવવા માટે, શરીરની ક્રિયામાં વિકલ્પનો આરોપ કરીને જીવને શરીરનો કર્તા કહ્યો તે ઉપચાર છે, અને તે ઉપચારનું જ્ઞાન કરવું તે અસદ્‌ભૂત વ્યવહારનય છે. ખરેખર શરીરની ક્રિયા જડથી થાય છે, તેનો કર્તા આત્મા નથી, આમ જાણવું તે નિશ્ચય અને યથાર્થ છે.

૪—ઉપચરિત અસદ્‌ભૂત વ્યવહારનયથી જીવ દૂરક્ષેત્ર-વર્તી એવાં ઘર, વસ્ત્ર વગેરેનો કર્તા છે. [ વ્યવહાર એટલે પરાશ્રયદૃષ્ટિથી આરોપ, કલ્પના ] પોતાથી પ્રત્યક્ષ દૂર ક્ષેત્રે રહેલી વસ્તુઓમાં લક્ષ કરીને કર્તા-ભોક્તાપણાની કલ્પના જીવ કરે છે. શરીર અને કર્મ તો આત્માની નજીક રહેલાં છે તેથી ત્યાં 'અનુપચરિત વ્યવહાર' કહ્યો હતો, અને ક્ષેત્રથી પણ દૂર છે એવી વસ્તુનું કર્તાપણું 'ઉપચરિત વ્યવહાર' નયથી છે. જ્યારે ઘર ચણાતું હોય ત્યારે ઘર ચણવાના વિકલ્પવાળો જીવ જ ત્યાં નિમિત્તરૂપ હોય, બીજો ન હોય-એવો સંબંધ જાણીને તે જીવમાં જ કર્તાપણાનો આરોપ કર્યો. પરવસ્તુ દૂર છે માટે ઉપચરિત, આત્મામાં ખરેખર તે વસ્તુનું કર્તાપણું નથી માટે અસદ્‌ભૂત

અને સાચા જ્ઞાનપૂર્વક પરાશ્રયલક્ષના આરોપથી કથન છે માટે વ્યવહારનય; આ રીતે આત્માને જુદી વસ્તુઓના કર્તાપણાનો ઉપચાર કરવો તે ઉપચરિત અસદ્ભૂત વ્યવહારનય છે. જુદી વસ્તુઓ કહેતાં છોકરાં, પૈસા, દેશ, મકાન વગેરે સર્વ આવી ગયાં. 'છોકરાને મેં પાળીને મોટો કર્યો, દેશની વ્યવસ્થા મેં કરી' એમ જે ખરેખર માની લ્યે તે મિથ્યાદૃષ્ટિ જ છે, પરંતુ પોતાને છોકરાં તરફનો રાગભાવ હતો તેને જાણીને, તથા છોકરો મારાથી જુદી વસ્તુ છે, હું તેનું કાંઇ કરી શકું નહિ એવા પરમાર્થનું જ્ઞાન કરીને, જ્ઞાની પણ ઉપચારથી કહે કે–મેં છોકરાને મોટો કર્યો; પરંતુ ખરેખર જ્ઞાની તેમ માને નહિ. ઉપચારનું જે કથન છે તે તો પોતાનો રાગભાવ અને સામી વસ્તુની અવસ્થાનું જ્ઞાન કરવા માટે છે, અને તેનું જ્ઞાન કરવું તે વ્યવહારનય છે. નિશ્ચયથી તો કોઇ કોઇને સાચવી જ શકતું નથી. એક દ્રવ્ય બીજા દ્રવ્યને કાંઇપણ કરે એ વાત જ જૈનધર્મને માન્ય નથી એટલે કે પરમ સત્યમાં તે વાતનો સ્વીકાર નથી. પરદ્રવ્યનુ જીવ કરે એમ માનવું તે કલ્પના છે–અસત્ય છે. રજકણોની અવસ્થા તેની મેળે બદલે છે, રજકણોની અવસ્થા બદલતી હોય ત્યારે જીવ હાજર હોય તે ખરેખર તો જ્ઞાન જ કરે છે, ત્યાં 'મે પરમાણુની અવસ્થા કરી' એમ જે ભ્રમથી માને છે તે મિથ્યાત્વી છે.

પરમાણુ સ્વતંત્ર વસ્તુ છે. દરેક વસ્તુમાં દ્રવ્યત્વ

નામની ત્રિકાળી શક્તિ છે તે શક્તિથી પરમાણુમાં સ્વતંત્ર-પણે અવસ્થા બદલવાની તાકાત છે, અવસ્થા બદલતાં બદલતાં તે પોતાની મેળે મકાન વગેરે અવસ્થારૂપે થાય છે, કડિયાએ મકાન બનાવ્યું નથી તેમ જ કોઇ ઇશ્વર તેનો કર્તા નથી. પરંતુ જ્યારે પરમાણુઓ મકાનરૂપે પરિણમે છે ત્યારે ત્યાં તે તરફના લક્ષવાળો જીવ નિમિત્તરૂપ હોય છે-એવા નિમિત્ત-નૈમિત્તિક સંબંધને જ્ઞાની જાણે છે ત્યાં ઉપચારથી અસદ્‌ભૂતવ્યવહારે જીવ મકાનનો કર્તા છે; જ્ઞાની જાણે છે કે આ ઉપચાર માત્ર છે એટલે તેને "ખરેખર જીવ પુદ્‌-ગલનું કરી શકે" એવો ભ્રમ પડતો નથી.

ભગવાનશ્રી કુંદકુંદાચાર્યદેવ વસ્તુની સ્વતંત્રતા બતાવે છે. કોઈ અનાદિ શુદ્ધ ઇશ્વર આ બધું કરે છે એમ નથી; સંસારી આત્મા પોતે જ અજ્ઞાનથી પોતાની જુદી જુદી મલિન રાગાદિરૂપ અવસ્થા કરે છે અને હર્ષ-શોકને ભોગવે છે. તે રાગાદિનો કર્તા પણ અશુદ્ધનિશ્ચયથી છે, ખરેખર [શુદ્ધનિશ્ચયથી] તો આત્મા રાગાદિનો કર્તા-ભોક્તા પણ નથી. પરદ્રવ્ય-શરીર તથા કર્મ વગેરે જડ વસ્તુઓના કર્તા-ભોક્તાપણાના ઉપચારની વાત તો દૂર રહી, અહીં તો આત્માનાં થતા ક્ષણિક વિકારભાવનો કર્તા-ભોક્તા પણ શુદ્ધનિશ્ચયથી નથી-એમ કહે છે.

૫—શુદ્ધનિશ્ચયથી આત્મા પોતાના શુદ્ધ સ્વભાવ-ભાવનો કર્તા-ભોક્તા છે. શુદ્ધનિશ્ચયથી એટલે કે આત્માનો

સ્વભાવ નિર્મળ આનંદમૂર્તિ પવિત્ર જ્ઞાતાસ્વરૂપ વીતરાગ છે તે સ્વભાવને જોનારી દૃષ્ટિએ જુઓ તો આત્મા પોતાના શુદ્ધસ્વભાવભાવનો કર્તા છે. અહીં 'સ્વભાવભાવ' એમ કહીને દ્રવ્ય-પર્યાયનું અભેદપણું-નિરપેક્ષપણું બતાવ્યું છે.

૬:—અંતર સ્વભાવના નિર્મળ લક્ષે જે દશા પ્રગટે તે કેવળજ્ઞાનાદિ દશાનો કર્તા-ભોક્તા પણ શુદ્ધસદ્ભૂત વ્યવહારે છે, નિશ્ચયથી તો કેવળજ્ઞાનાદિ દશાનો કર્તા-ભોક્તા પણ નથી કેમકે તેમાં પણ ભેદ પડે છે. અવસ્થાને ભોગવવી અને આત્મા ભોગવનાર એમ જાણતાં પણ બે ભેદ પડે છે તેથી તે વ્યવહારનય છે. શુદ્ધ-નિર્મળ પર્યાય પ્રગટે તેનો કર્તા-ભોક્તા તે પણ સદ્ભૂત વ્યવહાર! આ વાત દરેક આત્માના અંતરસ્વરૂપની છે. આત્મા રાગાદિનો કર્તા-ભોક્તા છે તે કર્તાપણું તો નિશ્ચયથી અજ્ઞાનભાવમાં જાય છે, પણ આત્મા નિર્મળ આનંદદશાનો કર્તા-ભોક્તા છે એમ જાણવું ત્યાં પણ ભેદ આવતા હોવાથી, તે સદ્ભૂતવ્યવહાર છે. ત્રિકાળ સ્વભાવદૃષ્ટિમાં કર્તા-ભોક્તાપણું નથી, કેમકે સ્વભાવદૃષ્ટિમાં તો એક અખંડ દ્રવ્ય છે; દ્રવ્ય-પર્યાયના ભેદ પણ સ્વભાવદૃષ્ટિમાં નથી. મોક્ષદશા પણ એક સમય પૂરતી છે; તે સમય સમય ટકીને બદલતાં ભલે અનંત કાળ એવી ને એવી એક સરખી રહે છતાં તે ત્રિકાળ એકરૂપ નથી. ત્રિકાળ એકરૂપ સ્વભાવ તે નિશ્ચય

છે, તેમાં કોઇ ભેદ નથી. એક સમય પૂરતી અવસ્થાનો ભેદ જાણવો તે વ્યવહાર છે; આત્માના અસલી સ્વરૂપમાં ભેદ ન પડે; એ અસલી સ્વરૂપનું જ્ઞાન કરવું તે શુદ્ધ નિશ્ચય છે.

આત્માનો સ્વભાવ ત્રિકાળ એકરૂપ છે; સંસારદશા હો કે સિદ્ધદશા હો પણ બન્ને દશામાં આત્માનો નિશ્ચયથી સ્વભાવ તો એક સરખો જ છે. મોક્ષ કે મોક્ષમાર્ગનો અનુભવ તે વ્યવહાર છે; આત્મામાં રાગાદિ વિકાર કાયમ રહેતો નથી; પણ રાગાદિ વિકાર આત્માની અવસ્થામાં થાય છે માટે તેનો કર્તા નિશ્ચયથી છે અને તે રાગાદિ મલિન ભાવો હોવાથી તેને અશુદ્ધનિશ્ચય કહ્યો છે. અશાંતિ ક્ષણિક છે–તે ટળી જાય છે, અને આત્મા તો પરમાનંદ-મૂર્તિ ત્રિકાળ શાંતિસ્વરૂપ છે. અશાંતિ ટળે છે માટે તે ક્ષણિક છે અને અશાંતિ ટાળનારો શાંતિસ્વભાવ ત્રિકાળ છે.

આત્મા માંદો પડે નહિ. શરીર નબળું પડે તેના કારણે આત્માને અશાંતિ થતી નથી. ઘરના બધા માણસો માંદા હોય અને બીજું કોઇ સંભાળ કરનાર ન હોય, ત્યારે મમતાને લીધે ચિંતા કર્યા કરે અને આકુળતા–અશાંતિનું વેદન કરે છે, પણ પોતાના શરીરને અસાધ્ય રોગ થશે ત્યારે શું કરશે? શરીરમાં રોગ ટાણે જો સ્વ-રૂપનું ભાન નહિ હોય તો સ્વરૂપની શાંતિ નહિ આવે, અને જો સ્વરૂપનું ભાન કર્યું હશે તો શરીરનો રોગ

અસાધ્ય થાય તોય શેની ચિંતા? શાંતસ્વરૂપમાં એકાગ્ર થઇને શાંતિ ભોગવશે.

આત્માનો સ્વભાવ ત્રિકાળ દૃષ્ટિએ વિકારરહિત છે છતાં વર્તમાન અવસ્થામાં રાગાદિથી લેપાયેલો છે; જો અવસ્થામાં વર્તમાન પૂરતી મલિનતા ન જ હોય તો સમજવું અને સમજાવવું એ કાંઇ ન હોય. અવસ્થામાં મલિનતા છે પણ તે આત્માનું સ્વરૂપ નથી તેથી તે ટાળવાનો ઉપાય બતાવાય છે. વર્તમાન દુઃખ છે તે ટાળવાનો ઉપાય હશે કે નહિ? જો ઉપાય ન હોય તો શું આત્માને આમ રખડયા જ કરવાનું અને દુઃખ જ ભોગવવાનાં? એમ તો હોઇ શકે નહિ. દુઃખ ટાળવાનો ઉપાય છે, અને તે ઉપાયથી દુઃખ ટળીને સુખ પ્રગટે છે. પરમ ગુરુઓની સેવા એટલે કે પરમ ગુરુઓએ કહેલા યથાર્થ આત્મસ્વરૂપની સમજણ તે જ દુઃખ ટાળવાનો ઉપાય છે એમ ટીકાકાર શ્રી પદ્મપ્રભઆચાર્યદેવ કહે છેઃ—

[ માલિની ]

अपि च सकलरागद्वेषमोहात्मको यः
परमगुरुपदाब्जद्वन्द्वसेवाप्रसादात् ।
सहजसमयसारं निर्विकल्पं हि बुद्ध्वा
स भवति परमश्रीकामिनीकान्तकान्तः ॥

સેવા એટલે પગ દાબવા એ નહિ, પણ તેમની આજ્ઞા

માનવી, કહે તેમ કરવું એટલે કે જે આત્મસ્વરૂપ તેઓ સમજાવે તે સમજવું તેનું નામ સેવા છે. ગુરુના નામની માળા જપે કે ગુરુ પાસે ઊઠ-બેસ કરે પણ તેઓ શું કહે છે તે સમજે નહિ તો તે સેવા કહેવાય નહિ. 'પરમ ગુરુની સેવા' કહેતાં તેમાં સાચા ગુરુની ઓળખાણ અને તેમનો સમાગમ કરવાનું આવ્યું. જેને-તેને ગુરુ માની જ્યાં-ત્યાં ભટકે છે તેને બદલે સાચા ગુરુને ઓળખી તેમની સમીપમાં રહેવું. પ્રત્યક્ષ ગુરુનો યોગ ન હોય તો આત્મામાં સમીપ રહેવું—સત્‌નું લક્ષ છોડવું નહિ

શ્રીમદ્ રાજચંદ્રજીએ કહ્યું છે કે—

'સંત વિના અંતની વાતમાં અંત પમાતો નથી.' સત્સમાગમે સત્-અસત્‌નો વિવેક કર્યા વગર સાચી ઓળખાણ થાય નહિ. પરમ ગુરુના ચરણકમળની સેવા-તેનો અર્થ ગુરુના પગ ઝાલીને બેસી રહેવું તેમ નથી, પણ તેમની આજ્ઞાની સાચી સમજણ અને શ્રદ્ધા કરવી તે સેવા છે. ક્ષેત્રથી નજીક આવ્યો માટે સત્સમાગમ કહેવાય-એમ નહિ, પણ તેમના ભાવની સમીપ જવું તે સત્સમાગમ છે.

સંસારમાં પણ જેમ બાપ કરે તેમ દીકરો કરે તો તેને બાપનો સેવા કરી કહેવાય છે. જેમ બાપ દગા-પ્રપંચ કરીને વેપાર કરતો હોય, અને છોકરો જો તે દગા-પ્રપંચ ન શીખે તો તેને નમાલો કહે અને જો બાપ કરતાં સવાયા

દગા-પ્રપંચ કરે તો તેને હોશિયાર કહેવાય, તે તો સંસારમાં રખડવાની સેવા કરી કહેવાય; તેમ કોઈ સદ્‌ગુરુદેવ પાસે આખો દિવસ રહે પરંતુ તેમના ભાવ ન સમજે તો તે સેવા ન કહેવાય. ગુરુદેવ શું કહે છે તે આશય બરાબર પોતાના ભાવમાં સમજી જાય તો સેવા કરી કહેવાય.

પરમ ગુરુની સેવાના પ્રસાદથી સર્વ રાગ-દ્વેષનો નાશ થઇ મોક્ષદશા થાય છે. શરીર, મન, વાણીથી ભિન્ન અને રાગ તથા ભેદથી રહિત અખંડ જ્ઞાયકસ્વરૂપને એકરૂપ ઓળખવું તે પરમ ગુરુની સેવાનો પ્રસાદ છે એ પ્રસાદથી અર્થાત્ આત્મસ્વરૂપનાં શ્રદ્ધા-જ્ઞાન અને સ્થિરતાથી આત્મા મોક્ષરૂપી પરમ સ્ત્રીનો કાન્ત થાય છે-સ્વામી થાય છે. શ્રદ્ધા-જ્ઞાન અને સ્થિરતાદ્વારા પૂર્ણ નિર્મળદશા એવી પ્રગટે કે તે અનંતકાળ રહે.

ટીકાકાર આચાર્યદેવ કહે છે કે—

[ અનુષ્ટુપ ]

भावकर्मनिरोधेन द्रव्यकर्मनिरोधनम् ।
द्रव्यकर्मनिरोधेन संसारस्य निरोधनम् ॥

આત્મા પોતાના રાગાદિ રહિત શુદ્ધસ્વરૂપને સમજે અને તેમાં સ્થિરતા કરે તો રાગ-દ્વેષ રોકાય એટલે ભાવકર્મ ન થાય, ભાવકર્મનો અભાવ થતાં દ્રવ્યકર્મ પણ ન થાય અને દ્રવ્યકર્મ ન થાય તો નોકર્મ-શરીરાદિ ન મળે અને સંસાર ન રહે.

માનવી, કહે તેમ કરવું એટલે કે જે આત્મસ્વરૂપ તેઓ સમજાવે તે સમજવું તેનું નામ સેવા છે. ગુરુના નામની માળા જપે કે ગુરુ પાસે ઊઠ-બેસ કરે પણ તેઓ શું કહે છે તે સમજે નહિ તો તે સેવા કહેવાય નહિ. 'પરમ ગુરુની સેવા' કહેતાં તેમાં સાચા ગુરુની ઓળખાણ અને તેમનો સમાગમ કરવાનું આવ્યું. જેને-તેને ગુરુ માની જ્યાં-ત્યાં ભટકે છે તેને બદલે સાચા ગુરુને ઓળખી તેમની સમીપમાં રહેવું. પ્રત્યક્ષ ગુરુનો યોગ ન હોય તો આત્મામાં સમીપ રહેવું—સત્‌નું લક્ષ છોડવું નહિ

શ્રીમદ્ રાજચંદ્રજીએ કહ્યું છે કે—

'સંત વિના અંતની વાતમાં અંત પમાતો નથી.' સત્સમાગમે સત્-અસત્‌નો વિવેક કર્યા વગર સાચી ઓળખાણ થાય નહિ. પરમ ગુરુના ચરણકમળની સેવા-તેનો અર્થ ગુરુના પગ ઝાલીને બેસી રહેવું તેમ નથી, પણ તેમની આજ્ઞાની સાચી સમજણ અને શ્રદ્ધા કરવી તે સેવા છે. ક્ષેત્રથી નજીક આવ્યો માટે સત્સમાગમ કહેવાય-એમ નહિ, પણ તેમના ભાવની સમીપ જવું તે સત્સમાગમ છે.

સંસારમાં પણ જેમ બાપ કરે તેમ દીકરો કરે તો તેને બાપની સેવા કરી કહેવાય છે. જેમ બાપ દગા-પ્રપંચ કરીને વેપાર કરતો હોય, અને છોકરો જો તે દગા-પ્રપંચ ન શીખે તો તેને નમાલો કહે અને જો બાપ કરતાં સવાયા

દગા-પ્રપંચ કરે તો તેને હોશિયાર કહેવાય, તે તો સંસારમાં રખડવાની સેવા કરી કહેવાય; તેમ કોઈ સદ્‌ગુરુદેવ પાસે આખો દિવસ રહે પરંતુ તેમના ભાવ ન સમજે તો તે સેવા ન કહેવાય. ગુરુદેવ શું કહે છે તે આશય બરાબર પોતાના ભાવમાં સમજી જાય તો સેવા કરી કહેવાય.

પરમ ગુરુની સેવાના પ્રસાદથી સર્વ રાગ-દ્વેષનો નાશ થઇ મોક્ષદશા થાય છે. શરીર, મન, વાણીથી ભિન્ન અને રાગ તથા ભેદથી રહિત અખંડ જ્ઞાયકસ્વરૂપને એકરૂપ ઓળખવું તે પરમ ગુરુની સેવાનો પ્રસાદ છે એ પ્રસાદથી અર્થાત્ આત્મસ્વરૂપનાં શ્રદ્ધા-જ્ઞાન અને સ્થિરતાથી આત્મા મોક્ષરૂપી પરમ સ્ત્રીનો કાન્ત થાય છે-સ્વામી થાય છે. શ્રદ્ધા-જ્ઞાન અને સ્થિરતાદ્વારા પૂર્ણ નિર્મળદશા એવી પ્રગટે કે તે અનંતકાળ રહે.

ટીકાકાર આચાર્યદેવ કહે છે કે—

[ અનુષ્ટુપ ]

भावकर्मनिरोधेन द्रव्यकर्मनिरोधनम् ।
द्रव्यकर्मनिरोधेन संसारस्य निरोधनम् ॥

આત્મા પોતાના રાગાદિ રહિત શુદ્ધસ્વરૂપને સમજે અને તેમાં સ્થિરતા કરે તો રાગ-દ્વેષ રોકાય એટલે ભાવકર્મ ન થાય, ભાવકર્મનો અભાવ થતાં દ્રવ્યકર્મ પણ ન થાય અને દ્રવ્યકર્મ ન થાય તો નોકર્મ-શરીરાદિ ન મળે અને સંસાર ન રહે.

ટીકાકાર આચાર્યદેવ કહે છે કે—

[ વસંતતિલકા ]

संज्ञानभावपरिमुक्तविमुग्धजीवः
कुर्वन् शुभाशुभमनेकविधं स कर्म ।
निर्मुक्तमार्गमणुमप्यभिवाञ्छितुं नो
जानाति तस्य शरणं न समस्ति लोके ॥

અનાદિકાળથી સ્વરૂપના સાચા જ્ઞાનથી ભ્રષ્ટ થઈને અજ્ઞાનભાવે પુણ્ય–પાપ કરે છે અને તેને પોતાનાં માને છે, પણ પુણ્ય–પાપ રહિત આત્માના સ્વરૂપને ઓળખતો નથી. સ્વરૂપના અજ્ઞાનમાં અનંત કાળ સંસારમાં ગયો, પણ જો આત્માના નિર્મળ અબંધસ્વરૂપની થોડી ઇચ્છા કરે–રુચિ કરે અને રુચિથી સ્વરૂપને સમજે તો સંસાર રહે નહિ. ' થોડી ઇચ્છા કરે ' એમ કહેવાનો હેતુ એમ છે કે આત્માની સમજણ કરવામાં ઘણો ( કેવળજ્ઞાન જેટલો ) પુરુષાર્થ નથી, પણ આત્મસ્વરૂપની સમજણ સહેલી છે; દરેક જીવ આત્માની સાચી ઓળખાણ કરી શકે છે. પંચમકાળના જીવો આત્માની ઓળખાણ ન કરી શકે–એ વાત ખોટી છે. આત્માની સમજણ માટે તો ચોથો કાળ કે પંચમકાળ બંને સરખાં જ છે. આત્માના બંધનરહિત સ્વરૂપની રુચિ કરે તો સમ્યગ્જ્ઞાન થઈને કેવળજ્ઞાન થયા વગર રહે નહિ. બીજ ઊગી તે પૂર્ણિમા થાય જ. અહીં " અબંધસ્વરૂપ

આત્માની રુચિ " એમ આત્મા તરફથી ભાષા લીધી છે, પણ 'કર્મ ખસી જતાં આત્માના ગુણનો ઉઘાડ થાય' એમ પરાશ્રિત ભાષા લીધી નથી. શુદ્ધ આત્મસ્વભાવના લક્ષે એકવાર પણ રુચિ કરીને સ્વરૂપને જાણે તો સ્વાધીન-સ્વભાવના શરણે કેવળજ્ઞાન પ્રગટે. આ લોકમાં આત્મા સિવાય બીજું કાંઈ શરણભૂત નથી.

ટીકાકાર કહે છે કેઃ—

[ વસંતતિલકા ]

यः कर्मशर्मनिकरं परिहृत्य सर्वम्
निःकर्मशर्मनिकरामृतवारिपूरे ।
मज्जन्तमत्यधिकचिन्मयमेकरूपं
स्वं भावमद्वयममुं समुपैति भव्यः ॥

જે જીવ કર્મથી ઉત્પન્ન થયેલું એવું જે સંપૂર્ણ બાધા-સહિત સુખ તેનો ત્યાગ કરે છે અર્થાત્ શુભ–અશુભભાવ અને તેના ફળનો જે સંપૂર્ણ ત્યાગ કરે છે તે ભવ્ય જીવ કર્મરહિત નિરાકુળ આનંદસમૂહરૂપ અમૃતસમુદ્રમાં ડૂબેલા અત્યંત શુદ્ધ ચૈતન્યમય એકરૂપ અદ્વિતીય પોતાના આત્મિક ભાવને પામે છે.

પુણ્ય–પાપના ભાવને પોતાના માને અને પુણ્યના ફળમાં મળેલી સગવડતાનો ભોગવટો કરવાની આકુળતા કરે તે બાધાસહિત સુખ છે. જેમ લાડવા ખાવા તેમાં સુખ માન્યું હોય તો તે સુખ બાધાસહિત છે એટલે કે ખરેખર સુખ

નથી. સુખની હદ ન હોય-કંટાળો ન હોય. લાડવામાં જો સુખ હોય તો બે કે ત્રણ લાડવા ખાઈને પછી કેમ તેના ઉપર અણગમો આવે છે? જો તેમાં સુખ હોય તો શું સુખ ઉપર અણગમો હોય? અજ્ઞાનીઓ તેમાં સુખ માને છે તેથી અહીં તેને બાધા સહિત સુખ કહ્યું છે-અને તે છોડવાનું કહ્યું છે. સંસારના સંપૂર્ણ વિઘ્નવાળા સુખને જો અંતરથી છોડી દે તો તે ભવ્ય સમ્યગ્દષ્ટિ જીવ આત્માના નિર્બાધ નિરાકુળ આનંદના સમૂહરૂપ અમૃતસમુદ્રમાં ડૂબીને-લીન થઈને તેનો અનુભવ કરે છે, અને અત્યંત શુદ્ધ સોળવલ્લા સુવર્ણની જેમ શુદ્ધ ચૈતન્યમય એકરૂપ અદ્વિતીય એવા પોતાના આત્મભાવને પ્રાપ્ત કરે છે.

હવે ટીકાકાર આચાર્યદેવ શુદ્ધઆત્માના અનુભવની ભાવનારૂપ કલશ કહે છેઃ—

[ માલિની ]

असति सति विभावे तस्य चिंतास्ति नो नः
सततमनुभवामः शुद्धमात्मानमेकम् ।
हृदयकमलसंस्थं सर्वकर्मप्रमुक्तम्
न खलु न खलु मुक्तिर्नान्यथास्त्यस्ति तस्मात् ॥

આચાર્યદેવ ભાવના કરે છે કે—મારા સ્વભાવમાં કોઈ પુણ્ય-પાપરૂપ વિકાર નથી, તેથી જે મારામાં નથી તેની મને ચિંતા નથી. હું સર્વ કર્મથી રહિત મારા શુદ્ધ

સ્વભાવનો અનુભવ કરું છું; કેમકે તે સિવાય—આત્માની શાંતિના વેદન સિવાય બીજો કોઇ મુક્તિનો ઉપાય નથી.

ટીકાકાર આચાર્યદેવ કહે છે કે—

[ માલિની ]

व्यवहरणनयोयं निश्चयान्नैवसिद्धि
र्न च भवति भवो वा निर्णयोऽयं बुधानाम् ॥

સંસારી જીવમાં રાગાદિ વિકારી અવસ્થા હોય છે અને સિદ્ધદશામાં નિત્ય શુદ્ધ નિર્વિકારી દશા હોય છે—એમ જીવોની અવસ્થામાં બે ભેદ પાડવા તે વ્યવહાર છે, વર્તમાનદૃષ્ટિ છે. પરમાર્થે આત્મા સંસાર-મોક્ષ એવા બે પડખાંથી રહિત નિત્ય એકરૂપ છે. જ્ઞાનીઓનો પરમાર્થ-નિર્ણય છે કે-ભગવાન આત્મા બંધ-મોક્ષનાં બે પડખાંથી રહિત છે; બંધ-મોક્ષ તે વ્યવહારે છે ખરા, સર્વથા અભાવ-રૂપ નથી, પરંતુ અહીં વર્તમાનદૃષ્ટિ ગૌણ કરીને ત્રિકાળી-સ્વભાવથી જોતાં ખરેખર આત્મા એકરૂપ નિરપેક્ષ છે.

જો નિમિત્તની અપેક્ષા લ્યો તો બંધ-મોક્ષ એવાં બે પડખાં પડે છે, પણ જો નિમિત્તની અપેક્ષા ન લેતાં, એકલું નિરપેક્ષ દ્રવ્ય લક્ષમાં લ્યો તો તે ત્રિકાળ એકરૂપ છે, તેમાં બંધ-મોક્ષના ભેદ નથી. આવા નિરપેક્ષ દ્રવ્યના લક્ષે નિર્મળ પર્યાય પ્રગટે છે.

ત્રિકાળ નિરપેક્ષ પરિપૂર્ણ સ્વભાવના લક્ષને છોડીને,

'સંસારદશા વખતે મોક્ષદશા ન હોય અને મોક્ષદશા વખતે સંસારદશા ન હોય' એવા વિકલ્પ કરી, બે ભેદ પાડી અવસ્થા ઉપર કોણ લક્ષ કરે? અવસ્થા ઉપર દૃષ્ટિ કરતાં તો વિકલ્પ ઊઠે છે; સ્વભાવદૃષ્ટિમાં સંસારદશા કે મોક્ષદશાનું લક્ષ નથી, એવા એકરૂપ સ્વભાવ ઉપર દૃષ્ટિનું જોર તે જ પરમાત્મદશા પ્રગટવાનું કારણ છે, બહારના ભંગભેદનુ લક્ષ પરમાત્મદશાનુ કારણ નથી. ॥ ૧૮ ॥



વ્યાખ્યાન નં. ૨૧ તા ૧૧–૫–૪૪ ગુરુ

ગાથા ૧૯

અહીં સુધી અનેક પ્રકારે જીવદ્રવ્યની ઓળખાણ આપી ઘણા ઘણા પડખેથી જીવદ્રવ્યનું વર્ણન કર્યું. હવે જીવ અધિકાર પૂરો કરતાં છેલ્લી ગાથામાં આચાર્ય શ્રી કુંદકુંદભગવાન બે નયોની સાર્થકતા બતાવે છેઃ—

दव्वत्थिएण जीवा वदिरित्ता पुव्वभणिदपज्जाया ।
पज्जयणयेण जीवा संजुत्ता हौंति दुविहेहिं ॥ १९ ॥
द्रव्यार्थिकेन जीवा व्यतिरिक्ता पूर्वभणितपर्य्यायात् ।
पर्य्यायनयेन जीवा संयुक्ता भवंति द्वाभ्याम् ॥ १९ ॥

દ્રવ્યાર્થિકનયે પૂર્વે કહેલી અર્થપર્યાય અને વ્યંજન-પર્યાયોથી જીવ જુદો છે, પરંતુ પર્યાયાર્થિકનયે જીવ તે પર્યાયો સહિત છે–આવો બંને નયોનો અભિપ્રાય છે.

સર્વજ્ઞ ભગવાને આત્મપદાર્થને સત્તામાત્ર અવિકારીપણે પણ જોયો છે અને સમયે સમયે વિકારીપણે બદલતો પણ જોયો છે. એટલે વસ્તુને જાણવાનાં બે પડખાં છે: (૧) ત્રિકાળ અવિકારી સ્વભાવને જોનાર દ્રવ્યાર્થિકનય અને (૨) વર્તમાન પૂરતી અવસ્થાને જોનાર પર્યાયાર્થિકનય. આત્મા વસ્તુ છે, તેમાં અનંત ગુણો છે, અને દરેક ગુણની સમયે સમયે અવસ્થા થાય છે. એક ગુણની એક સમયે એક જ અવસ્થા પ્રગટ હોય, બાકીનું બધું સત્ત રૂપે-ધ્રુવ-રૂપે છે, એટલે એક સમય પૂરતી પ્રગટ અવસ્થાને લક્ષમાં ગૌણ કરીને જો ત્રિકાળી દ્રવ્યને જુઓ તો તે કાયમ એકરૂપ છે, તેમાં બંધ-મોક્ષ, વિકાર નથી, અને અવસ્થા-દૃષ્ટિએ જોતાં એક સમયની અવસ્થામાં બંધ-મોક્ષ છે.

વસ્તુને બે પડખેથી જોવાય, એક તો ત્રિકાળી સામર્થ્ય-રૂપ સ્વભાવદૃષ્ટિથી અને બીજું-વર્તમાન અવસ્થારૂપ પર્યાયદૃષ્ટિથી. આ બંને જ્ઞાનનાં પડખાં છે-તેને નય કહે-વામાં આવે છે. નય એટલે સાચા જ્ઞાનનો એક અભિપ્રાય.

વસ્તુમાં અનંત ગુણો છે, વર્તમાન અવસ્થામાં તે બધા ગુણ પૂરા પ્રગટ ન હોય, પણ તે ગુણની એક અવસ્થા જ પ્રગટ હોય, એક ગુણની બધી અવસ્થા વર્તમાન એક સમયમાં પ્રગટ ન હોય; એક સમયની પ્રગટ અવસ્થા વખતે દ્રવ્ય-ગુણ-પર્યાયથી અભેદ પરિપૂર્ણ દ્રવ્યસ્વભાવ સત્તારૂપ છે. આખો સત્તાસ્વભાવ છે તે

દૃષ્ટિએ જોવું તેને દ્રવ્યાર્થિકનય કહે છે; અને વર્તમાન પર્યાયને જોવી તે પર્યાયાર્થિકનય છે. બે નયોની અપેક્ષા-પૂર્વકનો ઉપદેશ જ જૈનોને માન્ય છે. [જો બે નયોની અપેક્ષા ન રાખવામાં આવે તો સર્વથા એકાંત થઈ જાય, તે માન્ય નથી, કેમકે વસ્તુનું સ્વરૂપ એકાંત નથી.]

વસ્તુને જાણતાં બે અપેક્ષાઓ પડે છે; એક, ત્રિકાળ નિર્મળ છે તે વસ્તુને જોનારી દૃષ્ટિ અને બીજી, સમયે સમયે અવસ્થા થાય છે તેને જોનારી દૃષ્ટિ. આત્મા અસંખ્ય પ્રદેશી છે, તે પ્રદેશોની અવસ્થા પંદરમી ગાથામાં વિસ્તારથી કહી છે. આત્માના પ્રદેશોનો મનુષ્યાકૃતિરૂપ વિકારી આકાર એક જ સમયનો છે-તે વિભાવવ્યંજનપર્યાય છે. શરીરના નિમિત્ત કારણથી આત્માના પ્રદેશોમાં જે આકાર થાય છે તે વ્યંજનપર્યાય વિકારી છે, અને આત્માના [પ્રદેશત્વ ગુણ સિવાયના] ગુણોનું બદલવું તે અર્થપર્યાય છે. આ બંને પર્યાયો એક સમય પૂરતી છે તેને લક્ષમાં લેનાર જ્ઞાનના પડખાને પર્યાયાર્થિકનય કહેવાય છે, અને તે પર્યાય-રહિત આખું દળ જે ત્રિકાળ એકરૂપ છે તેને લક્ષમાં લ્યે તે જ્ઞાનને દ્રવ્યાર્થિકનય કહે છે. દ્રવ્યાર્થિકનયથી વસ્તુ એકરૂપ નિરપેક્ષ છે, તેમાં વિકાર કે બંધ-મોક્ષ નથી, પણ તેથી કાંઈ વર્તમાન રાગાદિવાળી અવસ્થા છે જ નહિ-એમ નથી. જો તે અવસ્થા ન હોય તો પર્યાયાર્થિકનય જ રહે નહિ અને એકાંતવાદનો પ્રસંગ આવી પડે. પણ

વર્તમાન એક સમય પૂરતી અવસ્થાને જોતાં બંધ-મોક્ષ છે, વિકાર છે, તે અવસ્થાને લક્ષમાં લેનાર જ્ઞાનને પર્યાયાર્થિકનય કહે છે. જેમ કોઈ ૬૦ વર્ષની ઉમરનો માણસ હોય, તેને એકેક સમય કરતાં કરતાં ૬૦ વર્ષ થયા છે, તેને જોતાં એકલું સામાન્ય માણસપણું લક્ષમાં લેવું તે જ્ઞાનની અપેક્ષાનો એક ભાગ છે તેને દ્રવ્યાર્થિકનય કહેવાય, અને ક્ષણ ક્ષણ પૂરતી બાલ-યુવાન વગેરે અવસ્થાને લક્ષમાં લેવી તેને પર્યાયાર્થિકનય કહે છે. મનુષ્યની ૬૦ વર્ષની અવસ્થા એક સમયે તો આવી ગઈ નથી. ૬૦ વર્ષમાં વર્તમાન તો એક જ સમય હોય, એક સમય સમય કરતાં ૬૦ વર્ષ થયા છે; તેમ આત્મા અનાદિ અનંત વસ્તુ છે, ત્રિકાળ એકરૂપ અનંત ગુણનો પિંડ છે. દરેક ગુણમાં અનાદિ-અનંત કાળની અવસ્થાનું સામર્થ્ય છે. એક સમયની અવસ્થામાં આખી વસ્તુ કે ગુણ ન આવી જાય, તેમ જ આખી વસ્તુ એક સમયની અવસ્થા જેટલી ન થઈ જાય. વસ્તુ એક સમય પૂરતી નથી. જો વસ્તુ એક સમય પૂરતી હોય તો એક સમય બદલીને બીજે સમય આવતાં આખી વસ્તુનો નાશ થઈ જાય.

આ વસ્તુનો ધર્મ કહેવાય છે. ધારી રાખે તે ધર્મ. પોતાના ગુણ-પર્યાયને ટકાવી રાખવા તે વસ્તુનો ધર્મ છે. ક્ષણે ક્ષણે થતી અવસ્થાને અને ગુણને વસ્તુ

ટકાવી રાખે છે-ધારી રાખે છે. રાગાદિ વિકારી ક્ષણિક અવસ્થાને પણ વસ્તુ એક સમય માત્ર ટકાવી રાખે છે, તેથી તે વિકારી ધર્મ છે. દ્રવ્ય જુદું અને તેની વિકારી અવસ્થા તેનાથી જુદી એમ નથી, પણ દ્રવ્યની અવસ્થામાં સમય પૂરતો વિકાર છે તે બતાવવા વિકારને ટકાવી રાખવો તેને પણ ધર્મ કહ્યો છે. અહીં ધર્મ શબ્દ, 'ત્રિકાળી સ્વભાવ' એ અર્થમાં નથી. વિકારી પર્યાયને ધારણ કરી રાખે છે તે વસ્તુનો ધર્મ છે; અહીં જે 'ધર્મ' કહ્યો તે મોક્ષનું કારણ નથી, પણ ક્ષણિક અવસ્થા છે તે બતાવવા માટે તેને ધર્મ કહ્યો છે. આત્માનાં નિર્મળ સ્વાભાવિક ગુણો તે ત્રિકાળી ધર્મ છે, અને અવસ્થામાં વિકાર છે તે ક્ષણિક ધર્મ છે. એક ક્ષણિક ધર્મ અને બીજો ત્રિકાળી ધર્મ એટલે કે વર્તમાન અવસ્થા અને ત્રિકાળી સ્વભાવ; એમ બે પડખાં પાડયાં, તેને જાણનાર જ્ઞાનનાં બે પડખાં તે દ્રવ્યાર્થિકનય અને પર્યાયાર્થિકનય છે. ત્રિકાળી સ્વભાવને મુખ્ય કરીને અને અવસ્થાને ગૌણ કરીને, ત્રિકાળ એકરૂપ મુક્ત જ છું, બંધ-મોક્ષ સ્વભાવમાં નથી, એમ ત્રિકાળ અવિચળ (ચળપણા રહિત, ફેરફાર રહિત) સ્વભાવને લક્ષમાં લેવો તે દ્રવ્યાર્થિકનય છે; પણ અવસ્થામાં રાગાદિ છે તેનું પણ જ્ઞાન હોવું જોઇએ. જો અવસ્થામાં રાગાદિ સર્વથા ન જ હોય તો પરમાનંદ મુક્તદશા પ્રગટ હોય અને પરમાનંદ મુક્તદશા હોય તો સમજવાનો ઉપદેશ આપવાનું કે ઉપદેશ સાંભળવાનું પણ ન હોય.

પરંતુ હજી અધૂરી અવસ્થા છે ત્યાં રાગાદિ છે, તેનું જ્ઞાન કરવું તે પર્યાયાર્થિકનય છે.

રાગાદિ તે અર્થપર્યાય છે, અને આત્મપ્રદેશોનો આકાર તે વ્યંજનપર્યાય છે. જેટલી જગ્યાને એક નાનામાં નાનો પરમાણુ રોકે તેટલી જગ્યાને એક 'પ્રદેશ' કહેવાય છે, એવા અસંખ્ય પ્રદેશને રોકે તેટલો એક આત્મા પહોળો છે, એટલે કે આત્મા અસંખ્યપ્રદેશી છે. શરીરાકારે તે પ્રદેશોની અવસ્થા તે વ્યંજનપર્યાય છે. વ્યંજનપર્યાય પણ ક્ષણિક છે, તે અવસ્થાને લક્ષમાં લેવી તે પર્યાયાર્થિકનય છે. આત્માના ત્રિકાળ એકરૂપ અનાદિ અનંત સ્વભાવને લક્ષમાં લેવો તે વસ્તુદૃષ્ટિ છે.

આત્મામાં જે હાલત થાય તે હાલત પૂરતો આત્મા નથી નિર્મળ પર્યાય-જેટલો પણ આત્મા નથી. જો આત્મા નિર્મળ પર્યાય જેટલો જ હોય તો તે નિર્મળ પર્યાય પછી બીજી પર્યાય ક્યાંથી આવે? આત્માની જે જે અવસ્થા થાય તે બધી-ત્રણકાળની અવસ્થાનું સામર્થ્ય વસ્તુમાં ત્રિકાળ પૂરું છે, તેને લક્ષમાં લેવું તેને દ્રવ્યદૃષ્ટિ, તત્ત્વદૃષ્ટિ, પરમાર્થદૃષ્ટિ, વસ્તુદૃષ્ટિ, સાચી દૃષ્ટિ અથવા દ્રવ્યાર્થિકનય કહેવાય છે.

બે નયો છે–તે બંને નયોનું જ્ઞાન હોવું જોઈએ. મનુષ્ય-પર્યાય, દેવપર્યાય વગેરેરૂપ ક્ષણે ક્ષણે જે આકાર થાય છે તે વ્યંજનપર્યાય (આત્માના પ્રદેશત્વ ગુણની પર્યાય) છે,

તે સમય પૂરતી છે, તેને જો ન જાણે તો આખી વસ્તુનું પૂરું જ્ઞાન નથી; અને પર્યાયને જ જાણે પણ ગુણપર્યાયના સમૂહથી પૂર્ણ ત્રિકાળી વસ્તુને ન જાણે તોપણ જ્ઞાન પૂરું નથી અર્થાત્ તે જ્ઞાન સાચું નથી. અનંત ગુણપર્યાયોથી અભેદ દ્રવ્યને લક્ષમાં લેવું તે દ્રવ્યાર્થિકનય અને વર્તમાન અવસ્થાને લક્ષમાં લેવી તે પર્યાયાર્થિકનય-તે બન્ને થઇને જ્ઞાન સાચું થાય છે.

આ તો વિષય બહુ સરસ આવ્યો છે. આ તો અનાદિની ઊંઘ ઉડાડવાનાં ટાણાં આવ્યાં છે અને આવે વખતે ઝોકાં કેમ આવે...? આત્માની દરકાર કરીને બરાબર સમજવું જોઇએ.

બે અપેક્ષાઓ બરાબર સમજવી જોઇએ. બે અપેક્ષાઓ ઉપર આખા જૈનશાસનનું કથન છે. જૈનશાસન એટલે વસ્તુસ્વભાવ, વસ્તુસ્વભાવ બે અપેક્ષાદ્વારા સમજાવી શકાય છે. ત્રિલોકનાથ તીર્થંકર દેવાધિદેવ સર્વજ્ઞ ભગવાને પોતાના પૂર્ણ જ્ઞાનમાં જેવો પૂરો વસ્તુસ્વભાવ જાણ્યો તેવો જ સ્વભાવ કહ્યો છે, સાંભળનારનું જ્ઞાન ઊણું છે પણ વસ્તુસ્વભાવ પૂરો છે; ઊણા જ્ઞાનમાં પૂરો વસ્તુસ્વભાવ એક સાથે આવી શકતો નથી તેથી અપેક્ષા દ્વારા વસ્તુનાં પડખાંને મુખ્ય-ગૌણ કરીને સમજાવવામાં આવે છે. જો વસ્તુસ્વભાવમાં પરિપૂર્ણતા ન હોય તો મુખ્ય-ગૌણ કરીને પૂર્ણતા સમજાવવાનું હોય નહિ અને

જો જ્ઞાન પૂરું હોય તોપણ ભેદ પાડીને સમજાવવું પડે નહિ, કેમકે પૂરા જ્ઞાનમાં તો પૂરી વસ્તુનું [દ્રવ્ય-પર્યાયનું] જ્ઞાન એક સાથે હોય છે, પણ જ્ઞાન અધૂરું છે એટલે તે દ્રવ્ય-પર્યાયસ્વરૂપ પૂર્ણ વસ્તુને એક સાથે લક્ષમાં લઇ શકતું નથી, માટે મુખ્ય-ગૌણ કરીને સમજાવવું પડે છે.

ઘણા પરમાણુઓ મળીને તેની લાકડારૂપ અવસ્થા થઇ, તે લાકડારૂપ અવસ્થા સમયે સમયે બદલાય છે. લાકડારૂપ અવસ્થા જેટલી વસ્તુ નથી, પણ વસ્તુ તો ત્રિકાળ પરમાણુ છે તેની 'લગભગ સરખી' અવસ્થા અમુક કાળ રહે છે તેથી 'લાકડું મૂળ વસ્તુ છે' એમ, મૂળ વસ્તુ ન જાણનારાને ભ્રમ પડે છે. મૂળ વસ્તુ તો પરમાણુઓ છે, લાકડું તેની ક્ષણિક અવસ્થા છે, તે અવસ્થા જેટલી વસ્તુ નથી. વસ્તુ કાયમ રહીને તેની અવસ્થા સમયે સમયે બદલ્યા વિના રહે નહિ. આત્મા ત્રિકાળી વસ્તુ છે, તેની સમયે સમયે અવસ્થા બદલાય છે; એક સમયે એક જ અવસ્થા હોય છે. ત્યાં સ્થૂળ દૃષ્ટિવાળો વર્તમાન અવસ્થાને જ જુએ છે અને તે અવસ્થા જેટલું જ દ્રવ્ય માને છે-તેની દૃષ્ટિ ખોટી છે, પણ વર્તમાન અવસ્થા પાછળ રહેલું ત્રિકાળી તત્ત્વ છે તેને લક્ષમાં લેવું તે દ્રવ્યદૃષ્ટિ છે અને તે જ સત્યદૃષ્ટિ છે.

બે નયોમાંથી એકનો જ ઉપદેશ કરે તો તે યથાર્થ નથી. પર્યાય ઉપરનું વલણ છોડાવીને દ્રવ્ય ઉપર વલણ કરાવવા કહ્યું કે ત્રિકાળી સ્વભાવ તરફ દૃષ્ટિ કર, અંતર

સ્વભાવ એકરૂપ છે તેને જો અહીં 'અંતર સ્વભાવને જો' એમ કહેતાં જ અંતર સ્વભાવ તરફ વળવારૂપ અવસ્થા પણ સિદ્ધ થઈ ગઇ, અને અવસ્થાનું પરિણમન પણ સિદ્ધ થઇ ગયું. વર્તમાન અવસ્થા પરવલણ તરફ જાય છે તેને સ્વવલણ તરફ વાળવા કહેવામાં આવે છે. અવસ્થાનું પરિણમન તો દરેક જીવને સમયે સમયે છે, પણ એક અવસ્થા બદલીને બીજી અવસ્થા થાય તે, જીવ બહારમાં એકાકાર કરે કે અંતર સ્વભાવમાં એકાકાર કરે તેના ઉપર અશુદ્ધતા કે શુદ્ધતા પ્રગટવાનો આધાર છે. જો અંતરમાં પરિપૂર્ણ શુદ્ધતા ન હોય તો પ્રગટ કરવાનું જ રહે નહિ અને જો વર્તમાનમાં તે શુદ્ધતા પ્રગટ હોય તોપણ કરવાનું રહે નહિ—આમાં સ્વભાવ અને પર્યાય બંને સિદ્ધ થઈ ગયાં. સ્વભાવ પૂરો છે અને અવસ્થા અધૂરી છે એમ જાણે તો પૂરા સ્વભાવના લક્ષે અવસ્થાની પૂર્ણતા પ્રગટ કરે.

વર્તમાન અવસ્થા પરમાં એકાકાર હોવાથી વર્તમાન પર્યાય રાગાદિવાળી અશુદ્ધ છે. તે અવસ્થા એક સમય પૂરતી છે. બીજે સમયે તે અવસ્થા બદલીને જો સ્વમાં એકાકાર કરે તો શુદ્ધતા પ્રગટે છે અને અશુદ્ધતા ટળે છે, એટલે સ્વ તરફ વળતાં નિર્મળ પર્યાય પ્રગટે છે.

વસ્તુદષ્ટિએ આત્મા એકરૂપ છે; અવસ્થાદષ્ટિએ વ્યંજનપર્યાય વર્તમાન વિકારરૂપ પર્યાય છે, અને અવ્યંજન

એટલે અપ્રગટ પર્યાય પણ છે. પ્રગટરૂપ પર્યાયને લક્ષમાં લેવી તે વ્યવહાર છે; કેમકે પર્યાયનું લક્ષ કરતાં, અખંડ વસ્તુમાં એક સમયનો ખંડ થઇને તે લક્ષ થયું છે.

આચાર્યદેવ આ ગાથામાં તો નય-અપેક્ષાથી એમ કહે છે કે-વિકાર, આકાર અને નિર્મળ અવસ્થા બધા આત્મામાં ત્રિકાળ છે. બધા આત્મામાં કહેતાં સિદ્ધના આત્મા પણ આવ્યા, અને સિદ્ધભગવાનમાં પણ વિકાર છે, એમ નય અપેક્ષાથી આવ્યું, તેમ જ સંસારી જીવમાં શુદ્ધતા છે એમ પણ આવ્યું. તે કઈ રીતે એનો ખૂલાસો આગળ આવે છે.

પ્રશ્ન:—સિદ્ધને વિકાર કેમ કહી શકાય ? અને આકાર અસંખ્યપ્રદેશી એક જ પ્રકારે છે-આકૃતિ બદલતી નથી, એકલો આત્મા જ છે તેને રાગાદિની અવસ્થા કે આકાર [ વિભાવ અર્થપર્યાય કે વ્યંજનપર્યાય ] પણ બદલતું નથી, છતાં અહીં ' આકાર, વિકાર અને નિર્મળ અવસ્થા બધા આત્મામાં ત્રિકાળ છે ' એમ કેમ કહ્યું ? બધા આત્માને નિર્મળ પર્યાય પ્રગટ અને બધા આત્માને વિકારી દશા પ્રગટ એ કેવી રીતે લાગુ પડે ?

ઉત્તર:—અવસ્થાદષ્ટિએ નૈગમનયના આરોપથી તે વાત કરી છે. વસ્તુદષ્ટિએ તો બધા આત્મા શુદ્ધ જ છે. અવસ્થા-દષ્ટિથી સંસારી જીવોને રાગાદિ વિકાર છે, અને સિદ્ધને પણ પર્યાયદષ્ટિએ, ભૂતનૈગમનયથી, પૂર્વની વિકારી

પર્યાયનો વર્તમાનમાં આરોપ કરીને વિકારી પર્યાય કહી શકાય છે. ખરેખર સિદ્ધને વર્તમાન પર્યાયમાં વિકાર નથી, તેવી જ રીતે સંસારી જીવોને ભવિષ્યની શુદ્ધપર્યાયનો વર્તમાનમાં આરોપ કરીને, ભાવિ નૈગમનયથી શુદ્ધપર્યાય કહી શકાય છે.

નૈગમનય = વસ્તુનાં ઘણાં પડખાં કરીને, તેમાં કોઇને મુખ્ય કરીને જે જ્ઞાનનું પડખું લક્ષમાં લ્યે તેવા એક નાનામાં નાના જ્ઞાનના ભાગને નૈગમનય કહેવાય છે.

સંસારદશા વખતે સિદ્ધદશા નથી, સંસારમાં વ્યંજનાકારમાં ફેરફાર થતો હોય ( સંકોચ–વિસ્તાર થતો હોય ) ત્યારે ન ફેરફારપણું ન હોય અને સિદ્ધમાં આકાર એકરૂપ હોય ત્યાં પરિણમન હોય છતાં ફેરફારપણું ન હોય. વસ્તુ-દૃષ્ટિથી જોતાં [ બંધ–મોક્ષના ભેદ રહિત ] ત્રિકાળ એકરૂપ છે. જેમ મનુષ્યપણાની અપેક્ષાએ બાળ–યુવાન–વૃદ્ધ એ સર્વ દશામાં મનુષ્ય તે તો મનુષ્ય જ છે તેમ બાળ એટલે અજ્ઞાનદશા, યુવાન એટલે ધર્મકાળ–સાધકદશા અને વૃદ્ધ એટલે પરિપૂર્ણ સિદ્ધદશા–એ બધી દશામાં આત્મા તો આત્મા જ છે. આત્મા કહેતાં તેમાં ત્રણ પ્રકારની અવસ્થા લક્ષમાં ન લેતાં એકરૂપ નિર્મળ ત્રિકાળ સ્વભાવભાવ–સામાન્યધર્મ લક્ષમાં લેવો તે દ્રવ્યદૃષ્ટિ છે–એ જ સમ્યગ્દર્શન છે; અને વિશેષધર્મ અર્થાત્ પર્યાયને લક્ષમાં લેવી તે પર્યાયદૃષ્ટિ છે. નિર્મળ પર્યાય કે વિકારી પર્યાય

તે બન્નેને વસ્તુના વિશેષધર્મ કહેવાય છે. વસ્તુ સામાન્ય-વિશેષધર્મસ્વરૂપ છે. એક ધર્મને મુખ્ય અને બીજા ધર્મને ગૌણ કરવો તે નયનું કાર્ય છે. બે નયો થઈને આખું જ્ઞાન છે. વસ્તુમાં બે પડખાં જુદાં નથી પણ સમજવા માટે મુખ્ય-ગૌણ કરવામાં આવે છે.

આત્મા વસ્તુ ત્રિકાળ એકરૂપ છે અને તેની અવસ્થા એક સમય પૂરતી જ હોય છે. વિકારી રાગ-દ્વેષબંધવાળી અવસ્થા હો, મોક્ષમાર્ગઅવસ્થા હો કે મોક્ષદશા હો, પણ એક સમયે એક જ દશા પ્રગટરૂપ હોય છે; તેને લક્ષમાં લેવી તે પર્યાયદૃષ્ટિ અને જે દ્રવ્યમાંથી તે બધી અવસ્થાઓ દ્રવે છે-પ્રગટે છે તે દ્રવ્યને, બંધ-મોક્ષના ભેદ-રહિત લક્ષમાં લેવું તે દ્રવ્યદૃષ્ટિ છે. આ વાત સૂક્ષ્મ અને સારી હોવાથી ઘણી ઘણી રીતે ફેરવી ફેરવીને સહેલી રીતે સમજાવાય છે.

લૌકિકમાં સામસામી બહેન આપી હોય ત્યાં તેને એક રીતે બનેવી કહેવાય અને તેને જ બીજી રીતે સાળો કહેવાય. ત્યાં બે જુદી અપેક્ષાએ બે સગપણ છે તે બન્ને ખ્યાલમાં રાખે છે, અને પ્રસંગવશાત્ મુખ્ય-ગૌણ કરે છે; તેમ આત્મામાં બે સંબંધની અપેક્ષાએ જોવાય છે, ત્રિકાળ એકરૂપ સ્વભાવની દૃષ્ટિથી જોતાં તો બધા આત્મા શુદ્ધ છે, વિકારની દૃષ્ટિએ જોતાં અવસ્થામાં વિકાર છે. સિદ્ધમાં પણ અવસ્થાદૃષ્ટિએ ભૂતકાળની પર્યાયના વિકારનો

વર્તમાનમાં આરોપ કરીને 'સિદ્ધને પણ વિકાર છે' એમ કહેવાય છે. આ આરોપ કરવો તેને 'ભૂતનૈગમનય' કહેવાય છે. પૂર્વની અવસ્થાને વર્તમાનમાં યાદ કરીને, વર્તમાનમાં તેનો આરોપ કરવો તે ભૂતનૈગમનય છે. કોઈ વર્તમાન પૈસાવાળો હોય અને પૂર્વનું નિર્ધનપણું સંભારતો હોય કે પૂર્વે નિર્ધન દશામાં અમુક માણસે મદદ કરી વગેરે. ત્યાં પૂર્વનું નિર્ધનપણું યાદ કરતાં તે ટાણે ખરેખર નિર્ધનપણું નથી, છતાં ગયા કાળની અપેક્ષાએ નિર્ધનપણાનો વર્તમાનમાં આરોપ કરીને બોલે કે "મહાજનનો દાણો હજી અમારી દાઢમાં છે." તેમ સિદ્ધભગવાન પૂર્વે સિદ્ધદશા પહેલાં નિગોદમાં રખડતા હતા, વર્તમાનમાં તે સિદ્ધદશારૂપ ધનવાન [સ્વરૂપની લક્ષ્મીના ધણી] થઈ ગયા છતાં પૂર્વની નિગોદદશાનો વર્તમાનમાં આરોપ કરીને, ભૂતનૈગમનયથી 'સિદ્ધને વિકાર છે' એમ કહેવાય છે.

હવે ભાવિનૈગમનયની વાત કરે છે. વર્તમાન સંસારી-વિકારી દશા હોવા છતાં નિર્મળ દશા છે એમ, ભવિષ્યકાળની યોગ્યતાનો વર્તમાન પર્યાયમાં આરોપ કરીને કહેવું તે ભાવિનૈગમનય છે. ભાવિનૈગમનયથી સમ્યગ્દૃષ્ટિને સિદ્ધ કહી શકાય છે. જેમ કોઈ માણસ નિર્ધન હોય છતાં નિર્ધનપણાને ગૌણ કરીને કહે છે કે–આપણે તો કાલ સવારે પૈસા થઈ જશે, બાળા તેને શા દૂકાળા? આપણે

પૈસાવાળા જ છીએ-એમ કહે છે. ત્યાં ભવિષ્યની સધન-તાનો વર્તમાન નિર્ધનતામાં આરોપ કર્યો છે; તેમ વર્ત-માન દશામાં વિકાર હોવા છતાં, અવિકારી સ્વભાવની દૃષ્ટિના જોરની અપેક્ષાએ ભવિષ્યની અવિકારી પવિત્ર મોક્ષદશાનો ભાવિનૈગમનયે વર્તમાનમાં આરોપ કરીને વર્તમાનમાં નિર્મળદશા કહેવાય છે. આ બધી અવસ્થાના ભેદની વાત છે. વસ્તુમાં તો સિદ્ધ અને સંસારી એવા ભેદ નથી, વસ્તુએ બધા આત્મા સરખા છે. અવસ્થા-દૃષ્ટિમાં સિદ્ધ અને સંસારી એવા ભેદ છે; અને સંસારી તથા સિદ્ધ બન્નેને વિકારી અને અવિકારી, નય-અપેક્ષાથી કહી શકાય છે. આરોપ પર્યાયમાં હોય, વસ્તુમાં આરોપ હોય જ નહિ, વસ્તુસ્વભાવ તો અનારોપ-નિરપેક્ષ છે.

વસ્તુએ બધા આત્મા જુદા જુદા ત્રિકાળ એકરૂપ છે અને અવસ્થામાં વર્તમાન સિદ્ધદશા હોય ત્યાં સંસારદશા ન હોય અને સંસારદશા હોય ત્યારે સિદ્ધદશા ન હોય-આ આરોપ કર્યા વગરનું પર્યાયનું કથન છે; પણ આરોપ કરીને સિદ્ધદશા વખતે સંસારદશા અને સંસારદશા વખતે સિદ્ધદશા કહી શકાય છે. આ નયનાં પડખાં સમજવાની વાત છે. આગળ ગાથા ૮૯ ના કળશમાં આચાર્યદેવ પોતે કહે છે કે—" हे जिनेन्द्र! आपका तत्त्व परम आश्चर्यकारी है, मानो इन्द्रजाल ही है क्या?" અહીં 'ઇન્દ્રજાળ' ની ઉપમા આપી છે. જો નય-પક્ષમાં જ ગૂંચવાઇ જાય અને પરમાર્થસ્વરૂપ ન સમજે તો ઇન્દ્રજાળ જેવું જ લાગે,

અને જો પરમાર્થસ્વરૂપ સમજે અને નય-પક્ષ બરાબર સમજે તો તત્ત્વની વિશાળતા જોઇને પરમ આશ્ચર્ય થાય છે. શ્રી સમયપ્રાભૃતમાં કહ્યું છે કે-"દ્રવ્યપર્યાયાત્મક અનંત-ધર્મવાળો વસ્તુનો સ્વભાવ છે. તે અજ્ઞાનીઓના જ્ઞાનમાં આશ્ચર્ય ઉપજાવે છે કે આ તો અસંભવિત જેવી વાત છે! જ્ઞાનીઓને જો કે વસ્તુસ્વભાવમાં આશ્ચર્ય નથી તોપણ તેમને પૂર્વે કદી નહોતો થયો એવો પરમ અદ્‌ભુત આનંદ થાય છે અને તેથી આશ્ચર્ય પણ થાય છે." [ પાનું-૫૧૪ ]

ગયા કાળે જે અવસ્થા થઈ ગઇ હોય તેને વર્તમાન વર્તતી હોય એમ કહેવાય, ભવિષ્યમાં અવસ્થા થવાની હોય તેને વર્તમાન કહી શકાય-આ બધું ભૂત-ભવિષ્યની અવસ્થા જાણનારું જ્ઞાનનું ત્રિકાળ સામર્થ્ય છે-ગોટા નથી. ભૂતકાળમાં થઇ ગઇ અને ભવિષ્યમાં થશે તે બધી અવસ્થાને વર્તમાનરૂપે જાણવા જ્ઞાન સમર્થ છે; એ જ્ઞાન-સ્વભાવનો મહિમા છે.

ભગવાનનો ઉપદેશ એ અપેક્ષાસહિત છે, એકાંત ઉપદેશ ભગવાનનો નથી. નિશ્ચયદૃષ્ટિનો વિષય અખંડ છે, તેના વિષયમાં વ્યવહાર કે વ્યવહારના વિષયરૂપ ખંડ, ભેદ, અવસ્થા આવતાં નથી; પરંતુ વ્યવહાર અને તેનો વિષય અભાવરૂપ નથી, વર્તમાન પૂરતા છે ખરા. વ્યવહારની જ દૃષ્ટિને મિથ્યાદૃષ્ટિ-ખોટી દૃષ્ટિ કહી છે કેમકે વ્યવહારનય

એક વર્તમાન અંશને જ લક્ષમાં લ્યે છે અને આખો ત્રિકાળી પદાર્થ તે લક્ષમાં લેતો નથી, અને જે આખા ત્રિકાળી દ્રવ્યને પ્રતીતમાં ન લ્યે તે દૃષ્ટિ સાચી નથી; માટે નિશ્ચયદૃષ્ટિને મુખ્ય કરી અખંડ ત્રિકાળી પદાર્થને લક્ષમાં લેવો-તે જ સમ્યગ્દર્શન છે.

અહીં પ્રથમ નયોનું સ્વરૂપ બતાવીને પછી તેનું લક્ષ છોડાવીને અખંડ વસ્તુ તરફ પ્રૌઢ વિવેક વડે લક્ષ કરાવે છે. અખંડ વસ્તુને લક્ષમાં લેવી તેને 'પ્રૌઢ વિવેક' કહ્યો છે પણ જેની પર્યાય ઉપર જ દૃષ્ટિ છે તે વ્યવહારમૂઢ અર્થાત્ અવિવેકી છે. શ્રી સમયપ્રાભૃતની ૪૧૩ મી ગાથાની ટીકામાં પર્યાયદૃષ્ટિને 'અનાદિરૂઢ વ્યવહારમાં મૂઢ, પ્રૌઢ વિવેકવાળા નિશ્ચય પર અનારૂઢ' કહ્યા છે, એટલે અવસ્થા-દૃષ્ટિ છોડીને અખંડ જ્ઞાયકસ્વરૂપ સમયસારને (આત્માને) લક્ષમાં લેવો તે પ્રૌઢ વિવેક પર આરૂઢતા છે. પ્રૌઢ વિવેક એટલે શું? નિશ્ચય-વ્યવહાર બંને નયોને જાણીને પછી જે નિશ્ચયના અખંડ વિષય તરફ ઢળે છે તે પ્રૌઢ-વિવેકી છે; જ્ઞાનમાં બન્ને નયોનો સ્વીકાર કરીને નિશ્ચયમાં આરૂઢ છે. વ્યવહારનય છે, તેને ન માને તો વિવેક કહેવાય નહિ અને જો વ્યવહારમાં જ રોકાઈ જાય તોપણ તે નિશ્ચયનયમાં અનારૂઢ વર્તતા થકા અવિવેકી છે. નયોનું જે જ્ઞાન કરાવે છે તે ભેદનું લક્ષ રાખવા માટે નહિ, પણ ભેદ રહિત અભેદસ્વરૂપ છે તે તરફ લક્ષ કરવા માટે કહેવાય છે.

વ્યાખ્યાન નં. ૨૨ તા. ૧૨-૫-૪૪ શુક્ર.

[ ગાથા ૧૯ ચાલુ પાનું-૩૩ ]

ત્રિકાળી સ્વભાવ અને વર્તમાન અવસ્થા એ બે અપેક્ષાએ આત્મતત્ત્વને ઓળખાવ્યું છે. અવસ્થાદૃષ્ટિને લક્ષમાં ગૌણ કરી ત્રિકાળ એકરૂપ સ્વભાવને લક્ષમાં લેવો અર્થાત્ તે ઉપર દૃષ્ટિનું જોર આપવું તે દ્રવ્યદૃષ્ટિ અને અવસ્થાને લક્ષમાં લેવી તે પર્યાયદૃષ્ટિ છે; એ બંને પડખાંનું જ્ઞાન તે પ્રમાણ છે.

જીવ અર્થાત્ આત્મા અનંત ગુણોના પિંડરૂપ ત્રિકાળી વસ્તુ છે. વસ્તુમાં ગુણ કાયમ હોય. વસ્તુ અને ગુણ કાયમ હોવા છતાં અવસ્થા ક્ષણે ક્ષણે બદલે, અવસ્થા એક સમયે એક જ પ્રગટ હોય અને દ્રવ્ય-ગુણનું સત્ત્વ તો ત્રિકાળ એકરૂપ જ અખંડ હોય; તે અખંડ વસ્તુનું લક્ષ કરવું તે દ્રવ્યદૃષ્ટિ છે અને પર્યાયનું લક્ષ કરવું તે પર્યાયદૃષ્ટિ છે. પર્યાય એક સમય પૂરતી છે, મોક્ષપર્યાય પણ એક સમયની જ છે. મોક્ષપર્યાય એક સમયે બે પ્રગટરૂપ હોઇ શકે નહિ. નિર્મળ સિદ્ધદશામાં પણ બધા કાળનો અનુભવ એક સમયમાં ભેગો થઇને આવે નહિ; તેમજ સંસારદશા પણ એક જ સમય પૂરતી છે. પર વસ્તુ તે સંસાર નથી, પણ આત્માનો વિકારભાવ તે સંસાર છે; રાગ-દ્વેષ વિકારભાવ એક જ સમય પૂરતા છે, એક સમય ગયા પછી બીજો સમય આવે છે. એક સમય રહીને બીજો

સમય આવે-એમ બે સમય કદી ભેગા થતા નથી. એક સમયની અવસ્થામાં બીજા સમયની અવસ્થા ભેગી થાય નહિ. સંસારદશા એક સમયની, મોક્ષમાર્ગ-દશા એક સમયની અને મોક્ષદશા પણ એક જ સમયની છે. રાગાદિ મારા એવી ઊંધી શ્રદ્ધા તે સંસાર છે; એકેક સમયે નવા નવા કરીને ભલે રાગ-દ્વેષ લાંબો કાળ રહ્યા કરે, પરંતુ પહેલા સમયના રાગ-દ્વેષ ટળીને બીજા સમયે તે જાતના નવા થયા છે, ત્યાં જાતિ એવીને એવી હોવા છતાં સમય બદલી ગયો છે, બીજા સમયનો વિકાર તે વખતે નવો કર્યો છે.

અહીં અવસ્થાનું સ્વરૂપ બતાવવાનું પ્રયોજન એ છે કે અવસ્થા ક્ષણિક છે માટે તે ઉપર દૃષ્ટિનું વજન ન આપતાં ત્રિકાળી દ્રવ્યસ્વભાવ ઉપર દૃષ્ટિનું વજન આપવું; ત્રિકાળી સ્વભાવના લક્ષે અવસ્થા નિર્મળ થઇ જાય છે.

ત્રિકાળી દ્રવ્ય-ગુણસ્વરૂપ આત્મા છે, તેની એક સમયે એક જ અવસ્થા હોય, સંસાર કે મોક્ષ એક જ સમય પૂરતી પર્યાય છે; સંસારદશાનો અભાવ કરી મોક્ષ-દશા પોતાના પુરુષાર્થથી પ્રગટી શકે છે. સંસાર અનાદિનો છે પરંતુ બે સમયનો વિકાર ભેગો થયો નથી.

આત્મા અનંત ગુણોનો પિંડ ત્રિકાળ વસ્તુ છે, દ્રવ્ય-ગુણ કાયમ રહીને અવસ્થા સમયે સમયે બદલે છે, વ્ય-વહારનય તે બદલતી એક સમય પૂરતી અવસ્થાને જ

પકડે છે માટે તે અભૂતાર્થ છે. મોક્ષદશા પ્રગટ્યા પછી ભલે અનંત કાળ એવી ને એવી રહે છે તોપણ તે એક સમય પૂરતી જ છે. એકેક સમયે બદલી–બદલીને અનંતકાળ સુધી એક જાતની અવસ્થા થાય, પણ એક સમયે બે અવસ્થા ભેગી થાય નહિ; આવો જ આત્માનો સ્વભાવ છે. બધા આત્મા આવા જ સ્વરૂપે છે; આત્મા પોતે શું વસ્તુ છે, અને દ્રવ્ય–ગુણ–પર્યાયનું શું સ્વરૂપ છે એ જ અનંતકાળથી જીવોએ સાંભળ્યું નથી. દરેક વસ્તુનો સ્વભાવ કાયમ રહીને અવસ્થા બદલે છે, રજકણ વસ્તુ છે તેનો સ્વભાવ પણ પોતાની અવસ્થા પોતાથી બદલવાનો છે.

આત્મવસ્તુને જાણવામાં જ્ઞાનનાં બે પડખાં (બે નયો) કેમ પાડ્યાં તે કહેવાય છે. આત્મા વસ્તુ તો એકેક સમયે અનંત શક્તિથી પૂર્ણ જ છે, વસ્તુ ત્રિકાળ પરિપૂર્ણ જ હોય, કોઈ સમયે વસ્તુ પૂરી ન હોય એમ નથી; તે પૂરી વસ્તુને લક્ષમાં લેવી તે દ્રવ્યદૃષ્ટિ છે; અને સમયે સમયે બદલતી અવસ્થાને લક્ષમાં લેવી તે પર્યાયદૃષ્ટિ છે. દ્રવ્યદૃષ્ટિ એટલે નિશ્ચયનય અને પર્યાયદૃષ્ટિ એટલે વ્યવહારનય.

મનુષ્યની બાલ, યુવાન અને વૃદ્ધ એ બધી અવસ્થા એક સાથે હોય નહિ. બાલ હોય ત્યારે યુવાનદશા ન હોય, યુવાન હોય ત્યારે વૃદ્ધદશા ન હોય. વળી ૧૫ વર્ષ સુધીની બાલઅવસ્થા ભલે રહે, પરંતુ તે ૧૫ વર્ષ પણ એક સમયમાં થઇ ગયાં નથી. એકેક સમયે પલટીને ૧૫

વર્ણ થયા છે; તેમ અનંત ગુણનો પિંડ આત્મા વસ્તુ. તેના જ્ઞાનાદિ અનંત ગુણો, તે બધા ગુણોની અવસ્થા એક સમયે એક હોય. સંસારદશા વખતે સિદ્ધદશા ન હોય, સિદ્ધદશા વખતે સંસારદશા ન હોય. એક વખતે એક દશા હોય. તેમાં પણ સંસારદશામાં અનંત કાળની અવસ્થા ભેગી આવી જતી નથી, પણ એક સમયે એક દશા જ હોય છે, મોક્ષમાં પણ એક સમયે એક જ દશા પ્રગટ હોય છે. સમયે સમયે બદલીને અનંત કાળ જાય છે.

હવે આ નિયમસારજીમાં જીવ અધિકાર પૂરો કરતાં છેલ્લે નય-વિભાગનું સ્વરૂપ સ્પષ્ટ કર્યું છે. વસ્તુ તો ત્રિકાળ જ્ઞાનાદિ સ્વભાવે એકરૂપ છે, તે વસ્તુસ્વભાવને લક્ષમાં લ્યે તે દ્રવ્યદૃષ્ટિ છે અને વર્તમાન અશુદ્ધ, ઊણી કે શુદ્ધ એ વગેરે પર્યાયને લક્ષમાં લ્યે તે પર્યાયદૃષ્ટિ છે. અહીં તો આચાર્યદેવ કહે છે કે અધિક શું કહીએ! બે અપેક્ષા લાગુ પાડતાં સમસ્ત જીવોની શુદ્ધ અને અશુદ્ધ અવસ્થા છે. સિદ્ધને પણ શુદ્ધ-અશુદ્ધ અવસ્થા છે અને સંસારીને પણ શુદ્ધ-અશુદ્ધ અવસ્થા છે. એમ નય-વિભાગની અપેક્ષાઓ વડે કહી શકાય છે. આ બતાવીને ખરેખર તો અવસ્થાનું લક્ષ છોડાવીને વસ્તુસ્વભાવનું લક્ષ કરાવવું છે.

પ્રશ્ન:—સિદ્ધ જીવોને અશુદ્ધ અવસ્થા કઇ અપેક્ષાએ કહેવાય? અને સંસારી જીવોને શુદ્ધ અવસ્થા કઇ અપેક્ષાએ કહેવાય?

ઉત્તરઃ—સિદ્ધને પણ પૂર્વે વિકારી અવસ્થા હતી, તે અવસ્થા ગઇ ત્યારે નિર્મળ અવસ્થા થઇ. તે પૂર્વની વિકાર અવસ્થાનો આરોપ કરીને સિદ્ધદશા વખતે પણ ભુત-નૈગમનયે મલિન-અશુદ્ધ દશા કહેવાય, અને તેવી રીતે સંસારી જીવોને નિર્મળ શુદ્ધદશા ભવિષ્યમાં પ્રગટવાની શક્તિ છે તે અપેક્ષાએ ભાવિનૈગમનયે વર્તમાન નિર્મળ દશા પણ કહેવાય: આ શુદ્ધ-અશુદ્ધ અર્થાત્ સંસાર-મોક્ષ એ ભેદ અવસ્થાદૃષ્ટિમાં છે, વસ્તુદૃષ્ટિમાં સંસાર-મોક્ષના ભેદ નથી. આ પ્રમાણે ભેદ-અભેદ બંને દૃષ્ટિથી જ્ઞાન કરવું તે પ્રમાણ છે અને તે જ વીતરાગ સર્વજ્ઞદેવે કહેલ યથાર્થ વસ્તુસ્વરૂપ છે.

લાભ-નુકસાન પરવસ્તુમાં નથી, પણ પોતાની વર્તમાન માન્યતામાં છે. જગતના જીવોને પરવસ્તુનો સંયોગ તે કાંઇ હર્ષનું કારણ નથી તેમજ વિયોગ તે શોકનું કારણ નથી, પરંતુ અજ્ઞાનીઓએ ખોટી કલ્પના કરી છે કે મારી આ વસ્તુ ગઇ અને મને આ વસ્તુ મળી,—તે કલ્પનાને કારણે હર્ષ-શોકના વિકાર પોતે કરે છે. ખરેખર કોઇ પરવસ્તુ તો આત્મામાં નથી, અને રાગ-દ્વેષ, અજ્ઞાનાદિ પણ વસ્તુસ્વભાવમાં પેસી ગયાં નથી; જ્યાં સ્વભાવની ત્રિકાળ દૃષ્ટિમાં મિથ્યાત્વ કે રાગ-દ્વેષ પણ આત્મામાં નથી તો પછી પરવસ્તુ તો આત્માથી જુદી ક્યાંય રહી ગઇ.

આત્મા ચિદાનંદસ્વરૂપ વસ્તુ છે, તે વસ્તુમાં વિકાર નથી, તેથી વિકાર ટળવાની અપેક્ષા પણ વસ્તુમાં નથી, એટલે વસ્તુ બંધ-મોક્ષ રહિત છે, વસ્તુમાં જાય શું અને આવે શું? એક સમય પૂરતી હાલતમાં વિકાર છે અને તે ટળી શકે છે એટલે કે અવસ્થામાં બંધ-મોક્ષ છે. આ પ્રમાણે બંધ-મોક્ષ રહિત ત્રિકાળ એકરૂપ નિરપેક્ષ અસલી વસ્તુને જાણવી તે નિશ્ચયનય અને અવસ્થામાં બંધ-મોક્ષ જેમ હોય તેમ જાણવું તે વ્યવહારનય છે. વિકારને 'અવસ્થામાં છે' એ રીતે જાણવું તે દોષ નથી, પણ વિકાર મારું સ્વરૂપ છે-એમ માનવું તે દોષ છે. અવસ્થામાં વિકાર છે ખરો, જો અવસ્થામાં વિકાર ન જ હોય તો પરમાનંદ દશાનો પ્રગટ અનુભવ હોય અને આ કાંઇ કરવાનું રહે નહિ. તથા જો તે અવસ્થાનો વિકાર વસ્તુસ્વરૂપમાં હોય તો તે કદી ટળી શકે નહિ. આ રીતે ત્રિકાળી વસ્તુ અને વર્તમાન અવસ્થા જેમ છે તેમ બંનેને જાણવી તે પ્રમાણજ્ઞાન છે.

આચાર્યશ્રી અમૃતચંદ્રસૂરિ કહે છે કે—

[ માલિની ]

उभयनविरोधध्वंसिनि स्यात्पदांके
जिनवचसि रमंते ये स्वयं वांतमोहाः ।
सपदि समयसारं ते परं ज्योतिरुच्चै-
रनवमनयपक्षाक्षुण्णमीक्षंत एव ॥

[ સમયસાર કલશ-૪ ]

નિશ્ચયનય અને વ્યવહારનયના વિષયને પરસ્પર વિરોધ છે, જિનવચનો સ્યાત્ અપેક્ષાથી જેમ છે તેમ વસ્તુ-સ્વરૂપ કહીને બે નયોનો વિરોધ મટાડી દે છે. ત્રિલોકનાથ સર્વજ્ઞ ભગવાને આત્માને દ્રવ્યદૃષ્ટિથી ત્રિકાળ શુદ્ધ કહ્યો છે અને વર્તમાન પર્યાયને જોનારી અવસ્થાદૃષ્ટિથી વર્તમાન રાગાદિવાળો કહ્યો છે. આ રીતે 'રાગ છે' અને 'રાગ નથી' એવો વિરોધ સ્યાત્પદવડે એટલે કે અવસ્થામાં રાગ છે અને વસ્તુમાં રાગ નથી એવાં અપેક્ષાવચન વડે દૂર થાય છે. બે નયોના વિષયના પરસ્પર વિરોધને દૂર કરનારો બે અપેક્ષાઓનો ઉપદેશ ભગવાનની સ્યાદ્વાદવાણીમાં આવ્યો છે. સ્યાદ્વાદથી બે નયોમાં વિરોધ રહેતો નથી, તેથી નયોનું યથાર્થ જ્ઞાન એકાંત ભ્રાંતિને દૂર કરે છે. 'ત્રિકાળ સ્વભાવે શુદ્ધ' એમ કહેતાં જ વર્તમાન અવસ્થાએ અશુદ્ધ–એમ અપેક્ષા આવી અને 'વર્તમાન અશુદ્ધ' એમ કહેતાં ત્રિકાળ શુદ્ધ એમ અપેક્ષા આવી–આ રીતે અપેક્ષાઓ વડે વસ્તુનું અનેકાંતસ્વરૂપ માનીને ભ્રાંતિને વમી નાંખે છે. વસ્તુ નિર્મળ છે એમ કહેતાં વર્તમાન અવસ્થાએ પણ નિર્મળ છું એમ એકાંત નિશ્ચય માની લ્યે અગર અવસ્થાથી અશુદ્ધ છે એમ કહેતાં વસ્તુ જ અશુદ્ધ થઈ ગઈ એમ એકાંત વ્યવહાર માની લ્યે તો તે એકાંત માન્યતારૂપ ભ્રાંતિને સ્યાદ્વાદદ્વારા અપેક્ષા સમજીને વમી નાંખે છે—નાશ કરે છે જેમ વમન કરેલી ચીજને ફરી ગ્રહણ કરવા કોઈ ઇચ્છે નહિ તેમ,

'હું ત્રિકાળ શુદ્ધસ્વભાવી છું, અવસ્થાનો ક્ષણિક વિકાર છે તે મારું ત્રિકાળ સ્વરૂપ નથી' એમ સ્યાદ્વાદદ્વારા વસ્તુ-સ્વરૂપનું ભાન કરીને જેમણે મિથ્યાત્વ-ભ્રાંતિનું વમન કરી નાંખ્યું છે તેઓ ફરીને કદી મિથ્યાત્વરૂપ અજ્ઞાન-ભાવને ગ્રહણ કરતા નથી અને તુરત જ પરમ ચૈતન્ય-જ્યોતિરૂપ પ્રકાશમાન પોતાના શુદ્ધાત્મ પૂર્ણસ્વરૂપને અનુ-ભવે છે. સાચી સમજણદ્વારા મિથ્યાત્વનું વમન કરતાં સપદ્દિ તે જ ક્ષણે-શીઘ્ર પોતાના આત્માને અનુભવે છે; તે આત્મા કેવો છે? તે પાછળની બે લીટીમાં કહે છે કે-

सपदि समयसारं ते परं ज्योतिरुच्चै-
रनवमनयपक्षाक्षुण्णमीक्षन्त एव ॥

અવસ્થા તરફનું લક્ષ છોડીને અંતર વસ્તુસ્વભાવમાં લક્ષ કરતાં આત્માનો અનુભવ થાય છે, તે આત્મા કેવો છે? આત્મા નવીન ઉત્પન્ન થયો નથી, પરમાનંદ શાંત-સ્વરૂપ છે, તે સ્વરૂપમાં રાગાદિ નથી. આવું જ્યારે વસ્તુનું ભાન થયું ત્યારે આત્માની પ્રાપ્તિ થઈ એમ કહેવાય છે; ત્યાં ખરેખર તો આત્મા નવો પ્રગટ્યો નથી, પણ જે હતો તેનું ભાન થયું છે, પ્રાપ્તની જ પ્રાપ્તિ છે, નવો પ્રગટ્યો નથી. વળી તે આત્મસ્વભાવ કોઈ એકાંત પક્ષથી ખંડિત થતો નથી; કોઈ એકાંત નયથી તે જણાતો નથી.

હવે ટીકાકાર પદ્મપ્રભઆચાર્યદેવ જીવ-અધિકારમાં

છેલ્લો કળશ કહે છે તેમાં કહે છે કે 'સજ્જનોને અન્ય કથનથી આ જગતમાં શું પ્રયોજન છે?'

[ માલિની ]

अथ नययुगयुक्ति लंघयंतो न संतः
परमजिनपदाब्जद्वन्द्वमत्तद्विरेफाः ।
सपदि समयसारं ते ध्रुवं प्राप्नुवन्ति
क्षितिषु परमतोक्ते किं फलं सज्जनानाम् ॥

જેમને અનંત ચતુષ્ટય પ્રગટ થયા છે એવા શ્રી જિનેન્દ્ર ભગવાનના ચરણકમળમાં જે જીવો મત્ત-[ ભ્રમર સમાન લીન ] થઈને રહે છે—એટલે, જેમ ભ્રમર કમળમાંથી બહાર આવે નહિ તેમ તેઓ બે નયોની યુક્તિને નહિ ઉલ્લંઘતા થકા મિથ્યાત્વને વમીને સ્વરૂપમાં એવા લીન થયા છે કે, તેમને અંતરસ્વરૂપની બહાર આવવું થતું નથી અર્થાત્ ફરીથી વચ્ચે મિથ્યાત્વ આવ્યા વગર તેઓ કેવળજ્ઞાન લ્યે છે.

હું આત્મા એકલો શુદ્ધ પરમાનંદસ્વરૂપ છું, કોઈ પરદ્રવ્ય મને રાગાદિ વિકાર કરાવતું નથી, તેમ જ મારા સ્વભાવમાં વિકાર નથી. અવસ્થામાં પુરુષાર્થની મોળપને લઈને વર્તમાન પૂરતા ક્ષણિક રાગાદિ થાય તે મારા સ્વભાવમાં નથી. આવા સ્વભાવના ભાનમાં સમ્યક્દૃષ્ટિવંત જીવો જિનેન્દ્રના ચરણકમળમાં અર્થાત્ પોતાના શુદ્ધ

આત્મસ્વરૂપમાં લીન થાય છે અને તુરત જ પોતાના ધ્રુવ-સ્વરૂપને પ્રાપ્ત કરે છે-અનુભવ કરે છે; આવા નિત્ય પરમ શુદ્ધ ધ્રુવ આત્મસ્વભાવ સિવાય સજ્જનોને બીજા કયા ફળનું પ્રયોજન છે...?

આત્માના સ્વભાવમાં રાગદ્વેષ નથી, કોઇ પરદ્રવ્ય રાગાદિનું કારણ નથી. 'દેવ-ગુરુને જોઇને મને શુભરાગ થાય છે' અથવા તો 'સ્ત્રી-પુત્રને જોઇને અશુભરાગ થાય છે' એમ જે પરને રાગનું કારણ માને છે તે બંને ખોટા છે. રાગનું કારણ પરને માને તો દૃષ્ટિ ખોટી અને અવસ્થામાં થતા રાગને વસ્તુનું સ્વરૂપ માને તોપણ દૃષ્ટિ ખોટી છે. પર કોઇ રાગનું કારણ નથી, તેમ જ સ્વભાવ પણ રાગનું કારણ નથી, માત્ર એક સમય પૂરતી અવસ્થામાં સ્વનું લક્ષ ચૂકીને પર લક્ષે રાગદ્વેષ થાય છે-તે ત્રિકાળી વસ્તુના લક્ષે ટળે છે.

જે જીવે પરદ્રવ્યને રાગનું કારણ માન્યું તે જીવના અભિપ્રાયમાં ત્રિકાળ અનંત રાગ આવ્યો; કેમકે પર-વસ્તુઓ તો અનંત છે અને ત્રિકાળ છે, તે પરવસ્તુને જો રાગનું કારણ માને તો અનંત પરવસ્તુને દેખીને અનંત રાગ થાય-એમ તે માન્યતામાં આવ્યું. પરવસ્તુ મને રાગ કરાવે એમાં તો "અનંત પરને જાણતાં અનંત રાગ કરવાનો જીવનો સ્વભાવ છે" એમ માન્યું, એટલે અનંતા રાગ-દ્વેષના નિમિત્ત મળતાં અનંત રાગદ્વેષ થાય

એમ તે ઊંધી માન્યતામાં અનંતાનુબંધી રાગ આવ્યો, તેથી પરને રાગાદિનું કારણ માનનાર મિથ્યાદૃષ્ટિ છે. અને જે જીવો પરદ્રવ્યના કારણે રાગાદિ માનતા નથી તેમ જ પોતાના સ્વભાવમાં રાગાદિ નથી એમ જાણે છે તેમના અભિપ્રાયમાં જરાપણ રાગ રહ્યો નહિ—તે જીવો સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની છે; તેઓ એમ માને છે કે મારી ભૂમિકાની કચાશના કારણે ફક્ત વર્તમાન અવસ્થામાં રાગ છે તે મારા ત્રિકાળ સ્વભાવમાં નથી, તેમ જ પરદ્રવ્ય મને રાગ કરાવતાં નથી; આ માન્યતામાં પોતાના પુરુષાર્થની સ્વતંત્રતા રાખી; પણ પર મને રાગ કરાવે તે માન્યતામાં પોતાના પુરુષાર્થની સ્વતંત્રતા રહી નહિ.

૧—પરવસ્તુ રાગાદિ કરાવે એમ માને તે મિથ્યાદૃષ્ટિ.

૨—સ્વભાવમાંથી રાગાદિ આવે છે એમ માને તે મિથ્યાદૃષ્ટિ.

૩—મારો સ્વભાવ વીતરાગ હોવા છતાં અવસ્થામાં હજી પૂર્ણ વીતરાગતા નથી; અવસ્થામાં રાગાદિ થાય છે તે મારો સ્વભાવ નથી—પર કરાવતાં નથી આવું જેને ભાન છે તે સાધકસ્વભાવી સમ્યગ્દૃષ્ટિ છે.

૪—વસ્તુસ્વભાવમાં રાગદ્વેષ છે નહિ, પરદ્રવ્ય રાગાદિ કરાવતું નથી, આવું ભાન થયું છે અને અવસ્થામાં પણ જેને રાગાદિ રહ્યા નથી તે કેવળજ્ઞાની વીતરાગ છે.

શ્રી જિનેન્દ્રના ચરણકમળમાં ભ્રમરની પેઠે આ ચારમાંથી

કોણ મત્ત થાય અર્થાત્ સ્વરૂપની લીનતા કોણ કરે? પહેલા બે તો મિથ્યાદૃષ્ટિ છે તેને સ્વરૂપની ખબર જ નથી માટે તેને લીનતા હોય નહિ; ચોથા તો વીતરાગ થઈ ગયા છે, એ તો સ્વરૂપમાં લીન છે જ, એટલે તેમને પણ લીન થવાનું રહ્યું નહિ. ત્રીજા સમ્યગ્દૃષ્ટિ સાધકને સ્વભાવનાં જ્ઞાન તથા શ્રદ્ધાન છે, મારા અંતર સ્વભાવમાં રાગાદિ નથી, પર કોઈ રાગાદિ કરાવતું નથી, વર્તમાન રાગ છે તે મારી અવસ્થાની નબળાઈથી થાય છે—તે પણ મારું સ્વરૂપ નથી–એવું ભાન છે, પણ હજી સંપૂર્ણ વીતરાગ-દશા થઈ નથી–એવા સાધક ધર્માત્મા સ્વરૂપની લીનતા કરીને શુદ્ધાત્માની પ્રાપ્તિ કરે છે. ધર્માત્મા સદાય–પર્યાયે પર્યાયે સ્વરૂપની લીનતાવડે જાણવા–દેખવાસ્વરૂપ શુદ્ધ આત્માની પ્રાપ્તિ કરતા જાય છે. એ રીતે સાધક સમ્યગ્દૃષ્ટિ શ્રી જિનેન્દ્રના ચરણકમળમાં ભ્રમરની પેઠે લીન થાય છે.

આચાર્યદેવ કહે છે કે—અહો! સજ્જનોને શુદ્ધાત્મા સિવાય બીજા કથનનું શું પ્રયોજન છે? આવા પરમ શુદ્ધ આત્માને સમજીને પછી બીજી શેની જરૂર છે? સજ્જનોને અર્થાત્ સમ્યગ્દૃષ્ટિ જીવોને શુદ્ધ આત્માનો જ આદર છે; અધૂરાશ હોય ત્યાં પુરુષાર્થની નબળાઈએ રાગ–દ્વેષની વૃત્તિ થાય ખરી પણ તેનો આદર નથી, તે રાગાદિ તરફ જોર નથી; વસ્તુએ ત્રિકાળ પરમાત્મા છું–એ તરફ જ જોર છે.

વસ્તુ ત્રિકાળ પરમાત્મસ્વરૂપ છે. અવસ્થાએ જ્યારે સંસારદશા પ્રગટ હોય ત્યારે પરમાત્મ-મોક્ષદશા પ્રગટ ન હોય અને જ્યારે મોક્ષદશા પ્રગટ હોય ત્યારે સંસારદશા પ્રગટ ન હોય. ત્યાર પછી એમ પણ કહ્યું કે સંસારદશામાં મોક્ષનો અને મોક્ષદશામાં સંસારનો આરોપ નયવિભાગથી કરી શકાય છે; આમ કહીને બધું સમસ્વરૂપ બતાવ્યું અર્થાત્ એક સમયની અવસ્થાના અનેક પ્રકારો પડે છે તે ભેદને ગૌણ કરી-તે ઉપરનું લક્ષ છોડાવી ત્રિકાળ એક-સ્વરૂપ—સમસ્વરૂપ સ્વભાવ તરફ લક્ષ કરાવ્યું છે. ધર્માત્માને આ સિવાય બીજું શું જોઈએ? દુર્જનને સંસારની રુચિ હોય-તેની અહીં વાત નથી. અહીં તો જેને સ્વરૂપની રુચિ હોય અને જેના સંસારનો અંત આવ્યો હોય એવા સજ્જન ભવ્ય આત્માઓની વાત છે. ॥ ૧૯ ॥

આ નિયમસારજીનો પ્રથમ જીવ અધિકાર પૂરો થાય છે. પહેલા અધ્યાયમાં ઘણું સુંદર રહસ્ય આવ્યું છે. જીવદ્રવ્યના સ્વભાવને ઘણી સ્પષ્ટ રીતે વર્ણવ્યો છે. દ્રવ્યપર્યાય અને ગુણપર્યાયનું સ્વરૂપ અપૂર્વ અને અચિંત્ય રીતે વર્ણવ્યું છે. આત્મતત્ત્વનું સંપૂર્ણ રહસ્ય અલૌકિક રીતે સમજાવ્યું છે. દસથી પંદર ગાથાઓમાં તો વીતરાગ-દેવનાં અંતર રહસ્ય ખુલ્લાં કર્યાં છે, અંતરની મૂળ વાત મૂકી છે. જીવદ્રવ્ય વસ્તુએ, ગુણે અને અવસ્થાએ પણ ત્રિકાળ શુદ્ધ છે, સંસાર-મોક્ષ તો પરની અપેક્ષાએ એક

સમયની ઉત્પાદ-વ્યયરૂપ અવસ્થામાં છે; પણ ઉત્પાદ-વ્યય રહિત અને પરની અપેક્ષા વગરની એક અવસ્થા અંદર છે તે ત્રિકાળ શુદ્ધ છે, તેને બંધ-મોક્ષ નથી. આત્મા અને ગુણો તો ત્રિકાળ શુદ્ધ છે, પરંતુ દરેક ગુણનો જે વર્તમાન ભાવ તે પણ ત્રિકાળ એકરૂપ શુદ્ધ છે. જેવા એકરૂપ સામાન્ય ગુણ છે તેવો જ તેનો એકરૂપ વર્તમાન-વિશેષ છે.

જેવા વસ્તુ-ગુણ તેવું જ તેનું કાયમ એક સરખું વર્તમાન છે, ત્યારે જ સામાન્ય-વિશેષરૂપ વસ્તુની પૂર્ણતા છે. વસ્તુ ધ્રુવ, ગુણ ધ્રુવ અને તેની પર્યાય પણ ત્રિકાળ ધ્રુવ! આ જ સમ્યગ્દર્શનનો વિષય છે. સંસાર કે મોક્ષદશા એ તો વ્યવહાર છે-તે સમ્યગ્દર્શનનો વિષય નથી; તે સિવાય, જેમ દ્રવ્ય-ગુણ સામાન્ય એકરૂપ છે તેમ તેનું વિશેષ [પર્યાય] પણ એકરૂપ છે-તે કારણપર્યાયનું વર્ણન ઘણી સૂક્ષ્મ રીતે જીવ અધિકારમાં કર્યું છે; કારણપર્યાય સૂક્ષ્મ છે, તેમાં એકાગ્ર થતાં સમ્યગ્દર્શન અને કેવળજ્ઞાનદશા પ્રગટે છે; તે દશા પ્રગટ્યા પહેલાં પણ અનંત ગુણોની, તે ગુણોના આધારે અવસ્થા તો એકરૂપ જ હોવી જોઇએ; કેમકે તે અવસ્થા નિમિત્તની અપેક્ષાએ નથી પણ સ્વગુણના આધારે છે-તેથી તે એકરૂપ છે. આ બધું પદ્મપ્રભઆચાર્યદેવે ટીકામાં સ્પષ્ટ કર્યું છે, આવી સ્પષ્ટ ખુલ્લી વાત બીજે ક્યાંય નથી.

'પદ્મપ્રભમલધારિ' આચાર્યદેવ નિર્ગ્રંથ મુનિ હતા,

જંગલમાં વસતા હતા, પાંચ ઇન્દ્રિયના વિષયો ઉપર લક્ષ ન હતું, એ તો સાતમા-છઠ્ઠા ગુણસ્થાને ઝૂલી રહેલા સંત-મુનિ હતા, પાંચ ઇન્દ્રિય તરફના વિકલ્પના વલણથી સંકોચાઇને અંદર સ્વરૂપમાં ઢળ્યા છે, બાહ્યમાં શરીર-માત્રનો પરિગ્રહ છે અર્થાત્ નિર્ગ્રંથ છે. તેઓ કુંદકુંદાચાર્યદેવ પછી લગભગ ૧૦૦૦ વર્ષે એટલે આજથી લગભગ ૯૦૦ વર્ષ પૂર્વે થયા હતા, અને તેમણે આ નિયમસારશાસ્ત્રની અધ્યાત્મના ગૂઢ રહસ્યથી ભરેલી ટીકા રચી છે.

卐 卐 卐

આ પ્રમાણે ભવ્યજીવોરૂપી કમલોના વિકાસને માટે સૂર્ય સમાન, પાંચ ઇન્દ્રિયના ફેલાવથી રહિત, શરીરમાત્ર પરિગ્રહના ધારી નિર્ગ્રંથ મુનિ શ્રી પદ્મપ્રભમલધારિઆચાર્ય-દેવરચિત, ભગવાન શ્રી કુંદકુંદાચાર્યદેવ કૃત શ્રી નિયમ-સારશાસ્ત્રની તાત્પર્યવૃત્તિ ટીકામાં પહેલો જીવ અધિકાર પૂરો થયો.

શાસનમાન્ય ભગવાનશ્રી કુંદકુંદાચાર્યદેવે નિયમસાર-શાસ્ત્રની રચના કરી, આચાર્ય શ્રી પદ્મપ્રભમલધારિદેવે તે પર તાત્પર્યવૃત્તિ ટીકા કરી, અને અધ્યાત્મયોગી સદ્-ગુરુદેવ શ્રી કાનજીસ્વામીએ તે ઉપર વિસ્તૃત પ્રવચનો કર્યાં-તે પ્રવચનોમાંથી પ્રથમ જીવ અધિકાર ઉપરનાં પ્રવચનો પૂર્ણ થયાં.

# નિયમસાર-પ્રવચનોની શબ્દસૂચી

— નયો —

## આ પુસ્તકમાં આવતાં સત્પુરુષોનાં નામ.

# શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦ | ૧૫ | ત્રણેન | ત્રણેની |
| ૨૨ | ૬ | તેની | પરમાર્થતત્વની |
| ૪૩ | ૨૦ | નશ્ચય | નિશ્ચય |
| ૭૨ | ૧૨ | પરી | પૂરી |
| ૮૨ | ૨૦ | જણાય છે. એવા | જણાય છે એવા |
| ૧૫૬ | ૧૧ | પુયણ્-પાપના | પુણ્ય-પાપના |
| ૧૫૭ | ૧૯ | અભ્યાસ- | અભ્યાસ. |
| ૧૬૪ | ૧૩ | सहजज्ञान | सहजज्ञान |
| ૧૬૫ | ૨૧ | स्वभाव | स्वभावं |
| ૧૬૬ | ૧૭ | ગાથા ૧૨ માં | ગાથા ૧૧-૧૨ માં |
| ૧૬૭ | ૭ | વેપાર, ન સમજવો | વેપાર ન સમજવો |
| ૧૭૦ | ૫ | વર્ણવ્યું છે, | વર્ણવ્યો છે, |
| ૨૨૦ | ૧ | તારૂં સ્વરૂપ છે? શું | તારૂં સ્વરૂપ શું છે? |
| ૨૨૩ | ૧૪ | (શુભભાવમાં) | શુભભાવમાં |
| ૨૨૪ | ૧૬ | [ મંદાક્રાંતા ] | — |
| ૨૩૪ | ૧૧ | કહો કે, | કહો કે |
| ૨૩૯ | ૨૦ | આકાર | આકારે |
| ૨૫૭ | ૨ | सुणा द्व्वम् | सु णाद्व्वम् |
| ૨૬૩ | ૨૨ | भात्रे नात्मा | भात्रेनात्मा |
| ૨૬૫ | ૧૨ | પોતના | પોતાના |
| ૨૭૨ | ૧૪ | બને | બને |
| ૨૭૬ | ૧૭ | થાય તાને | થાય તેનો |
| ૨૯૧ | ૨૧ | પારપૂર્ણ | પરિપૂર્ણ |